પ્રકાશકઃ

માસ્તર ખુબચંદ કેશવલાલ.
ધાર્મિક અધ્યાપક. શ્રી પાર્શ્વજૈન
પાઠશાળા. સિરોહી (રાજસ્થાન)

વીર સંવત ૨૪૮૮ વિ. સં. ૨૦૧૮ પ્રથમાવૃત્તિ–નકલ ૧૦૦૦

મુદ્રકઃ
મણિલાલ છગનલાલ શાહ,
ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ,
ઘીકાંટા રોડ — અમદાવાદ.

# અનુક્રમણિકા





# પ્રકાશકીય નિવેદન

આ સમગ્ર જગત અનેક વિચિત્રતાથી ભરપૂર છે. પ્રાણિ માત્રની વિવિધ શરીર રચના, વિવિધ ચૈતન્યશક્તિ, આધ્યાત્મિક દૃષ્ટિએ વસ્તુ સ્વભાવની સત્યાસત્ય માન્યતામાં વિચારભિન્નતા, પ્રાણિઓમાં વર્ત્તતી રાગદ્વેષની અનેકવિધ વિચિત્રતા, ઇંદ્રિયોની ન્યૂનાધિકતા, સમાન ઇન્દ્રિ-યોઆદિ સંયોગો હોવા છતાં બુદ્ધિમાં વિવિધતા, સંસારિક સુખ-દુઃખના સંયોગોની અનુકુળતા તથા પ્રતિકુળતા, આત્મબળની હાનિ વૃદ્ધિ વિગેરે અનેક વિચિત્રતાઓ જોતાં વિચારશીલ માનવીને જરૂર વિચાર ઉદ્ભવે કે આવી બધી વિચિત્રતા શાથી? આ વિચિત્રતા હોવામાં મૂળ કઈ વસ્તુ ભાગ ભજવી રહી છે, તે શોધવામાં સમજુ આત્મા જરૂર પ્રયત્નશીલ બને તે સ્વભાવિક છે.

આ બધી બાબતોનો સચોટ નિચોડ કાઢવા માટે આ પૃથ્વી પર અનાદિકાળથી મનુષ્ય અનેકવિધ પ્રયત્ન કરતો જ આવ્યો છે. એવા પ્રયત્નના પરિણામે પ્રાપ્ત થતા માર્ગને આધુનિક ભાષામાં વિજ્ઞાન કહેવાય છે. અને તેવા વિજ્ઞાનનો આવિષ્કારક તે વૈજ્ઞાનિક કહેવાય છે. પૃથ્વીપટપર એવા વૈજ્ઞાનિકો અનેક થઈ ગયા છે. અને તેઓએ અનેક આવિષ્કારો કર્યા છે. પરંતુ વસ્તુનો સચોટ નિચોડ તો હજુ સુધી કોઈ લાવી શક્યા નથી. વસ્તુના સચોટ નિચોડની પ્રાપ્તિ તો કેવળજ્ઞાન દિવાકર, સર્વ તત્ત્વરહસ્ય ભેદી, વિશ્વોપકર્ત્તા અને જગદુદ્ધર્ત્તા શ્રી શ્રમણ-

ભગવાન શ્રી મહાવીરદેવે પ્રતિપાદન કરેલ જૈન દર્શનના કર્મવાદથી જ પ્રાપ્ત થાય છે.

ભારતની સમસ્ત દાર્શનિક અને નૈતિક વિચારધારાઓમાં કોઈ ને કોઈ પ્રકારે પણ કર્મવાદ વિદ્યમાનતો છે જ. તથાપિ તેનું સુવિકસિત રૂપ જૈન પરંપરામાં જેવું ઉપલબ્ધ છે, તેવું અન્યત્ર નથી. એટલે સૃષ્ટિ નિર્માણના મૂળ તત્ત્વની સાચી સમજ જૈન દર્શનથી જ મળી શકે છે.

કર્મવાદના પૂર્ણ રહસ્યને નહિ સમજી શકનારાઓ સૃષ્ટિ નિર્માણ-માં ઇશ્વિરવાદની માન્યતા ધરાવે છે. પરંતુ જૈન દર્શન તો કહે છે કે નિરંજન નિરાકાર કૃતાર્થ સ્વરૂપરમણી અખંડાનંદી એવા પરમાત્માને આ અનેક ઉપાધિમય જગચ્ચક્ર ચલાવવાની ઉપાધી ઉભી કરવાનું શું પ્રયોજન હોય ? માટે સૃષ્ટિ વિચિત્રતા અને સષ્ટિ નિર્માણના કારણ તરીકે ઈશ્વરને માનવો તે ઇશ્વિરપણામાં અત્યંત ખામી જણાવનારૂં છે. અને જીવોની વિચિત્રતામાં તથા તે સિવાયના દ્રશ્ય પદાર્થોની વિચિત્રતામાં તો પુદ્ગલ પરિણામ જ કારણિક છે.

જૈન દર્શનમાં માન્ય સ્વતઃ સિદ્ધ (કોઈએ પણ નહિં બનાવેલ એવા) જીવાસ્તિકાય, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અને કાળ એ છ મૌલિક પદાર્થો પૈકી આકાશ–પુદ્-ગલ અને જીવ એ ત્રણનું અસ્તિત્વતો અન્ય દર્શનોમાં પણ પ્રસિદ્ધ છે. જૈન દર્શન કહે છે કે કર્મ એ અન્ય કોઈ ચીજ નહિં હોતાં આત્મા સાથે સંબંધ પામેલ પુદ્ગલદ્રવ્યનુંજ પરિણામ છે.

કર્મને પુદ્ગલ દ્રવ્યના જ પરિણામ તરીકે સિદ્ધ કરવાની, જીવ અને કર્મના થતા સંબંધના કારણની, તે સંયોગના અનાદિપણાની, ચૌદરાજલોકમાં સર્વ સ્થળે વર્ત્તતી વિવિધ પુદ્ગલ વર્ગણાઓ પૈકી

કર્મ યોગ્ય વર્ગણાની, કર્મબંધ અને ઉદય ( કર્મનો ભોગ્યકાળ ) ની, ઉદયમાં આવવા પહેલાં પણ બદ્ધકર્મો પર જીવદ્વારા થતી વિવિધ ક્રિયાની, કર્મબંધના કારણની અને નિર્જરા(જીવથી કર્મને અલગ કરવાની) ના ઈલાજની, કર્મના કારણે આવૃત થતી આત્માની શક્તિઓની, દ્રઢ અને શિથિલબંધના કારણની, કર્મ–બંધાદિકના વિષયમાં ભાગ ભજવતી આત્માની આંતરિક શુભાશુભ ભાવના અને દેહજનિત બાહ્ય-શુભાશુભ ક્રિયાના વિષયની, કર્મના કારણે આત્માને પ્રાપ્ત થતી સંસારિક અનુકૂળ–પ્રતિકૂળતાની, પ્રાણિની વિવિધ પ્રકારે થતી શરીર રચનાની, તથા પાણી–અગ્નિ–પહાડ–નદી–સૂર્ય–ચંદ્ર આદિમાં પણ સંસારી જીવ હોવાની અને તે તે સ્વરૂપે વર્તતી શરીર રચનામાં તે તે શરીરને ધારણ કરનાર જીવના જ પ્રયત્નની, ઈત્યાદિનું વાસ્તવિક અને વિશદ વર્ણન જૈન દર્શનકથિત કર્મવાદદ્વારા જેટલું જાણવા મળે છે; તેટલું ઈતરદર્શન સાહિત્યમાં મળી શકતું નથી.

આત્માની વિકસિત દશાને જાણી તેને પ્રાપ્ત કરવાની જેટલી આવશ્યકતા છે, તેટલી જ આવશ્યકતા આત્માના વિકાસનો રોધ કરનાર કર્મના વિષયને પણ યથાર્થપણે સમજવાની છે. કર્મ એ તો પર દ્રવ્ય છે, માટે તેના આશ્રવ–બંધ–નિર્જરાના કારણોને સમજવામાં ઉપેક્ષા વૃત્તિ રાખી, તેના હેય–જ્ઞેય અને ઉપાદેયના વિવેકને ચૂકી જઈ કેવળ **सोऽहं सोऽहं** ઈત્યાદિ શબ્દોચ્ચારની શોભાને ધારણ કરનાર શુષ્ક અધ્યાત્મવાદીઓ પણ આત્મવિકાસને સાધી શકતા નથી.

બાહ્ય શરીરની આરોગ્યતાનો ઈચ્છક, કેવળ શરીરની આરોગ્ય દશાની જ સમજ રાખીને બેસી રહે, પરંતુ આરોગ્યને બગાડનાર વિવિધ બિમારીઓથી, તે બિમારીઓને પેદા કરનાર વિવિધ સંયોગથી, બિમારીઓથી બચવા રાખવી જોઈતી સાવચેતીઓથી, ઉપસ્થિત બિમા-

રીને હટાવવા માટે કરવા જોઈતા ઉપાયોથી, જો અનભિજ્ઞ હોય, અગર તે બાબતોનું જ્ઞાન ધરાવનાર નિષ્ણાત વૈદ્યની નિશ્રા નહિં સ્વીકારનાર હોય, તો કેવળ આરોગ્ય ! આરોગ્ય ! એમ શબ્દોચ્ચારની શોભાથી શારીરિક આરોગ્યતા ટકી શકતી નથી. એવી રીતે અવિકસિત દશામાં વર્તતી આત્માની સ્થિતિના ખ્યાલની, અવિકસિત દશાની પ્રાપ્તિના કારણની, વિકસિત દશા પ્રાપ્ત કરવાના ઉપાયોની, ઈત્યાદિ તલસ્પર્શી સમજણ વિનાનો કે તે સમજ ધરાવનાર સદ્‌ગુરૂઓની નિશ્રાએ નહિં રહેનારો, સદ્‌ગુરૂઓના કહ્યા મુજબ પ્રયત્ન નહિં કરનારો, યા વિપરીત પ્રયત્ન કરનારો કેવળ આત્મા ! આત્મા ! એમ પોકારવા માત્રથી આત્મ વિકાસ સાધી શકતો નથી. એટલે આત્મવાદના જ્ઞાનની સાથે કર્મવાદના જ્ઞાનની પણ અત્યંત આવશ્યકતા છે, એ ભૂલાઈ જવું ન જોઈએ. પરંતુ સાથે સાથે એ પણ ચોક્કસ વાત છે કે કર્મવાદનું વિશદ વર્ણન જૈન દર્શનમાં જેવું મળી શકે છે, તેવું અન્યકથિત કર્મવાદમાંથી મળવું અત્યંત મુશ્કેલ છે.

જૈનદર્શન કહે છે કે કર્મ એ પુદ્‌ગલ પરિણમનની જ એક અવસ્થા છે. જગતમાં જે કંઈ દ્રષ્ટિગોચર ફેરફારો યા પુદ્‌ગલ પરમાણુઓની અચિંત્ય શક્તિઓનો પ્રાદુર્ભાવ જોવામાં આવે છે, તે પુદ્‌ગલના દશ પ્રકારના પરિણામથી જ છે. આ દશ પ્રકારના પરિણામથી પુદ્‌ગલનાં અનેક રૂપાન્તરો થયા કરે છે. તે વિવિધિ રૂપાન્તરોમાં વિવિધ શક્તિઓ પણ પ્રગટ થાય છે. પરંતુ પુદ્‌ગલના અન્ય રૂપાન્તરોના વર્ણનથી તો કર્મરૂપે થતા રૂપાન્તરનું વર્ણન જૈનદર્શનમાં અગ્રસ્થાને છે. તેનું કારણ એ છે કે આત્માની અનંત શક્તિઓને આવરનાર તો કર્મસ્વરૂપે જ થતું પુદ્‌ગલનું રૂપાન્તર છે. જગતના આધ્યાત્મિકક્ષેત્રમાં, વૈજ્ઞાનિકક્ષેત્રમાં કે અન્ય કોઈ વ્યવહારિક ક્ષેત્રમાં આગળ વધનાર આત્માઓ સ્વાત્મા સાથે સંબંધિત કર્મ પુદ્‌ગલરૂપ આવરણનો ક્ષયોપશમ પામવાદ્વારા જ

આગળ વધે છે. ભૌતિક વિજ્ઞાનનો અવિષ્કાર, તેનો ઉપયોગ, તે દ્વારા પ્રાપ્ત થતી ઇચ્છિત અનુકુળતા, આ બધામાં કર્મરૂપે રૂપાન્તર પામેલ પુદ્ગલનો હિસ્સો પણ જરૂર છે. જો કે આથી કદાચ કોઈ એવી પણ માન્યતા સ્વીકારી લે કે "જૈનદર્શન તો માત્ર કર્મવાદી જ છે." એટલે સમજવું જરૂરી છે કે જૈનદર્શન કર્મવાદી તો છે જ, પરંતુ "માત્ર કર્મવાદી જ છે," એમ માની લેવું તે ભૂલ ભરેલું છે. કેમકે કાર્યની ઉત્પત્તિમાં જૈનદર્શન માત્ર કર્મને જ માનનાર નહિં હોતાં કાળ, સ્વભાવ, નિયતિ, પ્રારબ્ધ અને પુરૂષાર્થ એ પાંચે સમવાય કારણોને માનનાર અનેકાન્તવાદી દર્શન છે. આમ છતાં કેટલાકને માત્ર કર્મ-વાદીની જ ભ્રાન્તમાન્યતા ઉદ્દ્ભવવાનું મુખ્યકારણ એ છે કે ઉપરોક્ત પાંચ કારણો પૈકી કર્મનું સ્વરૂપ શેષ ચાર કારણો કરતાં અતિ વિશાળરૂપે જૈનશાસ્ત્રમાં વર્ણવાયેલું જોવામાં આવે છે.

વર્ત્તમાન જૈન આગમોમાં કર્મવાદનું સ્વરૂપ તો અમુક પ્રમાણમાં જ વર્ણવેલ છે, કર્મવિચારનું મૂળ તો જૈનદર્શનમાં લુપ્ત થયેલ મનાતા દ્રષ્ટિવાદ નામના બારમા અંગના, ચૌદ પૂર્વવાળા ચોથા ભેદમાં છે. તેમાં કર્મપ્રવાદ નામનું એક આખું પૂર્વ છે. આ પૂર્વ પણ લુપ્ત થયેલ છે. પરંતુ તેમાંના કેટલાક વિચારો પરંપરાએ ઉતરી આવેલ છે, અને સંઘરાઈ રહ્યા છે. ઉપરોક્ત શાસ્ત્રના આધારે પૂર્વાચાર્યોએ નિર્માણ કરેલ કર્મવાદના સાહિત્ય દ્વારા આજે પણ કર્મવાદનું સ્વરૂપ સંપૂર્ણ-પણે તો નહિં, પણ અમુક અંશે તો જાણી–સમજી શકાય છે. વર્ત્તમાનકાળે આ રીતે અમુક અંશે વિદ્યમાન આ કર્મવાદનો વિષય પણ અન્ય દર્શનોમાં કહેલ કર્મવાદ કરતાં અત્યંત વિશાળ, બુદ્ધિગમ્ય અને હૃદયસ્પર્શી છે. ગણધર ભગવંતોએ કરેલ રચના બાદ રચાએલ કર્મવાદ વિષયક સાહિત્યમાં મુખ્યત્વે તો કર્મપ્રકૃતિ, પંચસંગ્રહ, પ્રાચિન –અર્વાચિન કર્મગ્રંથો, અને તેના ઉપર રચાએલ ચૂર્ણિ, ભાષ્ય, ટીકા,

અવચૂર્ણિ ટિપ્પનક, ટબાઓ આદિ કર્મસાહિત્ય, શ્વેતાંબર આચાર્યોએ રચિત છે. અને કર્મપ્રકૃતિપ્રાભૃત, કષાયપ્રાભૃત, ગોમ્મટસાર, લબ્ધિસાર, ક્ષપણાસાર, વીગેરે સાહિત્યો દિગંબર આચાર્યો રચિત છે. આ રીતે જૈનદર્શન માન્ય કર્મવાદને પુષ્ટ બનાવવામાં શ્વેતાંબર અને દિગંબર ઉભય સંપ્રદાયે અમુલ્ય ફાળો આપ્યો છે.

ઉપરોક્ત કર્મવાદ વિષયક ગ્રંથોનો હું કંઈ ખાસ અભ્યાસી નથી. મહેસાણા જૈનપાઠશાલામાં રહી કર્મગ્રંથનો અભ્યાસ કરી ત્રીસેક વર્ષ ધાર્મિક શિક્ષક તરીકે જીવન વ્યતીત કરતાં કર્મગ્રંથના અભ્યાસીઓને કર્મનો વિષય સમજાવતાં આ વિષય પરત્વે ચિત્ત વધુ પરોવાયું. આ વિષયની ઉંડી વિચારણા દ્વારા વિષયને દૃઢ કરી જીવનમાં ઉપયોગી બનાવવાની ભાવનાએ કર્મમીમાંસા અને સૃષ્ટિમીમાંસા નામની બે પુસ્તિકાઓ લખી. ઉપરાંત ગુજરાતીકલ્યાણમાસિકમાં છેલ્લા આઠ દસ વરસથી આ વિષયની એક લેખમાલા ચાલુ રાખી. મારૂં મૂળ વતન તો "વાવ" (વાયા ન્યુ ડીસા—બનાસકાંઠા જીલ્લો. ઉ. ગુજરાત) હોવા છતાં નોકરી અંગે અહીં સિરોહી (રાજસ્થાન)માં આઠ વરસથી રહેવાનું બન્યું. અને ઉપરોક્ત લેખમાળા લખવામાં મને અહીંના સ્થાનની અનુકુળતા પણ સારી મળી. મૂર્તિપૂજા, આત્મ સ્વરૂપ વિચાર, કર્મમીમાસા, સૃષ્ટિમીમાંસા અને તે ઉપરાંત બીજાં પણ બે ત્રણ પુસ્તકો લખી પ્રગટ કરવાની અનુકુળતા અહિં જ મળી. છેવટ કર્મવાદની લેખમાળાને પણ કંઈક વિસ્તૃત બનાવી તેને પુસ્તકરૂપે પ્રગટ કરવાની ભાવના ઉદ્ભવી. આવા સાહિત્યના નિર્માણમાં પુસ્તકનો ખર્ચ સમાજ પાસેથી મેળવવાનું ગૃહસ્થ જીવનમાં અને તેમાં પણ મારા જેવા ધાર્મિક શિક્ષકને કેટલું મુશ્કેલ પડે છે, એ તો સ્વયં અનુભવ જ કહી શકે. તેમ છતાં મારી પાસે કર્મગ્રંથનો અભ્યાસ કરતાં સાધ્વીજીઓ (ડહેલાના સમુદાયના)નાં ગુરૂણીજી શ્રી કંચનશ્રીજી અને રંજનશ્રીજી (મારવાડનાં)નું આ અંગે લક્ષ્ય ખેંચાયું અને પોતાનાં

સ્વર્ગસ્થ ગુરૂણીજી શ્રી અનોપશ્રીજી મહારાજની પુણ્યસ્મૃતિ નિમિત્તે આ પુસ્તકની પાંચસો નકલ સ્વર્ગસ્થ સાધ્વીજી મહારાજના સંબંધિઓની આર્થિક સહાય દ્વારા અગાઉથી ખરીદ લેવાનું નક્કી કરી આપી કર્મવાદના આ પુસ્તકને છપાવી પ્રગટ કરવામાં તેઓ મને ઉત્સાહપ્રેરક થયાં. ઉપરાંત એકસો નકલ ખરીદી લેવાનું વચન અમારી અત્રેની પાઠશાળાના મુખ્ય કાર્યવાહક શેઠ શ્રીમાન્ મંછાલાલજી જગરૂપજી એ આપ્યું.

કેટલાકને આ પુસ્તકની કિંમત કદાચ વધુ જણાશે. પરંતુ પહેલી પૈસાની જરૂરીઆતના હિસાબે ઉપરોક્ત છસો નકલો તો ઓછી કિંમતે આપી છે. શેષ ચારસો નકલો સંપૂર્ણ ન ખપે તો ખર્ચની રકમનું પણ પુરૂં ઉત્પાદન ન થાય, એ હિસાબે પુસ્તકની કિંમત વધુ રાખવી પડી છે.

આ કર્મવાદનો વિષય એટલો બધો ગહન છે કે તે લખવા માટે મારી શક્તિ કે લાયકાત પણ નથી. પરંતુ **शुभे यथाशक्तियतनीयं**, એ મહાપુરૂષોના કથન અનુસાર મેં લખવાની ઉત્કંઠા કરી છે. વાચકને મારૂં આ લખાણ યોગ્ય લાગશે કે કેમ ? તે તો વાંચકે સ્વયં વિચારવાનું છે. મારામાં અભ્યાસની કચાશના હિસાબે ક્ષતિઓ પણ બહુ હશે, અને ભાષા દોષ પણ હશે. વાંચકો તે માટે મને ક્ષમા કરે, અન હિત બુદ્ધિએ મને સલાહ સૂચના આપવાની પણ કૃપા કરે. અન્તે આ પુસ્તકમાં મારા ક્ષયોપશમ દોષે કરી, યા પ્રમાદે કરી, સર્વજ્ઞદેવ કથિત આગમ વિરૂદ્ધ કંઈ લખાઈ ગયું હોય તો ત્રિવિધે ત્રિવિધે મિથ્યાદુષ્કૃતં દઈ, આ પુસ્તકમાં પ્રેસદોષથી થએલ અશુદ્ધિની નોંધ કરી આપનાર આચાર્યદેવશ્રી વિજય ભક્તિ સૂરીશ્વરજી મહારાજના શિષ્ય પંન્યાસજી મહારાજ **શ્રી કનકવિજયજી** મહારાજનો, તથા આ પુસ્તકનાં

મુદ્રિત પેઈજ તપાસીને પ્રસ્તાવના લખી આપનાર પૂજ્ય પંન્યાસજી મહારાજ શ્રી રાજેન્દ્રવિજયજી મહારાજ (ડહેલાવાળા)નો આભાર માનું છું.

ફાલ્ગુન શુક્લ એકાદશી
વિ. સં- ૨૦૧૮
પાર્શ્વ જૈન પાઠશાળા
સિરોહી (રાજસ્થાન)

લિં—
માસ્તર ખુબચંદ કેશવલાલ.
વાવ (વાયા ન્યુ ડીસા–
બનાસકાંઠા) વાળા.

# પ્રસ્તાવના

વિશ્વભરના તમામ આસ્તિક દર્શનોમાં શ્રી જૈન દર્શન સર્વોચ્ચ કોટીનું અને સર્વગ્રાહી હોવામાં કોઈ નવાઈ નથી. કારણ કે તે સર્વજ્ઞ કથિત છે. જગતભરના તમામ જીવો સુખની ચાહનાવાલા અને દુઃખના દ્વેષી હોય છે. પરંતુ સુખ અને દુઃખનું મૂળ કારણ શું છે? તેના વિચારક ઓછા હોય છે. એમાં પણ કેટલાક નસીબભાગ્ય એટલું કરી અટકી જાય છે. જ્યારે એવું સારૂં કે ખોટું ભાગ્ય શાથી થયું? કર્મ એ શું છે? શુભાશુભ કર્મ બાંધવાના કયાં કારણો છે? પૌદગલીક સુખની સાનુકૂળતા શાથી પ્રાપ્ત થાય છે? પ્રતિકુળતા શાથી પ્રાપ્ત થાય છે? આ બધું જાણ્યા વગર સુખ માટેની જીવની પ્રવૃત્તિ વિપરીત પરિણામ લાવે તે તદ્દન સ્વભાવિક છે. બધી દિશામાં અંધિયાર કુવા વિગેરે ભયસ્થાનો વાલા જંગલમાં, અંધના ગમન જેવી એ પ્રવૃત્તિ છે।

ખરેખર આ રીતે અનાદિકાળથી જીવ શુભ આશાએ પરંતુ અજ્ઞાન પ્રવૃત્તિની ભૂલો કરતો સંસાર અટવીમાં રખડી રહ્યો છે. આ સંસારચક્રમાંથી મુકત થઇ, અક્ષય અમર શાશ્વત સુખ પ્રાપ્ત કરવા માટે સર્વથા કર્મનો ક્ષય શું અનિવાર્ય છે? એ માટે ઉપાયો છે ખરા? હા, જરૂર ઉપાયો છે. જીનેશ્વર ભગવંતોએ કૈવલ્ય જ્ઞાનથી જાણી એ ઉપાયો દર્શાવ્યા છે. જેને જાણી, આચરીને અનંત આત્માઓ અવિચળ સિદ્ધિ સુખને પામ્યા છે.

**આ ઉપાયો જૈન ફીલોસોફીમાં વિશદ રીતે વર્ણવ્યા છે.**

તેમાં વળી અનેક જૈનેતરો પણ જે તરફ વિશેષ આકર્ષાઈ રહ્યા છે. તે છે જૈનકર્મ ફીલોસોફી. ખેદની વાત્ત એ છે કે જૈનોનો કેટલોક વર્ગ આ ફીલોસોફી માટે ફક્ત ગૌરવ લેવામાં જ ઈતિકર્તવ્યતા માની બેઠેલ છે ! ભયંકર રોગથી પીડાતો આત્મા ઘરમાં રહેલ પૂર્ણ આરોગ્યપ્રદ અમૃતકુંપાના દર્શન માત્રથી જ સંતોષ માને એના જેવું જ આ કહેવાય. આજે દેશ પરદેશના અનેક જીજ્ઞાસુઓ 'જૈન કર્મ સિદ્ધાંત' જાણવા આતુર છે. એ માટે સરલ ભાષામાં સમજાય તેવા ગ્રંથોની સમયની માગ છે. લોકોની ભૂખ છે, એવા અવસરે, માસ્તર ખૂબચંદ ભાઈએ 'જૈન દર્શનનો કર્મવાદ' નામે આ ગ્રંથ લખી, બહાર પાડી, અવસરોચિત સુંદર કાર્ય કર્યું છે. તેઓ કર્મગ્રંથાદિ દ્રવ્યાનુયોગના અભ્યાસી શિક્ષક છે, અને સદર વિષયની તેમની લેખમાલા પ્રસિદ્ધ કલ્યાણ માસીકમાં આદર પ્રશંસાને પામી છે.

ભૌકિતક ભુતાવળમાં ભરાયેલા ભવ્યાત્માઓને જાણે 'રૂક જાવ' નો આદેશ આપી આ ગ્રંથ ચીમકી રૂપ સર્ચલાઈટ ધરે છે. દુર્લભ અને ઉત્તમ માનવ ભવની સાચી સાર્થકતા જીવનમાં કઈ રીતે થાય તે માટે, **અધ્યાત્મિક દીવાદાંડી** બતાવે છે. જો કે જૈન દર્શનના કર્મવાદનો વિષય એટલો ઉંડો, ગહન અને વિવિધતાથી ભરેલો છે કે કોણ તેનો પાર પામી શકે? એમાં કેટલીક એવી ઝીણી વાતો આવે છે કે સામાન્યા કોટીના આત્માઓ પાછા પડે અને કંટાળી જાય. રખે આને સંપૂર્ણ કર્મવાદ માની લેતા ! સિંધુના બિંદુ જેમ આમાં મુખ્ય વિષયો બહુ સરસ રીતે સમજાય તેમ વર્ણવ્યા છે. કર્મગ્રંથની ગહનતાના હિસાબે ભાષા સરલ છે. વાંચકને જાણવાનું વિચારવાનું ને આચરવાનું આમાંથી ઘણું મળશે. કેમકે—

પહેલા જ પ્રકરણમાં આત્માની સ્વભાવદશા અને બીજામાં વિભાવ દશા કોને કહેવાય તે સ્પષ્ટ વર્ણવી છે. તે વિભાવ દશા જ સંસારી જીવોને દુઃખનું કારણ હોઈ, વિભાવદશા પ્રાપ્ત થવાના કારણો

બીજા પ્રકરણમાં જણાવ્યાં છે. જ્યારે ત્રીજા પ્રકરણમાં ' પુદ્‌ગલ વર્ગણાઓનું સ્વરૂપ અને વૈજ્ઞાનીક વિચારણા ' આજના વિજ્ઞાન અને બુદ્ધિવાદના જમાનામાં ખાસ મનન પૂર્વક જાણવા જેવી છે. વિજ્ઞાન ગમે તેટલું આગળ વધે છતાં, કેટલું પાંગળું અસ્થિર અને અધુરૂં છે તે બરાબર સમજાવવા સાથે, આજના જેવા લેબોરેટરીના વૈજ્ઞાનિક સાધનો ન હોવાં છતાં, અગણિત વર્ષો પૂર્વે આણું પુદ્‌ગલવાદનું આટલું બધું સૂક્ષ્મ જ્ઞાન કઈ રીતે થયું હશે ? આત્મશક્તિ અને સર્વજ્ઞતા, ભૌતિક વિજ્ઞાન કરતાં સદા સર્વદા અનંત ગુણી બલિષ્ઠ છે, એ નહિ સમજનાર, આશ્ચર્ય સાગરમાં ડુબે એમાં કાંઈ નવાઈ નથી! અધ્યાત્મવાદ **સર્વકાળે ચઢીયાતો રહ્યો છે ને રહેવાનો જ.** એના વગર જગતને કદી ચાલી જ ન શકે. એ ન હોય તો વિશ્વમાં કોઈ કાળે શાન્તિ રહી શકે જ નહી. આ પ્રકરણ દૃઢપણે સાબિત કરે છે કે અનંત જ્ઞાનવાળા **સર્વજ્ઞો વિશ્વમાં થયા જ** છે. અને એમના દર્શાવેલા માર્ગે પ્રયાણ કરનાર, કાલાદિ સામગ્રીને પ્રાપ્ત કરી, અંતે જરૂર **સર્વજ્ઞ થઇ શકે** છે. આ શ્રદ્ધા વિવેકી વાંચકને થયા વગર નહિ રહે.

ચોથા પ્રકરણમાં સમગ્રલોકના સર્વે જડ અને ચેતન પદાર્થોને છ વિભાગમાં સમાવી તેના દ્રવ્ય ગુણ અને પર્યાનું જૈન તત્ત્વજ્ઞાનની દૃષ્ટીએ સુંદર નિરૂપણ કર્યું છે. પુદ્‌ગલ, પરમાણું, સ્કંધનું વર્ણન અને પરિણમનની પ્રક્રીયાને પણ ઠીક પ્રમાણમાં ચર્ચી છે. જેથી પાંચમા પ્રકરણમાં કાર્મણ વર્ગણાદિ પુદ્‌ગલનું ગ્રહણ અને પરિણમન કઇ રીતે થાય છે તે બરાબર સમજી શકાય છે. કર્મ બાંધવાના હેતુઓ અહેતુઓ સમજાવીને, છઠ્ઠા ' પ્રકૃતિ બંધ ' પ્રકરણમાં એ કર્મબંધ વધુમાં વધુ આઠ વિભાગમાં કઈ રીતે વહેંચાય છે, અને તે કર્મ ઉદયકાળે કેવા ફળોને આપે છે, તે આઠ કર્મનું સ્વરૂપ તેના પેટાભેદો સાથે સૈદ્ધાન્તિક રીતે સમજાવ્યું છે. જે મનન પૂર્વક વાંચતાં, જગતમાં સુખ, દુઃખ, જ્ઞાન અજ્ઞાન, રોગ, જન્મ, મરણ, શુભાશુભગતી, યશ,

અપયશ, આદિ વિશ્વભરના જીવોમાં જે વિચિત્રતા દેખાય છે તેનું કારણ સંતોષ પૂર્વક સમજાઈ જશે. પછીના પ્રકરણમાં સ્થિતિ, રસ, પ્રદેશ બંધની સમજ વિસ્તારથી આપી બંધના હેતુઓ, સંવર, નિર્જરા અને મોક્ષનું સુંદર વર્ણન જુદા જુદા પ્રકરણોમાં કર્યું છે. જે ખાસ વાંચવા યોગ્ય છે. મુમુક્ષુ આત્માઓને એમાં ઘણું જાણવા જેવું મળશે.

માનવ અને માનવેતર અસંખ્ય પ્રાણીઓની શરીર રચના, તેની આકારાદિ અનેક વિવિધતા, શાથી છે? નાનામાંથી મોટું કઈ રીતે થાય છે? એનો કાચો માલ ક્યાંથી કેવી રીતે આવે છે? યથાવત્ એનું કામ કેવી રીતે ચાલે છે? એનું વિસર્જન કેમ થાય છે? કાન જ શબ્દને સાંભળે છે, આંખ જ જુવે, મોઢું (જીભ) બોલે, પગ દોડે–સલામત સ્થાને જાય, આ બધું કેવી રીતે થાય છે? સંદેશો એકબીજાને કોણ પહોંચાડે છે? આ બધું વિશ્વતંત્ર, શરીરતંત્ર આદિથી અંત સુધી કઈ રીતે ચાલે છે? આ બાબત ઉંડો વિચાર કરનારને ખરેખર **ગજબનાક આશ્ચર્ય થશે**! આ બધી બાબત સાદ્યન્ત સંપૂર્ણ તો સર્વજ્ઞ જ જોઈ જાણી શકે, તેથી તેઓ જ **સાચા પૂર્ણ વિજ્ઞાન વેત્તા છે**. તેમની જ જણાવેલી થીયરીમાંથી આ ગ્રંથમાં ઉપરોક્ત બાબત યથાશક્ય ટૂંકમાં સમજાવી છે. જે ધ્યાનપૂર્વક વાંચવાથી આધુનિક રોકેટ વિજ્ઞાન, ગંજાવર યંત્ર સામગ્રી આદિ જે માનવ સર્જીત અને સંચાલીત છે, માનવ તેનો કાચો માલ મેળવે છે, તૈયાર કરે છે, ગોઠવે છે એમાં ભારે નવાઈ નહિ લાગે. પણ વિરાટ કહેવાતું તે વર્ત્તમાન વિજ્ઞાન, વામન અને ક્ષુદ્ર લાગશે. એની એક સૂક્ષ્મ નલીકાની પણ ભૂલ બધું કામ બગાડી નાખે છે. જ્યારે વિશ્વતંત્ર સદાકાળ ધારાબદ્ધ પ્રવાહે ચાલ્યા જ કરે છે અને ચાલ્યા કરશે. એને જાણવા જેમ મથશો તેમ અદ્દ્ભુત રસથી તરબોળ થશો, અકલ્પ્ય આશ્ચર્ય થશે. જેની પાસે માનવ સર્જીત્ત વિજ્ઞાન મેરૂ પાસે રાઈ કરતાં પણ નાનું લાગશે

આ પ્રસ્તાવનામાં દરેક પ્રકરણનું વિશેષ વિવરણ કરવા જતાં, ઘર કરતાં બારસાખ મોટું થવા જેવું થશે, એટલે ટુંકમાં દરેક પ્રકરણો મનનીય છે. ખરી રીતે આસ્તિક માત્રને કર્મવાદનું જાણવું અનિવાર્ય છે. આત્માને પોતાની પ્રત્યેક પ્રવૃત્તિમાં સાવધાન રાખનાર અને માર્ગદર્શક આવા ગ્રંથોનું પઠનપાઠન આર્યકુલોમાં જરૂરી છે. અજ્ઞાનતાથી જાણે અજાણે કેટલાંય પાપકર્મો બંધાઈ જાય છે, જેનાં મહાકટુ ફળ જીવને અનેક ભવો સુધી ભોગવવાં પડે છે. આ ગ્રંથ પ્રવૃત્તિમાં વિવેક લાવનાર અને ઉપકારક છે જેથી પ્રત્યેક ઘરમાં હોય તો કુટુંબમાં પણ જાગ્રતી રહે.

હલકી કોટીની આધુનિક નોવેલોના શોખને છોડી ગુણાનુરાગી જૈન જૈનેતરો કર્મવાદના આ પુસ્તકને પોતાની અને સાર્વજનીક લાયબ્રેરીઓમાં સ્વદ્રવ્યનો સદ્વ્યય કરી સંગ્રહિત કરશે તો **સ્વપરના ઉપકાર માટે થશે.** આપણા જન શ્રીમંતો, કર્મવાદ જેવા ગહન વિષયને સરલભાષામાં સમજાવતા આ ગ્રંથની પુનરાવૃત્તિઓ પુનઃ પણ લેખક પાસે સુધારાવધારા પૂર્વક છપાવી આ પુસ્તકોની નકલોનો દેશ પરદેશમાં બહોળો પ્રચાર કરવા માટે પોતાના દ્રવ્યનો સહકાર આપશે, તો તેઓએ જૈનશાસનની મહાન્ સેવા બજાવી ગણાશે. આજે દ્રવ્યાનુયોગ વિષયના લેખકો સમાજમાં બહુ અલ્પ મળી શકે છે. એટલે એટલે જે લેખકો આ વિષયના લેખનમાં બહુ જ ઉત્સાહી છે, તેમના દ્વારા થતાં આવાં પ્રકાશનોમાં વધુને વધુ દ્રવ્ય સહાયક થવું એ જૈન તરીકેની આપણી પ્રથમ ફરજ છે.

અંતમાં જૈન દર્શનના કર્મવાદને જાણી વિચારી સહુ કોઈ અક્ષય સુખના ભોક્તા બનો એજ શુભાભિષ. એજ લીં. (ડહેલાવાલા) પૂજ્ય સુરેન્દ્રસૂરીશ્વરજી ચરણરેણું પં. રાજેન્દ્ર વિજય. ફાગણ શુક્લ પંચમી. સુરેન્દ્રનગર.

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૧૪ | અનન્નદર્શન | અનન્તદર્શન |
| ૫ | ૧૫ | અનન્તા | અનન્તતા |
| ૮ | ૨૧ | માન્યતાએ | માન્યતા |
| ૯ | ૨૨ | ચતન્ય | ચૈતન્ય |
| ૧૦ | ૨૪ | ચતન્ય | ચૈતન્ય |
| ૧૪ | ૨૧ | કારણવલંબી | કારણાવલંબી |
| ૧૬ | ૫ | લોક તથા અલોકાકાશના | લોકાકાશના |
| ૧૮ | ૧૨ | પ્રરમેશ્વર | પરમેશ્વર |
| ૨૨ | ૬ | આવરણુહિત | આવરણુરહિત |
| ૨૬ | ૧૦ | વઈ | થઈ |
| ૩૧ | ૬ | શ્રતનિશ્રિત | શ્રુતનિશ્રિત |
| ૩૨ | ૩ | શ્રતજ્ઞાનનો | શ્રુતજ્ઞાનનો |
| ૩૨ | ૧૨ | શ્રતજ્ઞાન | શ્રુતજ્ઞાન |
| ૩૩ | ૧૭ | ચતન્યશકિત | ચૈતન્યશક્તિ |
| ૩૪ | ૧૯ | ચતન્યશકિન | ચૈતન્યશક્તિ |
| ૩૪ | ૨૨ | શ્રતજ્ઞાન | શ્રુતજ્ઞાન |
| ૩૫ | ૪ | શ્રત | શ્રુત |
| ૩૫ | ૧૦ | શ્રત | શ્રુત |
| ૩૫ | ૧૬ | શ્રત | શ્રુત |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૩૬ | — | ૨ | — | નમી | — | નથી |
| ૩૮ | — | ૧૧ | — | અંગબાહ્યશ્રત | — | અંગબાહ્યશ્રુત |
| ૩૯ | — | ૧૯ | — | પ્રતિપાત્તિ | — | પ્રતિપત્તિ |
| ૪૩ | — | ૯ | — | પ્રકારે | — | પ્રકાર |
| ૪૩ | — | ૨૩ | — | શ્રતજ્ઞાન | — | શ્રુતજ્ઞાન |
| ૪૬ | — | ૨૩ | — | વિપરિત | — | વીપરિત |
| ૪૮ | — | ૨ | — | વિપરિત | — | વીપરિત |
| ૪૮ | — | ૧૭ | — | શ્રત | — | શ્રુત |
| ૪૯ | — | ૧૯ | — | અ | — | આ |
| ૪૯ | — | ૨૦ | — | પુદ્ગલ | — | પુદ્ગલો |
| ૪૯ | — | ૨૨ | — | મનવાળ | — | મનવાળા |
| ૫૬ | — | ૧૦ | — | દસા | — | દશા |
| ૮૨ | — | ૭ | — | અને | — | અને તે અંશ |
| ૯૫ | — | ૧૦ | — | જન | — | જૈન |
| ૯૭ | — | ૧૧ | — | જન | — | જૈન |
| ૧૦૦ | — | ૨૪ | — | જનદર્શન | — | જૈનદર્શન |
| ૧૦૫ | — | ૧૩ | — | માટીદુપ | — | માટીરૂપ |
| ૧૧૫ | — | ૨૨ | — | જનદર્શનની | — | જૈનદર્શનની |
| ૧૧૭ | — | ૨૩ | — | જનદર્શનમાં | — | જૈનદર્શનમાં |
| ૧૧૮ | — | ૨૩ | — | શરિરાદિતું | — | શરીરાદિનું |
| ૧૨૦ | — | ૭ | — | નારોધમાં | — | રોધમાં |
| ૧૨૧ | — | ૧૧ | — | જનદર્શનકાર | — | જૈનદર્શનકાર |
| ૧૨૧ | — | ૧૯ | — | જનદર્શનમાં | — | જૈનદર્શનમાં |
| ૧૨૨ | — | ૧૧ | — | પુર્ણ | — | પૂર્ણ |
| ૧૨૪ | — | ૧૯ | — | જનશાસ્ત્રતો | — | જૈનશાસ્ત્રનો |
| ૧૨૬ | — | ૧૮ | — | ઈત્વાદિ | — | ઈત્યાદિ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૨૭ | — | ૧૫ | — | પૌદ્‌ગુલિક | — | પૌદ્ગલિક |
| ૧૨૯ | — | ૧ | — | વીર્યાંતરાય | — | વીર્યાંતરાય |
| ૧૩૧ | — | ૨૨ | — | ક્ષયોપશમક્રિ | — | ક્ષયોપશમિક |
| ૧૩૩ | — | ૮ | — | નિંદ્રાવસ્થામાં | — | નિદ્રાવસ્થામાં |
| ૧૩૪ | — | ૧૯ | — | પ્રૅદેસો | — | પ્રદેશો |
| ૧૩૪ | — | ૨૨ | — | પ્રૅદેસોવડે | — | પ્રદેશોવડે |
| ૧૪૨ | — | ૨૧ | — | ગમજી | — | સમજી |
| ૧૪૭ | — | ૧૪ | — | શ્રતજ્ઞાનાવરણીય | — | શ્રુતજ્ઞાના-વરણિય |
| ૧૪૮ | — | ૨ | — | બીલ્કુલ | — | બિલ્કુલ |
| ૧૫૦ | — | ૩ | — | નિંદ્રાનો | — | નિદ્રાનો |
| ૧૫૦ | — | ૮ | — | નિંદ્રાદ્વારા | — | નિદ્રાદ્વારા |
| ૧૫૦ | — | ૧૦ | — | નિંદ્રા | — | નિદ્રા |
| ૧૫૦ | — | ૧૧ | — | નિંદ્રાને | — | નિદ્રાને |
| ૧૫૦ | — | ૧૩ | — | નિંદ્રારૂપે | — | નિદ્રારૂપે |
| ૧૫૦ | — | ૧૬ | — | નિંદ્રાવસ્થાતે | — | નિદ્રાવસ્થાને |
| ૧૫૦ | — | ૨૦ | — | નિંદ્રાવસ્થામાં | — | નિદ્રાવસ્થામાં |
| ૧૫૩ | — | ૧૮ | — | એકેન્દ્રિયો | — | એકેન્દ્રિય |
| ૧૫૬ | — | ૩ | — | તિ ંચગતિમાં | — | તિર્યંચગતિમાં |
| ૧૫૭ | — | ૯ | — | શ્રદ્ધ'ન | — | શ્રદ્ધાન્ |
| ૧૫૯ | — | ૧૬ | — | સશ્ર | — | સંઘ |
| ૧૬૪ | — | ૧૦ | — | વિચારંતુ | — | વિચારનું |
| ૧૬૮ | — | ૮ | — | દ'નન્તરાય | — | દાનાન્તરાય |
| ૧૬૮ | — | ૧૯ | — | નિષ્પાક્ષપાત | — | નિષ્પક્ષપાત |
| ૧૬૮ | — | ૮ | — | દાનન્તરાય | — | દાનાન્તરાય |
| ૧૬૮ | — | ૧૯ | — | નિષ્પાક્ષપાત | — | નિષ્પક્ષપાત |
| ૧૭૭ | — | ૧૩ | — | જને | — | જૈને |

| | | | |
|---|---|---|---|
| ૧૭૮ | ૧ | જનેતર | જૈનેતર |
| ૧૭૮ | ૬ | જનદર્શનમાં | જૈનદર્શનમાં |
| ૧૭૮ | ૭ | જનકુળમાં | જૈનકુળમાં |
| ૧૭૮ | ૧૩ | જનસાધુપણું | જૈનસાધુપણું |
| ૧૭૮ | ૧૮ | જન | જૈન |
| ૧૮૧ | ૧૨ | અસદ્ભ્યાસથી | અસદ્-અભ્યાસથી |
| ૨૦૨ | ૨૧ | કિતષ્ટને | કિતને |
| ૨૦૬ | ૬ | આશ્રમ | આશ્રય |
| ૨૧૧ | ૯ | ભાવિતવ્યતા | ભવિતવ્યતા |
| ૨૧૩ | ૩ | તે ચારિત્ર મોહનીય કર્મ | ચારિત્ર મોહનીય કર્મ |
| ૨૧૫ | ૧૪ | અનંતાનું બંધી | અનંતાનુ બંધી |
| ૨૧૬ | ૩ | કષાયોના | કષાયો |
| ૨૧૬ | ૨૩ | થોડું જ | થોડું જ |
| ૨૨૧ | ૧૦ | કરાવવાળું | કરાવવાવાળું |
| ૨૨૫ | ૯ | ત | તે |
| ૨૩૦ | ૨૨ | અંતર્મુર્હૂર્તે | અંતર્મુહૂર્તે |
| ૨૬૪ | ૬ | એકેન્દ્રિ | એકેન્દ્રિય |
| ૨૬૪ | ૧૧ | પર્યાપ્તા | અપર્યાપ્તા |
| ૨૬૫ | ૧ | પરિણામ | સ્થિરપરિણામ |
| ૨૬૫ | ૬ | શુભકર્મના | અશુભકર્મના |
| ૨૭૫ | ૧૪ | ભવમા | ભવમાં |
| ૨૭૫ | ૧૫ | ગોત્રમા | ગોત્રમાં |
| ૨૯૮ | ૧૫ | કર્મપ્રકૃતિઓનાં | કર્મપ્રકૃતિઓના |
| ૩૦૧ | ૧૪ | પાપાનુબંધિપુય | પાપાનુબંધિ પુન્ય |

| | | | |
|---|---|---|---|
| ૩૦૩ | ૨૩ | પ્રવર્ત્ત | પ્રવર્ત્તે |
| ૩૧૦ | ૮ | શકતા | શકતો |
| ૩૧૫ | ૧૨ | વળું | વાળું |
| ૩૨૨ | ૯ | કોડિપિણું | કોડિપણું |
| ૩૨૭ | ૪ | શ્રતધર્મ | શ્રુતધર્મ |
| ૩૨૮ | ૭ | પુરૂષાર્થને | પુરૂષાર્થને |
| ૩૩૦ | ૧૨ | રસ | રસો |
| ૩૩૧ | ૧૩ | દીવ્રદષ્ટિથી | દીર્ઘદષ્ટિથી |
| ૩૩૨ | ૧૫ | સભૂહ | સમૂહ |
| ૩૩૫ | ૧૫ | ગુમ | ગુણ |
| ૩૩૮ | ૧૭ | ભદો | ભેદો |
| ૩૪૭ | ૧૭ | અનુભાગધ્વ | અનુભાગાધ્યવ |
| ૩૪૭ | ૧૯ | ગાધ્યસાય | ગાધ્યવસાય |
| ૩૪૭ | ૨૦ | પ્રાશ્વાત્ય | પાશ્વાત્ય |
| ૩૪૮ | ૫ | લેશ્યા રૂપ | લેશ્યારૂપ |
| ૩૪૯ | ૧ | રાગદ્ષના | રાગદ્વેષના |
| ૩૫૧ | ૧૪ | પૂર્વ | પૂર્વે |
| ૩૫૧ | ૧૫ | પશ્ચાતાપ | પશ્ચાતાપ |
| ૩૫૨ | ૧૦ | મારે | મરે |
| ૩૫૨ | ૧૫ | પરંતું | પરંતુ |
| ૩૬૨ | ૧૮ | કૃપાય | કષાયહીન |
| ૩૬૭ | ૧૦ | અનાભિગ્રહિત | અનાભિગ્રહિક |
| ૩૬૭ | ૧૨ | પાખડી | પાખંડી |
| ૩૭૨ | ૧ | જનો | નનો |
| ૩૭૫ | ૨૨ | મૂચ્છીભાવ | મૂર્છાભાવ |
| ૩૭૭ | ૪ | મેઇન | મીનીમમ |
| ૩૮૫ | ૧૨ | ઇદ્રિયોને | ઇંદ્રિયોને |

| | | | |
|---|---|---|---|
| ૩૮૬ | ૭ | દ્રવ્યજ ય | દ્રવ્યજય |
| ૩૮૭ | ૪ | માત્સ્યની | મત્સ્યની |
| ૪૦૦ | ૨૨ | સાવધાનતારૂપ | અ સાવધાનતારૂપ |
| ૪૦૨ | ૧૩ | નથી. તો | નથી તો |
| ૪૧૪ | ૧૯ | સ્મરણુતારૂપ | રમણુતારૂપ |
| ૪૧૫ | ૧૬ | ત્તિઓને | વૃત્તિઓને |
| ૪૧૭ | ૧૫ | ચારિત્રસંવરનો | ચારિત્ર જ સંવરનો |
| ૪૨૦ | ૬ | આવેશકરી | આવેશકરી |

આ ઉપરાંત અન્ય કોઈ સ્થળે દૃષ્ટિ દોષથી અશુદ્ધિ રહી જવા પામી હોય તો વાંચકે સુધારી વાંચવા વિનંતી છે.



# શ્રી પદ્મપ્રભભગવાનનું સ્તવન

પદ્મપ્રભજિન તુજમુજ આંતરૂં રે, કિમ ભાંજે ભગવંત?
કરમ વિપાકે કારણ જોઈને રે, કોઈ કહે મતિમંત. પદ્મ૦ ૧

પયઈ ઠિઈ અણુભાગ પ્રદેશથી રે, મૂળ ઉત્તર બહુ ભેદ;
ઘાતી અઘાતી હો બંધોદય ઉદીરણા રે, સત્તા કર્મ વિચ્છેદ. પદ્મ૦૨

કનકોપલવત્ પયડી પુરૂષ તણી રે, જોડી અનાદિ સ્વભાવ;
અન્ય સંજોગી જિહાંલગે આતમારે, સંસારી કહેવાય. પદ્મ૦૩

કારણ જોગે હો બાંધે બંધનેરે, કારણ મુગતિ મુકાય;
આશ્રવ સંવર નામ અનુક્રમે રે, હેય ઉપાદેય સુણાય. પદ્મ૦ ૪

યુંજન કરણે હો અંતર તુજ પડ્યો રે, ગુણ કરણે કરી ભંગ;
ગ્રંથ ઉક્તે કરી પંડિત જન કહ્યો રે, અંતર ભંગ સુઅંગ. પદ્મ૦૫

તુજ મુજ અંતર અંતર ભાંજસે રે, વાજસે મંગલ તૂર;
જીવ સરોવર અતિસય વાંધસેરે, આનંદઘન રસપૂર. પદ્મ૦૬

**ભાવાર્થ**—હે પદ્મપ્રભુ પરમેશ્વર! તમારા અને મારા વચ્ચે જે અંતર પડ્યો છે, તે શી રીતે ભાંગે? આ પ્રશ્નના જવાબમાં કોઈ બુદ્ધિવાન કારણને જોઈને એમ કહે છે કે કર્મ વિપાકે આ અંતર ભાંગે. ૧

કર્મની પ્રકૃતિ, સ્થિતિ, અણુભાગ, અને પ્રદેશબંધ, તેમાં પણ મૂળભેદ અને ઉત્તરભેદ ઘણા છે. વળી તેમાં પણ ઘાતી કર્મો અને અઘાતીકર્મોનો ભેદ, આ બધાના બંધ, ઉદય, ઉદીરણા અને સત્તા એમ ભેદ પડે છે. તે બધાનો જ્યારે વિચ્છેદ થાય ત્યારે પદ્મપ્રભુ ભગવાનનું અને તમારૂં અંતર ભાંગે એમ મતિમાનો કહે છે. ૨

જેમ સુવર્ણ અને પાષાણ અનાદિથી ખાણમાં જોડાયેલા (મળેલા) છે, તેમ પુરૂષ અને પ્રકૃતિ (એટલે જીવ અને કર્મ) અનાદિથી જોડાયેલાં છે. અને જ્યાં સુધી અન્ય એટલે પુદ્‌ગલ અથવા કર્મદળના સંયોગવાળો આત્મા છે, ત્યાંસુધી તે સંસારી કહેવાય છે. ૩.

કારણો મળવાથી (આત્મા) કર્મોનો બંધ બાંધે છે. તેજ પ્રમાણે કારણો મેળવવાથી (આત્મા) કર્મોની નિર્જરા કરી મુકત થાય છે. એટલે બંધથી છુટો પડે છે. અહિં બંધ કરવાના કારણોનું નામ આશ્રવં છે. અને મુક્ત થવાના કારણોનું નામ સંવર છે. આશ્રવ તજવા યોગ્ય છે, અને સંવર ગ્રહણ કરવા લાયક છે. ૪.

કર્મસંઘાતે મળવું તે યુંજનકરણ. એ યુંજનકરણ કરવાથી તમારે અને પ્રભુને અંતર પડયો છે. તે અંતર, ગુણકરણે એટલે ગુણરૂપ આત્મા થતાં ભાંગે. અને અંતર ભાંગવાનો એજ સાચો ઉપાય છે. એમ પંડિત પુરૂષોએ આગમોના પ્રમાણથી કહ્યું છે. ૫

હે પ્રભુ! હું આશા ધરૂં છું કે આપની અને મારી વચ્ચેનો અથવા આપનો અને મારો ફરક ભાંગશે; અને જ્યારે તેમ થશે ત્યારે માંગલિક વાંજાં વાગશે; અને જીવરૂપ સરોવર આનંદ સમુહના રસના પૂરથી અત્યંત વૃદ્ધિ પામશે. ૬

—*—

પૂ. આ. વિજય સુરેન્દ્રસૂરીશ્વરજી મ. ના શિષ્ય

પૂ. આ. વિજય રામસૂરીશ્વરજી મહારાજ

દિક્ષા:-વિ. સં. ૧૯૮૬ વૈશાખ વદ ૧૦ – અમદાવાદ.

ગણીપદ:-વિ. સં. ૧૯૯૯ આસો વદ ૩ – જામનગર.



પન્યાસપદ:-વિ. સં. ૨૦૦૭ વૈશાખ સુદ ૩ પાલીતાણા.

સૂરીપદ:-વિ. સં. ૨૦૦૭ વૈશાખ સુદ ૫ પાલીતાણા.

જન્મ : વિ. સં. ૧૯૭૩ મહા સુદ ૫–અમદાવાદ.

श्री संखेश्वर पार्श्वनाथाय नमः

# સાધ્વીજી મહારાજ શ્રી અનોપશ્રીજી મહારાજનું

## જીવન વૃત્તાંત

મારવાડમાં ધર્મપ્રેમી તરીકે પ્રસિદ્ધિ પામેલ તખતગઢ શહેરથી નજદીકમાં આવેલ વલદરા ગામમાં સુશ્રાવક ચેનાજીનાં ધર્મપત્ની સમીબાઈની કુક્ષિએ સં. ૧૯૫૦ ના માગસર સુદિ બીજના દિવસે આ પુન્યશાળી આત્મા જન્મ પામ્યાં હતાં. માતપિતાએ જન્મનામ ઓટીબાઈ આપ્યું હતું. આ ઓટીબાઈને ટીપુબાઈ નામે એક બેન અને વીરચંદજી તથા પ્રતાપચંદજી નામે બે બન્ધુઓ હતા. પાદરલી નિવાસી શ્રી જીવરાજજી જેકાજી સાથે સોળ વર્ષની ઉંમરે ઓટીબાઈ લગ્નગ્રંથીથી જોડાયાં, પુત્રીનાં લગ્ન કરી માતપિતાએ સંતોષ અનુભવ્યો.

કુદરતની ભીતરમાં ભાવિનું રહસ્ય શું છુંપાયેલું હોય છે, તે મોહગ્રસ્ત પ્રાણી વિચારી શકતો નથી. ભૌતિક અનુકુળતાની અનેક વાસનાઓથી વાસિત માનવીનું લક્ષ, ફક્ત પૌદ્‌ગલિક સામગ્રીની આકાંક્ષામાં જ તલ્લીન બની રહે છે. જે સામગ્રી નશ્વર છે, અસ્થાયી છે, અન્તે દુઃખદાયી છે, એવી સામગ્રીઓ ઢગલાબંધ દ્રષ્ટિ સન્મુખ પડી હોવા છતાં મહાપુરુષો ક્ષણ માત્રમાં તેને ઠોકરે મારી આત્મસમૃદ્ધિની સાધના માટે ચાલ્યા જાય છે, તે જ સામગ્રીના નશામાં ચકચુર બનેલો માનવી અંધ બની તેને જ સર્વસ્વ સુખનું સાધન માની વળગી રહે છે. પરંતુ છેવટે તે સામગ્રી જ તેને ધક્કો મારી ચાલી જાય છે, ત્યારે મોહાંધમાનવી તે સામગ્રીના વિયોગમાં કલ્પાંત કરી આર્ત્તરૌદ્રધ્યાની બની પોતાના સંસારની પરંપરા વૃદ્ધિ પામે એ રીતનાં ઘોર અશુભ કર્મો ઉપાર્જન કરે છે.

લગ્ન થયા પછી પાંચ વરસના ટુંક સમયમાં જ ઓટીબાઈના પતી સ્વર્ગવાસ પામ્યા. પુત્રીને નાની ઉંમરમાં જ વૈધવ્ય પ્રાપ્ત થવાથી માતપીતાના હૃદયને અત્યંત દુઃખ થયું. બાલ્યવયમાં જ થયેલ પુત્રના મૃત્યથી ઓટીબાઇનાં સાસુ–સસરો પણ અત્યંત શોકમગ્ન બન્યાં,

"દુઃખનું ઔષધ દહાડા" એ કહેવતને અનુસારે ધીમે ધીમે શેકની છાયા એસરવા લાગી.

મહાપુરૂષોએ કહ્યું છે કે ઉચ્ચકુળની પ્રાપ્તિ, એ પણ એક પુન્યોદય છે, જે કુળ, વીતરાગ ધર્મની આરાધનામાં શ્રદ્ધાળુ હોય, આત્મા–પુન્ય–પાપ–પરભવ અને ધર્મને દ્રષ્ટિમાં રાખવાના સંસ્કાર વડે યુક્ત હોય, તેવા કુળને પ્રાપ્ત મનુષ્યની દ્રષ્ટિ, દુઃખના સંયોગોમાં ધર્મ તરફ જ વળે છે. સારા કુળને પામેલ આત્મા, દુઃખના સંયોગોમાં ધર્મારાધન માટે સજાગ બની જાય છે, પ્રાપ્ત સંસારીક સામગ્રી જ્યારે ચાલી જાય છે ત્યારે ધર્મિ આત્મા તો એમજ સમજે છે કે પુન્ય વિના ચાહે તેટલો પ્રયત્ન કરવા છતાં ટકી નહીં રહેનારી સામગ્રી માટે કલ્પાંત કરવા કરતાં આત્મકલ્યાણના માર્ગને જ ગ્રહણ કરવો હિતકારી છે.

'સારા ઘરને રંડાપો પણ ક્યાંથી" એ લોકોક્તિ અનુસાર ઓટીબાઈને વૈધવ્ય અવસ્થામાં શ્વસુરકુળનું ધાર્મિક વાતાવરણ વૈરાગ્ય પ્રેરક બન્યું. સંસાર છોડી સાધુ જીવનની સાધના કરવામાં જ ઓટી-બાઈનું ધ્યાન ખેંચાયું.

આજનાં કેટલાંક માબાપોનું લક્ષ, પોતાની પુત્રીઓનુ વેવીશાળ ધર્મસંસ્કારથી રંગાએલ કુટુંબમાં કરવાને બદલે ધનિક કે ભૌતિક કેળવણીને પામેલ કુટુંબમાં કરવાનું વધારે હોય છે. ધર્મસંસ્કારહીન વાતાવરણમાં જતી પુત્રીઓની આત્મદશા કેવાં વિપરિત પરિણામને પામે છે, તે બાબત અંગે લેશમાત્ર પણ ખ્યાલ જૈન કહેવાતાં કેટલાંક માબાપોને હોતો પણ નથી.

કૃષ્ણ મહારાજાની માફક પોતાની પુત્રીઓને સંયમ માર્ગે ન વાળી શકે તો પણ જૈનધર્મના સંસ્કારથી ભ્રષ્ટ કુટુંબમાં પોતાની પુત્રીને મુકવાવાળાં માબાપો જૈન કહેવરાવવા છતાં પણ વાસ્તવીક રીતે જૈનશાસનને પામ્યા જ નથી, સમજ્યા જ નથી. જ્યાં આચાર વિચાર–ખાનપાન વિગેરે બાહ્યથી જ જૈનશાસનથી વિપરીત દેખાતાં હોય તેવાં કુટુંબોં કદાચ જૈન કહેવાતાં હોય કે બાહ્ય કીર્તિની ખાતર

જૈન ધર્મને અનુરૂપ કાર્યોમાં દ્રવ્ય સાહાયક થતા હોય તો પણ તેવા સ્થાનોનો સંસર્ગ, સર્વજ્ઞકથિત માર્ગથી તો ભ્રષ્ટ જ કરે છે, આજે આ બધું આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ અને અનુભવીએ છીએ.

આજે અગ્નિસ્નાનાદિ આપઘાતના થતા સ્ત્રીઓના કિસ્સાઓ તે મુખ્યત્વે તો ધર્માંધ અને અધ્યાત્મસંસ્કારહીન સાસરીયાંના અત્યાચારોનું જ પરિણામ છે. દ્રઢ મનોબળવાળી સમજુ મહિલા તેવા અત્યાચારોને સહન કરીને પણ આપઘાતનુ દુષ્કૃત્ય કરવા ન પ્રેરાય તો પણ અજ્ઞાન સાસરીઆંનાં મ્હેણાં ટોણાં સાંભળી, ઘાટી જેવી પાકી મજુરી કરવાની સજા તો તેમને ભોગવવી જ પડે છે. આવા સમયે બાલ્યવયમાં માતાપીતાને ત્યા પામેલ ધર્મસંસ્કારને વિકસીત કરવાના સમયની તો આશા જ ક્યાંથી રખાય ?

એોટીબાઈનો સાસરાપક્ષ ધાર્મિક સંસ્કારોથી વાસિત હતો. પોતાની પુત્રવધુ તે ભગવાન જિનેશ્વરદેવે કથિત સંયમમાર્ગે પ્રયાણ કરે તેમાં તેઓએ ગૌરવ માન્યું. પોતાની પુત્રવધુની ઈચ્છાને સત્કારી અને પ્રોત્સાહન આપ્યું. અને એોટીબાઈએ સં. ૧૯૭૬ના વૈશાખ સુદિ તેરસે બડી ધામધૂમપૂર્વક પાદરલી મુકામે પરમપારમેશ્વરી પ્રવજ્યા અંગીકાર કરી સાધ્વીજી મહારાજશ્રી ધનશ્રીજી (ડહેલાવાળાં)નાં શિષ્યા શ્રી જયાશ્રીજી મહારાજનાં અનોપશ્રીજી નામે શિષ્યા બન્યાં.

સયમ ગ્રહણ કર્યાબાદ પ્રકરણ-કર્મગ્રંથ આદિનો પણ અભ્યાસ સારો કર્યો. જ્ઞાન પ્રાપ્તિના ફળસ્વરૂપે ગુરૂશુશ્રુષાનો મહાન્ સદ્‌ગુણ તેમનામાં અતિ વિકાસ પામ્યો. ગુરૂભક્તિને તેમણે જીવનનો મંત્ર બનાવ્યો. ગુરૂભક્તિનીજ મહાન તપશ્ચર્યામાં પોતાનું જીવન ઝુકાવ્યું. કેટલીક વખત વડીલો તરફથી વરસની કટુ શબ્દોની ઝડી સમયે પણ તેના પ્રત્યુત્તરમાં "સાહેબ ભૂલ થઈ, માફ કરો." આવા તેમના માયાળુ અને નમ્રતાભર્યાં શબ્દો, પ્રત્યક્ષ સાંભળનારને ચંદ્રરૌદ્રાચાર્ય તથા તેમના નુતન શિષ્યના દ્રષ્ટાંતનું ભાન કરાવતા. પોતાનાં દાદીગુરૂ ધનશ્રીજી મહારાજની ત્રણ વરસની બિમારીમાં રાત-દિવસ અતુલ

સેવા બજાવી. ધનશ્રીજી મહારાજ દેવલોક થયાબાદ, ગુરૂ જયાશ્રીજી મહારાજની તબીયત પણ બગડી. ચક્ષૂઓનું તેજ નષ્ટ નયું. મગજની પણ અસ્થિરતા થઈ અને પથારી વશ બન્યાં. આ સ્થિતિમાં ઠલ્લા માત્રાનું પણ ભાન નહિં, ગોચરી વાપરવાનું કે બોલવાનું પણ ભાન નહિં. કર્મની ગતિ કેવી વિચિત્ર છે ?

આવા સમયે અનોપશ્રીજી મહારાજને પણ ડાયબીટીઝની બિમારીનો ઉદય થયો. તે બિમારીની અત્તિ તકલીફ હોવા છતાં દશ વરસ સુધી રાત અને દિવસ પોતાનાં ગુરૂણીજીની વૈવાવચ્ચ ખડે પગે કરી. આ વૈયાવચ્ચતું વર્ણન શબ્દોથી તો થઈ શકે જ નહિં. માર-વાડનાં વતની અને સંસ્કૃત–પ્રાકૃતના જ્ઞાન વિનાનાં પણ આ અનોપ શ્રીજી મહારાજે ગુરૂવૈયાવચ્ચ તપદ્વારા અનેક કર્મોનો ભૂક્કો ઉડાડી દીધો તેમની સેવાનો આ વારસો તેમની શિષ્યા સમુદાય સાધ્વીઓમાં પણ સારો ઉતર્યો. જયાશ્રીજી મહારાજ કાળધર્મ પામ્યા પછી પૂરા બાર મહિના પણ ન થયા ત્યાં અનોપશ્રીજી મહારાજ સાદડી મુકામે સં. ૨૦૧૬ ના પોષ વદી ૧ ( મારવાડી ) ના દીવસે દેવલોક પામ્યાં. ધન્ય હો ! અગણિત વંદન હો ! ગુરૂભકતશ્રી અનોપશ્રીજીને પોતાની પુત્રીઓ માફક જ સંભાળ રાખી સંયમ પાલનમાં ઉત્સાહપ્રેરક આવા ગુરૂરત્નનો વિયોગ થયો.

હાલે અનોપશ્રીજી મહારાજનાં શિષ્યા સાધ્વીશ્રીજી કંચનશ્રીજી ( વાગરાવાળાં ) કનકપ્રભાશ્રીજી અને ભકિતશ્રીજી છે. કંચનશ્રીજીનાં શિષ્યા શ્રી રંજનશ્રીજી છે. અને રંજનશ્રીજીનાં શિષ્યાશ્રી મંજુલાશ્રીજી હેમપ્રભાશ્રીજી, બળવંતશ્રીજી, તથા ચંદ્રયશાશ્રીજી છે. તેમાં બળવંતશ્રીજી આ ચાતુર્માસમાં જ મંડાર મુકામે કાળધર્મ પામ્યાં, ઉપરોક્ત સાતે ઠાણાં આજે એક સંપથી અને અનોપશ્રીજી મહારાજના સદ્ગુણોને સંભાળતાં શ્રી કંચનશ્રીજી મહારાજની નિશ્રાએ વિચરે છે.

વિ. સં. ૨૦૧૮
ચૈત્ર. શુક્લ પ્રતિપદા



લી.
મંજુલાશ્રીજી
હેમપ્રભાશ્રીજી
ચંદ્રયશાશ્રીજી

# જૈન દર્શનનો કર્મવાદ

## પ્રકરણ ૧ લું

### આત્માની સ્વભાવ દશા

અસંખ્ય પ્રદેશી એવું જીવદ્રવ્ય તે જ્ઞાન—દર્શન—અને ચારિત્રાદિ અનંત ગુણયુક્ત છે. તેના પ્રત્યેક ગુણમાં અનંત પર્યાયો છે. તે સર્વ જીવદ્રવ્યની સાથે અવિનાશી ભાવથી સંબંધિત છે. દરેક જીવે પોતાના આત્માના વિષયમાં એવુ જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી જ આત્માને બન્ધનથી મુક્ત કરવાને માટે પ્રયાસ કરી શકાય છે. જેમ લક્ષ વિના છોડેલું બાણ નિરર્થક છે, તેમ આત્મસ્વરૂપના લક્ષ વિના કરાતી સર્વ પ્રવૃત્તિઓ નિરર્થક બને છે.

આત્મ સ્થિતિ પર વિચાર કરવાના સમયે, દૃષ્ટિ બે સ્થિતિઓ પર જાય છે.

(૧) સ્વભાવ સ્થિતિ અને (૨) વિભાવ સ્થિતિ.

શુદ્ધચેતના ભાવની મર્યાદામાં આત્માની જે સ્થિતિ હોય છે, તે સ્વભાવ સ્થિતિ છે. એવી સ્વભાવ સ્થિતિની વિપરીત જે સ્થિતિ વર્તે છે, તે વિભાવ સ્થિતિ છે. સ્વભાવ સ્થિતિનો વિચાર જાગૃત થાય તો જ વિભાવ સ્થિતિને વિભાવ રૂપમાં સમજી શકાય છે. પ્રકાશના સ્વરૂપને સમજે

તેજ અંધકારને અંધકાર રૂપમાં સમજી શકે. તેવી રીતે જે જીવોને સ્વભાવ સ્થિતિનું જ્ઞાન પ્રાપ્ત થયું નથી, એવો જીવ, વિભાવ સ્થિતિમાં હોવા છતાં પણ, વિભાવતા સમજી શકતો નથી. તેઓને એ ખ્યાલ નથી હોતો કે એ વિભાવ સ્થિતિ ત્યાજય છે. અને તેથી જ વિભાવ સ્થિતિની ભયંકરતા તથા તેના ફળ સ્વરૂપે ભોગવાતી દુઃખોની પરંપરાનું જ્ઞાન તેમને પેદા થતું નથી. તેવા જ્ઞાનના અભાવે તે અજ્ઞાની જીવ દેહાદિ પરભાવના વિષયમાં આત્મભાવની કલ્પના કરે છે.

વિપરીત કલ્પનાના કારણથી પરભાવ નિમિત્તથી રાગ–દ્વેષ–મોહાદિ વિભાવ ઉત્પન્ન થાય છે. મન–વચન અને કાયયોગની પ્રવૃત્તિઓ પણ પરભાવ–વિભાવને અનુકુલ થાય છે. અને તેના પરિણામ સ્વરૂપ કર્મબન્ધનોની જાળમાં જીવ ફસાતો જ જાય છે. માટે તે બન્ધનોથી મુક્ત બનાવી, સ્વભાવ સ્થિતિમાં રાખી પરમ સુખનો ભોક્તા બનાવવાને માટે આત્મદ્રવ્યના ગુણ અને પર્યાયનો વિચાર કરવો જોઈએ.

" હું આત્મા છું " એવી પ્રબલધારણાની વૃદ્ધિ કરવી, આત્માની અનન્ત શક્તિ અને તેના જ્ઞાતા–દૃષ્ટા આદિગુણોનો વિચાર કરવો. આત્માના પ્રત્યેક અંશમાં " હું " અનન્ત બળવાન, જ્ઞાનવાન આત્મા છું, એવી જાગૃતિ રાખવી. એવી જાગૃતિ લાવવાને માટે સર્વ પ્રથમ આત્માના અનન્ત ગુણોનું સ્વરૂપ સમજવું જોઈએ. કારણકે તે અનન્ત ગુણોના પ્રગટીકરણને જ આત્માની સ્વભાવ દશા કહેવાય છે.

આત્મ સ્વભાવમાં અનન્ત જ્ઞાનાદિની રમણતાનું નામ જ સ્વભાવ ધર્મ છે. પોતાના આત્માના જ્ઞાનાદિ જે ગુણ છે; તેને શુદ્ધ ઉપયોગમાં પ્રવૃત્ત રાખવા તેજ આત્મધર્મ છે.

કેવળજ્ઞાન અને કેવળદર્શન, તેજ અનન્તજ્ઞાન તથા અનન્તદર્શન છે. એ બન્ને એક એક છે, તો પણ જ્ઞેય (જાણવા લાયક પદાર્થ) અનન્ત હોવાથી અનન્ત જ્ઞેયના વિશેષ ધર્મ અને સામાન્ય ધર્મને જાણવાવાળું કેવળજ્ઞાન અને કેવળદર્શન એક એક હોવા છતાં પણ તેને અનન્તજ્ઞાન અને અનન્તદર્શન કહેવાય છે. અર્થાત્ તે બન્નેનું અનન્ત-પણું અનંતજ્ઞેયને અવલંબી છે.

ત્રણે લોકમાં રહેલા દ્રવ્યોની અતીત–અનાગત અને વર્ત્તમાન કાળની ઉત્પાદ–વ્યય અને ધ્રુવરૂપ ત્રણે પ્રકારની પરિણતિ સકળ સમયમાં જેના વડે જીવ જાણી શકે છે, તેને અન્તરહિત અનન્તજ્ઞાન અને અનન્નદર્શન કહેવાય છે. વસ્તુનો ભાવ તે વિશેષ અને સામાન્ય એમ બન્ને યુક્ત હોય છે. કેમકે સર્વ પદાર્થ સામાન્ય અને વિશેષરૂપે છે. દ્રવ્યમાં વિદ્યમાન વિશેષ ધર્મ અનન્ત હોવાથી સામાન્ય ધર્મ પણ અનન્ત છે. સામાન્ય વિના વિશેષ હોઈ શકતું નથી, અને વિશેષ રહિત સામાન્ય હોતું નથી. પરન્તુ એ બન્ને વસ્તુમાં સંલગ્ન છે. માટે બન્નેની અનન્તતા છે. અનન્ત જ્ઞેયના વિશેષ ધર્મને જાણવાવાળો આત્માનો જે ગુણ છે તે અનન્ત જ્ઞાન છે. એ પ્રમાણે અનન્તજ્ઞેયના સામાન્ય ધર્મને જાણવાવાળો જે ગુણ આત્માનો છે તે અનન્ત દર્શન

છે: જ્ઞાન આત્માનો મુખ્ય ગુણ છે: જ્ઞેયને જાણવું તે જ્ઞાનનો ધર્મ છે. વિવક્ષિત સમયમાં કેવળજ્ઞાન વડે અનન્ત અતીત -વર્ત્તમાન અને અનાગત ધર્મ સમજી શકાય છે. તેમાં જે હુઆ-હસે અને છે તે ધર્મ જ્ઞેયના છે. પરંતુ તે સર્વને જાણવાનો ધર્મ જ્ઞાનમાં છે. તે જ્ઞાન દ્વારાજ આત્મા, ભૂત-ભવિષ્ય અને વર્ત્તમાન કાળમાં છતા અને અછતા સર્વ પદાર્થોને એક સાથે જાણે છે, અને દેખે છે.

જે અતીત કાળમાં હુઆ છે; અને ભવિષ્ય કાળમાં હોશે તે અછતા પદાર્થ કહેવાય છે.

અતીત અને ભાવિ સર્વ પદાર્થ પોતપોતાના સમયમાં જે પ્રકારે રહે છે તે પ્રકારે વર્ત્તમાન કાળમાં કેવળજ્ઞાની, કેવળજ્ઞાન દ્વારા જાણે છે. જો એ જ્ઞાન એક જ સમયમાં એકી સાથે સર્વ પદાર્થોને જાણી શકતું ન હોય તો તે એક પણ પદાર્થને કોઈ સમયે જાણી શકે નહીં. કેમકે એક પદાર્થમાં અનન્ત પર્યાય હોય છે, તે સર્વને કેવળજ્ઞાન જો એક પછી એક ક્રમથી જાણવા માંડે તો તો દીર્ઘકાળ સુધી પણ જાણી ન રહે માટે ત્રણે કાળના સર્વ પદાર્થોને એક સમયમાં જ કેવળજ્ઞાન જાણી શકે છે.

જ્ઞાનઉપયોગ અને દર્શનઉપયોગ દ્વારા આત્મા, પોતાની શક્તિને પ્રકાશિત કરે છે. અને વિશ્વના સમસ્ત પદાર્થોને જ્ઞાન અને દર્શન દ્વારા જાણે છે તથા દેખે છે. આટલો વિકાસ જ્યારે આત્માનો થઇ જાય; ત્યારે તેનો પૂર્ણ વિકાસ થયો સમજવો. અને ત્યારે જ તે પૂર્ણજ્ઞાની થા

સર્વજ્ઞ અને સર્વ દર્શી કહેવાય છે. હવે ચારિત્ર અંગે વિચારતાં, અનન્ત વસ્તુઓ પ્રત્યે ક્રોધાદિ કષાયના સર્વથા ત્યાગને અનન્ત ચારિત્ર કહેવાય છે. ચારિત્રગુણ અનન્ત પર્યાય યુક્ત છે. પોતાના આત્માના સર્વ પર્યાય તે સ્વધર્મ છે, તથા પોતાથી ભિન્ન એવા અજીવ દ્રવ્યના ધર્મ તે પર ધર્મ છે. સ્વધર્મમાં મગ્ન અને પરભાવ નિવૃત્તિ એજ ચારિત્રની પરિણતિ છે. પરરમણતા નિવારી, સ્વશક્તિ ચેતના વીર્યાદિની પરિણતિને પર ભાવથી રોકી સ્વરૂપમાં રાખવી તેજ ચારિત્રની અનન્તતા છે. સર્વ જીવોથી અનંતગુણા ચારિત્રના ખુલ્લા વિભાગની એક વર્ગણા થાય.

એવી અનેક વર્ગણાઓનો એક સ્પર્દ્ધક થાય છે. એ સર્વ સંયમ સ્થાનકનાં અસંખ્યષટ્ગુણવિધિથી અસંખ્ય ષટ્ગુણ કરવાથી સર્વોત્કૃષ્ટ સંયમ સ્થાનક થાય છે. તે ચારિત્રના અવિભાગની અનન્તતા છે. તે સર્વચારિત્ર ગુણ નિરાવરણ થવાથી ચારિત્રની અનન્તા થાય છે. એ પ્રમાણે કષાય તથા પુદ્ગલ ફળ આશંસા રૂપ દોષરહિત એવું સ્વરૂપ સ્થિરતારૂપ જે ચારિત્ર, અનન્ત પર્યાયાત્મક, અકષાયતા, અસંગતા, પરમક્ષમા, પરમમાર્દવ, પરમઆર્જવ, પરમ નિર્લોભિતા રૂપ સ્વરૂપ એકત્વ, ચારિત્ર ધર્મ, આત્માના અસંખ્યાત પ્રદેશમાં વ્યાપકપણાથી રહે છે. એવી રીતે આત્માનું જે સર્વોત્કૃષ્ટવીર્ય, તેના બુદ્ધિરૂપ શસ્ત્રથી ખંડ કરવામાં આવે તો અનન્ત સૂક્ષ્મ ભાગ તેમાં હોય છે. માટે તેને અનન્તવીર્ય કહેવાય છે.

અનન્તજ્ઞાન, અનન્તદર્શન, અનન્તચારિત્ર અને અનન્ત-

વીર્યની પ્રવૃત્તિ, અન્યોન્ય ગુણને સહાયરૂપે પ્રવર્તે છે. તેમાં વીર્યગુણ સર્વગુણોને સહાય કરે છે. જ્ઞાનગુણના ઉપયોગ વિના વીર્યની પ્રવૃતિ થઈ શકતી નથી. માટે વીર્યને સહાય કરનાર તે જ્ઞાન ગુણ છે. તથા જ્ઞાનમાં મગ્ન રહેવાનું ચારિત્રની સહાયતાથી થાય છે. અને પરરમણ ન થાય તે ચારિત્રને જ્ઞાનની સહાય છે. એ પ્રમાણે એક ગુણને અનન્ત ગુણ સહાયક હોય છે. આ અનન્ત ગુણ નિધાનનો સમૂહ, સંસારી અને સિદ્ધ સર્વ જીવોમાં છે. સંસારી જીવોમાં આ ગુણ-નિધાન, કર્માવરણથી આચ્છાદિત છે. અને સિદ્ધ પરમાત્મામાં કર્માવરણથી રહિત છે અર્થાત્ પ્રગટ રૂપે છે.

જે જીવોને આ અનંત ચતુષ્કગુણો પ્રગટ થઈ ગયેલ છે, તે જીવોમાં પણ પ્રગટ થયાની પહેલાં અનાદિ કાળથી તે ગુણો કર્માવરણો દ્વારા આચ્છાદિત હતા. પરંતુ એ આવ-રણો હટી જવાથી તે ગુણો તેઓમાં પ્રગટ થઈ ગયા છે. આ અનન્ત ગુણોનો અધિપતિ આ આત્મા પાંચ લબ્ધિ સહિત છે. તેમાં જ્ઞાનાદિ અનન્ત ગુણની પ્રવૃત્તિયોમાં અન્યોન્ય ગુણ જે સહાય કરે છે. તે “દાનલબ્ધિ” છે. જે ગુણને જે ગુણની સહાયરૂપ શક્તિની પ્રાપ્તિ તે “લાભલબ્ધિ” છે. પોતાના જ્ઞાનાદિ અનન્ત ગુણને ભોગવવા તે “ભોગલબ્ધિ”. જ્ઞાનાદિ અનન્ત ગુણોના પર્યાયોને સમયે સમયે ઉપભોગ કરાવે તે “ઉપભોગ” લબ્ધિ. સર્વગુણોની પ્રવૃત્તિરૂપ સ્વરૂપ રમણમાં અપ્રયાસે–સહજપણે અનન્ત આત્મશક્તિની સ્ફુર્ણા થાય, અર્થાત્ જીવના સર્વ ગુણોની પ્રવૃત્તિમાં આત્મશક્તિની સહાયતા તે “વીર્યલબ્ધિ” છે.

તાત્પર્ય એ છે કે સ્વરૂપનું દાન, સ્વરૂપનો લાભ, સ્વગુણનો ભોગ, સ્વપર્યાયોનો ઉપભોગ, સ્વ સર્વ પરિણતિ સહકાર શક્તિરૂપ વીર્ય, એ પ્રમાણે પાંચે લબ્ધિઓ આત્મામાં હોય છે.

આ આત્મિક અનન્ત ગુણોનું અસ્તિત્વ, કેવળજ્ઞાની પુરુષોને જ અનુભવજન્ય છે. છદ્મસ્થ યા અસર્વજ્ઞ જીવોને તો તે આપ્ત પુરૂષોના વચન વિશ્વાસે અને અનુમાન પ્રમાણ દ્વારા જ માન્ય થાય છે. જગતની સર્વ વસ્તુના અસ્તિત્વની સિદ્ધિ કેવળ પ્રત્યક્ષ-પ્રમાણથી જ સિદ્ધિ થઈ શકતી નથી. તેની સાબિતિમાં પ્રત્યક્ષ પ્રમાણ ઉપરાંત પરોક્ષ પ્રમાણ પણ હોઈ શકે છે. જગતમાં પ્રત્યક્ષ પ્રમાણથી જ સર્વવસ્તુની સાબિતિ થતી હોત તો ઈન્દ્રિયાતીત અનેક પદાર્થો અંગે જે વિચાર ભિન્નતા પ્રવર્તે છે, તે પ્રવર્તી શકત નહીં.

આત્માના અનંતચતુષ્ક ગુણોનો સ્વીકાર, છદ્મસ્થ જીવો માટે આપ્ત પુરુષોના વચન વિશ્વાસ ઉપરાંત અબાધિત અનુમાન પ્રમાણથી પણ કેવી રીતે થઈ શકે તે વિચારીએ.

આ જગતમાં જીવ અને અજીવ અથવા ચેતન અને જડ આ બે પદાર્થોનું જ અસ્તિત્વ છે. જે લાગણી યુક્ત અને સુખ-દુઃખના અનુભવ યુક્ત પદાર્થ છે તે પદાર્થને જીવ કહેવાય છે. લાગણી રહિત સર્વ પદાર્થો જડ છે.

આહાર, ભય, મૈથુન, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, સુખ, દુઃખ વીગેરે શુભ-અશુભ, શુદ્ધ-અશુદ્ધ લાગણીઓ તથા પદાર્થ સ્વરૂપનો ખ્યાલ, જગતના પ્રાણિમાત્રમાં ન્યુના-

ધિક પ્રમાણમાં પણ જોવામાં આવે છે. એકના એક જીવમાં પણ એકથી અન્ય સમયમાં આ લાગણીઓનું ન્યુનાધિકપણું હોય છે. એક સમયે અનુભવેલી તે લાગણીઓનું અન્ય સમયે સ્મરણ પણ થયા કરે છે. આવી લાગણીઓ—પદાર્થ સ્વરૂપનો ખ્યાલ—અને ભૂતપૂર્વ લાગણીઓનું સ્મરણ જીવને અનુભવવામાં જીવનો ચૈતન્ય ગુણ અર્થાત્ જ્ઞાનગુણ છે. જ્યાં જ્ઞાનગુણ યા ચૈતન્ય ગુણ છે ત્યાં જ આ બધો અનુભવ છે. જ્ઞાનગુણના અભાવે જડપદાર્થમાં તેવી લાગણીઓનો અનુભવ હોઈ શકતો નથી. આ જ્ઞાનગુણ એ જીવમાં જ હોય. જીવ સિવાય જ્ઞાનગુણ હોય જ નહીં, અને જ્ઞાનગુણ વિનાનો જીવ પણ ન હોય. ગુણ અને ગુણીનો અભેદ સંબંધ હોય છે.

જીવે ધારણ કરેલ શરીરના કોઈ અવયવનો એ જ્ઞાનગુણ હોઈ શકતો નથી. શરીરમાંથી જીવ ચાલ્યો ગયા પછી, શરીર તેના સંપૂર્ણ અવયવો સહિત પડયું હોય છે. પરંતુ તેમાં ઉપરોક્ત લાગણીઓ પ્રગટાવનાર ચૈતન્યપણું હોતું નથી. એટલે માનવું જ પડે છે કે ચૈતન્ય એ શરીરનો નહીં પરંતુ જીવનો જ ગુણ છે. કેટલાક માણસો ઉપરોક્ત લાગણીઓને સમજવાનું, વિચારવાનું, યાદ રાખવાનું, આગળ પાછળની વાતોની મેળવણી કરવાનું, અમુકવાતનો જીવનમાં અમલ કરવાનું, ત્યાગ કરવાનું એ વીગેરેનો નિર્ણય કરનાર તે જીવનું મગજ છે એમ માને છે. પરંતુ આ માન્યતાએ ભૂલ ભરેલી છે. કારણકે હજારો કે લાખો વર્ષનાં મડદાંને પણ મગજ હોય છે. તાત્કાલિક મૃત્યુ પામેલ એક સારા વિદ્વાન બુદ્ધિશાળી મનુષ્યના મૃતદેહમાં પણ મગજતો વિદ્યમાન

હોય છે. એટલે ઉપરોક્ત લાગણીઓને અનુભવવાનો આ મગજનો જ જો સ્વભાવ હોય તો મૃતદેહવાળા મગજમાં એવી લાગણીઓ કેમ અનુભવાતી નથી ? વસ્તુનો ગુણ–સ્વભાવ કે લક્ષણ તેને જ કહેવાય કે તે તે ગુણ સ્વભાવ કે લક્ષણ તે તે વસ્તુમાં સદાના માટે વિદ્યમાન હોય. અને તે વસ્તુની જાત સિવાય અન્ય જાતવાળી વસ્તુમાં કદાપી ન જ હોય. માટે ઉપરોક્ત લાગણીઓ પ્રગટાવનાર ચૈતન્ય ગુણ એ મગજનો ગુણ હોત તો મૃતદેહના મગજમાંથી એ લાગણીઓ નષ્ટ પામી શકત જ નહીં. માટે માનવું પડશે કે ચૈતન્ય તે શરીર યા શરીરના કોઈપણ અવયવોનો ગુણ નહીં હોતાં જીવનો જ ગુણ છે. જીવને એ લાગણીઓ પોતાના ચૈતન્ય ગુણ વડે અનુભવવામાં મગજ અને તેની સાથે જોડાએલ શરીરના બીજા તંતુઓતો સાધનરૂપ–મદદરૂપ છે. તંતુઓ તે જ્ઞાનતંતુઓ કહેવાય છે. તે મગજ સાથે સંયુક્ત બની રહી શરીરમાં સર્વ સ્થળે ફેલાયેલા હોવાથી આખા શરીરની ઉપર કે અંદર થતી અસરકારક હીલચાલના સમાચાર તે જ્ઞાનતંતુઓ મગજમાં પહોંચાડે છે. મગજદ્વારા તે સમાચાર મનને પહોંચે, અને મન તે તાંતણાના તાર ઇંદ્રિયોને જોડે છે. આ બધાંનો સંચાલક તો જીવ છે. જીવવિના મૃત દેહમાં આવું સંચાલન થઈ શકતું નથી. એટલે લાગણી ઉત્પન્ન કરનાર ચૈતન્ય એ જીવમાં જ હોઈ શકે છે.

આ ચૈતન્ય યા જ્ઞાનગુણનો વિકાસ દરેક જીવમાં યા તો એકનાએક જીવમાં એક સમયથી અન્ય સમયમાં ન્યૂના-

ધિક રીતે પણ જોવામાં આવે છે. અને તેથી જ એક પદાર્થના સ્વરૂપને ઇન્દ્રિયો દ્વારા અનુભવતાં યા કોઈ અન્ય દ્વારા સમજતાં તે પદાર્થ સ્વરૂપનો ખ્યાલ કોઈ સામાન્યપણે અને કોઈ અધિકાધિક પણે પામી શકે છે. વળી કોઈ મનુષ્યને તે પદાર્થનો થયેલ ખ્યાલ ઘણા દીર્ઘ ટાઈમ સુધી પણ ટકી શકે છે, અને કોઈને અલ્પ ટાઈમ સુધી સ્મૃતિમાં રહી બાદમાં વિસ્મૃત પણ થઈ જાય છે. કોઈને વિસ્મૃત ખ્યાલ પુનઃસ્મૃતિમાં આવે છે. વળી એક ભવમાં અનુભવેલ પદાર્થના જ્ઞાનની સ્મૃતિ અન્ય ભવમાં પણ કેટલાક જીવોને થાય છે. આ ઉપરાંત ઇંદ્રિયપ્રત્યક્ષ થયા વિના ઇંદ્રિયોથી પર રહેલી કેટલીક વર્ણાદિગુણયુક્ત રૂપી વસ્તુના સ્વરૂપને અનુભવવાની ચૈતન્યશક્તિ પણ કેટલાક જીવોમાં હોય છે. આવી વગર જોયેલી અને વગર જાણેલી વસ્તુઓ વિષે સાચેસાચું બતાવી દેવાની જ્ઞાનશક્તિને અંગ્રેજીમાં "સિક્સથ-સેંસ" એટલે છઠ્ઠી ઇંદ્રિય કહેવામાં આવે છે. તદુપરાંત આગળ વધીને કહીયે તો કેટલાક એવા પદાર્થો પણ જગતમાં વિદ્યમાન છે કે જે વર્ણ-ગંધ-રસ-અને સ્પર્શરહિત હોવાથી તે પદાર્થો મનુષ્યની નજીક યા બ્રહ્માંડમાં દૂર દૂર ક્યાંય પણ હોવા છતાં ઇંદ્રિય પ્રત્યક્ષ થઈ શકતા નથી. તેમ છતાં તેવા પદાર્થોના સ્વરૂપને પણ જાણી શકનારા-અનુભવનારા એવા મહાન્ પુરુષો જગતમાં હોઈ શકે છે. તેવા પદાર્થોનું સ્વરૂપ તે તે આપ્તપુરૂષોના વચનાનુસારે અબાધિત અનુમાન દ્વારા આપણે સ્વીકૃત પણ કરીયે છીએ. આ રીતે પદાર્થ જ્ઞાનની પ્રાપ્તિની વિવિધતામાં ચૈતન્ય-જ્ઞાનગુણના વિકાસની

ન્યૂનાધિકતાજ કારણભૂત છે. પણ કોઇ જીવ બીલ્કુલ ચૈતન્ય ગુણરહિત તો હોઈ શકતો જ નથી.

હવે જ્ઞાનગુણની ન્યૂનાધિક વિકાસતાના હિસાબે તે જ્ઞાનગુણની પ્રકર્ષતા અર્થાત્ સંપૂર્ણપણાનું પણ અનુમાન કરી શકાય છે. કારણ કે જે જે વસ્તુના વિકાસમાં હાનિ-વૃદ્ધિ દેખાય તે તે વસ્તુમાં પ્રકર્ષતા—સંપૂર્ણતા યા અન્તિમ વિકાસ પણ હોવો જ જોઈએ. માટે અનન્તજ્ઞેયના વિશેષ ધર્મને જણાવનાર ગુણનો પૂર્ણપ્રકર્ષ તે કેવળજ્ઞાન અને અનન્તજ્ઞેયના સામાન્ય ધર્મને જણાવનાર ગુણનો જે પૂર્ણ-પ્રકર્ષ તે કેવળદર્શન છે.

હવે ચારિત્ર અંગે વિચારીએ તો વસ્તુપ્રત્યેના ક્રોધાદિ કષાયના ત્યાગને જ ચારિત્ર કહેવાય. આ કષાયના ત્યાગરૂપ ચારિત્રગુણની માત્રા પણ ઉપરોક્ત જ્ઞાનગુણની માફક સંસારી જીવોમાં ન્યૂનાધિક રીતે જોવામાં આવે છે. ક્રોધાદિ કષાયોની અધિકતામાં ચારિત્રની ન્યુનતા અને ક્રોધાદિ કષાયોની ન્યુનતાએ ચારિત્રની ઉત્કર્ષતા વર્તે છે. આ રીતે ચારિત્રની ઉત્કર્ષતાનો પણ ક્યાંક અંત હોવો જોઈએ. કે જે ઉત્કર્ષતાથી આગળ વધીને ઉત્કર્ષતાનો સંભવ જ ન હોય. એટલે જે ચારિત્રની ઉત્કર્ષતામાં રાગ-દ્વેષનો સંપૂર્ણ અભાવ જ હોય એવી અન્તિમ ઉત્કર્ષતારૂપ અનન્ત ચારિત્રનો પણ બુદ્ધિમાન પુરૂષોએ સ્વીકાર કરવો જ જોઈએ કહ્યું છે કે:—

दृष्टो रागाद्य सद्भावः क्वचिदर्थे यथाऽऽत्मनः ।
तथा सर्वत्र कस्यापि, तद्भावे नास्ति बाधकम् ॥

કોઈ એક વિષયને વિષે પોતાના આત્માનો રાગ દૂર થતો જો પ્રત્યક્ષ અનુભવાય છે, તો સર્વ વસ્તુને વિષે કોઈ મહાપુરૂષનો રાગ નાશ પામી જાય તો તેમાં કાંઈ પણ બાધક નથી.

એ પ્રમાણે જ્ઞાન–દર્શન–ચારિત્ર અને વીર્યની તરતમતાના હેતુદ્વારાએ સર્વોચ્ચ કોટિના જ્ઞાન–દર્શન–ચારિત્ર અને વીર્યની માન્યતા પણ સ્વીકાર્ય અને સત્ય જ છે. અને તેજ અનંતજ્ઞાન–અનંત દર્શન–અનંતચારિત્ર અને અનંતવીર્ય કહેવાય છે. આવા સંપૂર્ણકોટિની પરાકાષ્ટાએ પહોંચેલા જ્ઞાનાદિ ગુણોને યોગ્ય પ્રયત્નો અને સાધનો દ્વારા પ્રત્યેક ભવ્ય આત્માઓ મેળવી શકે છે. આ અનંત ચતુષ્ક ગુણની સિદ્ધિ સાથે તે તે અનંતગુણોને ધારણ કરનારાઓની પણ સિદ્ધિ થઈ જાય છે. કારણ કે ગુણી વિના ગુણ રહી શકે નહિ. સૂક્ષ્મ–દૂર અને અંતરિત પદાર્થોનું યથાર્થ વર્ણન જે શાસ્ત્રોમાં આજે પણ મળી આવે છે, તે શાસ્ત્રને કહેનારા કેવળજ્ઞાનિ સિવાય બીજા કોઈ પણ હોઈ શકે નહિ. એ વાત આપોઆપ સિદ્ધ થઇ જાય છે. ઉપરોકત અનંત ચતુષ્કાદિગુણો આપણને જેમ અનુમાન સિદ્ધ છે, તેમ તે તે ગુણોની અનંતતાને ધારણ કરનારા મહાપુરૂષોને અનુભવ સિદ્ધ છે. એટલે તે તે પુરૂષોએ તે તે ગુણોને સ્વયં અનુભવી, છદ્મસ્થ (અસર્વજ્ઞ) આત્મામાં પણ તે ગુણો સત્તા સ્વરૂપે

અપ્રગટપણે હોવાથી તે ગુણોને પ્રગટ કરવા માટે આપણને માર્ગદર્શક બન્યાં છે.

જ્ઞાનાદિ ગુણોની અનન્તતા, આત્મિક નિર્મલતા, સમકિતી જીવને શ્રદ્ધાગોચર છે, પૂર્વધરને પરોક્ષભાસન ગોચર છે; અને કેવલિને પ્રત્યક્ષ ગોચર છે. આત્મ દ્રવ્યના અસંખ્યાત પ્રદેશ છે. એક એક પ્રદેશમાં અનન્ત જ્ઞાનાદિ ગુણ છે. એક એક ગુણના અનન્ત પર્યાય છે. અને તેમાં અનંત સ્વભાવ છે. પરંતુ તે સર્વને કેવળજ્ઞાનથી જ જાણી શકાય છે. જેવી રીતે સ્વયંભૂરમણ સમુદ્રના પ્રબલ જળને અંજલીથી માપવું તથા સમુદ્રમાં ઉઠતી તરંગોને ગણવી એ અસંભવ છે. તો પણ કલ્પનાથી માની લઈએ કે એવો પણ શક્તિવાન કોઈ કદાચ હોય. પરંતુ તેવા શક્તિવાનથી આત્માના ગુણોની અનંતતા ગણી શકાતી નથી. તે ગુણોની અનન્તતાને કેવળી ભગવાન જાણતા હોતા છતાં પણ વચન યોગથી સંપૂર્ણ રૂપમાં વ્યક્ત કરી શકતા નથી. માટે તે ગુણ અનન્ત છે. એક આત્મામાં જ્ઞાનગુણ, દર્શનગુણ, ચારિત્રગુણ, વીર્યગુણ, દાનગુણ, લાભગુણ, ભોગગુણ, અરૂપીગુણ, અગુરૂલઘુગુણ, અવ્યાબાધગુણ ઇત્યાદિ અનન્ત ગુણ છે. તે સર્વે ગુણ ભિન્ન ભિન્ન પરંતુ સમુદાય રૂપ છે. કોઈ સમયે તે ભિન્ન ક્ષેત્રી હોઇ શકતા નથી. તે અનન્ત ગુણ પર્યાયોનો એક પિંડ એવો આત્મા છે. માટે એક રૂપ છે. જીવદ્રવ્યમાં જેટલા ગુણ છે; તે સર્વે પૃથક્ પૃથક્ રૂપે પોતાનું કાર્ય કરતા જ રહે છે. દર્શન દેખવાનું કામ કરે છે, જ્ઞાન જાણવાનું કામ કરે છે, સમ્યક્ત્વ નિર્ધાર કરવાનું કામ કરે

છે. અમૂર્ત્તગુણ અરૂપીપણાનું કામ કરે છે. એ પ્રમાણે સર્વ ગુણ પોતપોતાના કાર્યના કર્તા છે. કાર્ય ભેદ પણ અલગ અલગ છે. પરંતુ તે કાર્યધર્મનું કારણ કોઈ દ્રવ્ય તથા ક્ષેત્રમાં અલગ નથી. માટે અભેદરૂપે છે. જેવી રીતે સુવર્ણમાં પીળાપણું ગુરૂતા, સ્નિગ્ધતા, તે કાર્યધર્મે કરી ત્રણ પ્રકારે છે. પરન્તુ કોઈ સમયે તે ત્રણે ભિન્ન હોતા નથી. ત્રણેનું હોવા પણું પ્રતિસમય સુવર્ણમાં અભિન્ન છે. તેવી રીતે જીવના અનન્તગુણ ભિન્ન ભિન્ન કાર્ય કરતા હોવા છતાં વસ્તુધર્મથી ભિન્ન નથી. જો કે કાર્ય ભિન્ન ભિન્ન હોવા છતાં પણ ભેદ રહિત છે. તેમાં આત્માના જ્ઞાનદર્શન ગુણ મુખ્ય છે અને વીર્યાદિ તે ગુણની પ્રવૃત્તિરૂપ ધર્મ છે, આ આત્મા છ એ દ્રવ્યના ગુણ–પર્યાય, ઉદયિકાદિક ભાવનો જ્ઞાતા છે, પોતાના જ્ઞાનાદિ અનન્તગુણ લક્ષ્મીનો કર્તા છે, અનન્ત ગુણરૂપ પર્યાયનો ભોક્તા છે, સ્વપરિણતિરૂપ ઘરનો "રમતા" છે, જ્ઞાનાદિ ગુણ સમુહનો "ગ્રાહક" છે, સ્વધર્મમાં વ્યાપ્ત છે, સ્વપરિણતિને ધારણ કરનારો છે. અર્થાત્ ગ્રાહક, રક્ષક, વ્યાપક, ધારક, સ્વધર્મ સમુહનો જ છે. એ સર્વશક્તિયો આત્મામાં સહજરૂપે પ્રવર્ત્તનીય હોય છે. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અને જીવાસ્તિકાય એ પંચાસ્તિકાયમાં ચાર અસ્તિકાય "અકર્ત્તા" છે. જીવાસ્તિ કાય સ્વતંત્ર કર્ત્તા છે. જે સ્વતંત્રરૂપે કારણવલંબી બની કાર્ય કરે તે "કર્ત્તા" કહેવાય છે. એ રીતે જ્ઞાનાદિ કાર્યનો કર્ત્તા જીવ છે. અન્ય દ્રવ્ય તે ઉત્પાદ–વ્યય એવં ધ્રુવરૂપે પરિણમિત છે, પરંતુ કર્ત્તા નથી. તેનું કારણ એ

છે કે જીવ સિવાય અન્ય દ્રવ્યોના ધર્મ તે તે દ્રવ્યના પ્રતિ પ્રદેશમાં છે. તે પ્રદેશમાં રહ્યા છતાં જ પ્રવૃત્તિ કરે છે. પરંતુ એક પ્રદેશને અન્ય પ્રદેશ સહાયકરૂપે વર્ત્તવારૂપ એકત્રિત પ્રવર્ત્તન નથી. જીવદ્રવ્યના સર્વ પ્રદેશ સમુદાય મળીને પ્રવૃત્તિ કરે છે માટે તે જીવદ્રવ્ય કર્ત્તા છે. કર્ત્તાપણું એ જ ઇશ્વરતા છે. અજીવ દ્રવ્યોમાં પણ અનન્ત ગુણ તથા અનન્ત પર્યાય છે. પરંતુ તે પોતાના ગુણોને જાણતા નથી. અને આત્મા પોતાના જ્ઞાનાદિ આત્મ ગુણોને તથા અનન્ત પર દ્રવ્ય અને તેના પણ અનન્તગુણોને જાણી શકે છે. જાણવું એ અસાધારણ ધર્મ છે. તથા સ્વચારિત્રગુણ દ્વારા આત્મા પોતાના ગુણોમાં રમણ કરે છે માટે આત્મા સ્વરૂપાનુભવી છે. જે કર્ત્તા હોય છે તે જ ભોક્તા હોઈ શકે છે. પરંતુ જે કર્ત્તા નથી તે ભોક્તા હોઈ શકતો નથી. જે કર્ત્તા–જ્ઞાતા–ચારિત્ર વંત અને ભોક્તા છે તેજ પરમેશ્વર છે. પરમેશ્વર ચેતનરાજ ઉપરોક્ત જ્ઞાનાદિના અનન્તનિધિયોને પ્રગટરૂપે ભોગ કરે છે, તે જ આત્માની સંપૂર્ણ સ્વભાવ દશા છે. આત્માના જ્ઞાનાદિ ગુણોની સંપૂર્ણ સત્તા આત્મામાં જે તિરોભાવી પણે છે, તે નિરાવરણ સકલ પુદ્ગલ સંગ રહિત હોતે છતે પ્રગટ થાય છે. સ્વભાવદશાની પ્રગટતામાં પ્રાપ્ત, આત્માના અવ્યાબાધસુખના પ્રમાણને સ્પષ્ટ કરતાં શ્રી વીરવિજયજી મહારાજે એક સ્તવનમાં કહ્યું છે કે:–

"તુમ સુખ એક પ્રદેશનું રે,
નવિ માવે લોકાકાશ."

આત્માના એક એક પ્રદેશમાં અનન્તગુણ, અનન્ત

પર્યાય છે. તે એક પ્રદેશમાં પણ જે અવ્યાબાધ ગુણ રહેલો છે તે અનન્ત છે. કેવળજ્ઞાનીની બુદ્ધિથી પણ જે એક ખંડના બે ખંડ ન થઈ શકે તે ખંડને અવિભાગ કહે છે. અવ્યાબાધ સુખના એવા અવિભાગોનું પ્રમાણ બતાવતાં શ્રી સર્વજ્ઞ દેવોએ કહ્યું છે કે લોક તથા અલોકાકાશના એક એક પ્રદેશમાં સુખનો એક એક અવિભાગ રાખવામાં આવે તો પણ લોકાલોકરૂપ સર્વ આકાશમાં સમાઈ શકે નહીં. અર્થાત્ આકાશાસ્તિકાયના સર્વ પ્રદેશથી પણ આત્માના એક પ્રદેશમાં રહેલ સુખના અવિભાગ અંશો અનન્તગુણા છે. અર્થાત્ આત્મિકસુખ અનન્ત છે. જગતના અજ્ઞાનિ પ્રાણિઓ વાસ્તવિક સુખથી અનભિજ્ઞ હોવાથી આત્મિક સુખનું સ્વરૂપ સમજી શકતા નથી. એક માત્ર ઇન્દ્રિય જન્ય સુખને જ સુખ માનીને સુખની અભિલાષાથી માની લીધેલ સુખની પ્રાપ્તિ માટે પ્રયત્નશીલ હોવાથી સુખના બદલે દુઃખ જ પામે છે. કારણ કે ઇન્દ્રિયજન્ય સુખ તો સ્વાધિન નથી. તેતો પરાધીન છે. ઉપચરિત છે. એ સુખતો પુદ્ગલકર્મનો વિપાક છે. પર વસ્તુના કારણ દ્વારા ઉત્પાદિત સુખ તે શાશ્વત હોઈ શકતું નથી. કેમ કે તે સંયોગિક સુખ હોવાથી સંયોગના વિયોગમાં તેજ સુખ, દુઃખનું કારણ બની જાય છે, એટલેં એવા સુખને સુખ માનવું તે અજ્ઞાનતા જ છે. જે સુખ કોઈ પણ ટાઈમેં દુઃખનું કારણ બની શકતું નથી જે સુખથી વધીને બીજું સુખ હોઈ શકે જ નહિં, જે સ્વભાવિક છે, જે કોઈ અન્ય દ્વારા ઉત્પાદિત નથી, તે સુખ જ સત્ય સુખ છે. એવું આત્મિક સુખ જ પરમ આનંદને

દેવાવાળું છે. એવું સુખ આત્મામાં હંમેશના માટે સત્તારૂપે રહેલું છે. બહારથી આવવાવાળું નથી. અર્થાત્ ખુદ્દ પોતાનામાંથીજ પ્રગટ થાય છે. તે સુખ પોતાનામાં જ હોવા છતાં પણ જીવ અજ્ઞાનતાથી જ્ઞાનશૂન્ય થાય છે, જેથી તેનો અનુભવ પણ અજ્ઞાની જીવ ને માટે કઠિન છે. આ વાસ્તવિક સુખને કોઈ પણ ઉપમા આપી શકાતી નથી. જેઓએ તે સુખને પ્રાપ્ત કર્યું છે તેઓને જ તે અવ્યક્ત સુખનો અનુભવ હોઈ શકે છે. તે નીચેના દૃષ્ટાન્તથી સ્પષ્ટ થઈ શકે છે. એક મહાઅરણ્યવાસી મ્લેચ્છ અરણ્યમાં રહેતો હતો. એક વખત પોતાના અશ્વવડે ખેંચાઈને ભૂલો પડેલો એક રાજા તે અટવીમાં આવ્યો.

મ્લેચ્છે તેને જોયો. સત્કારપૂર્વક તે રાજાને પોતાના સ્થાને લઈ જઈ વિશ્રાંતિને માટે તે રાજાની બહુજ ચાકરી કરી. ત્યારબાદ નગરમાં જવા ટાઇમે રાજાએ મ્લેચ્છને પણ પોતાની સાથે લીધો. અને મ્લેચ્છને ઉપકારી સમજી તેનો બહુ જ સત્કાર કર્યો. રાજસમૃદ્ધિનો ઉપભોગ કરતા તે મ્લેચ્છને એક વખત પોતાના નિવાસસ્થાન અરણ્યનું સ્મરણ થવાથી રાજાની આજ્ઞા લઈ પોતાના નિવાસસ્થાને આવ્યો. અરણ્યવાસિઓએ તેને પુછ્યું કે નગર કેવું હતું ? ત્યાં કેવું સુખ છે? મ્લેચ્છ તે સર્વ વાત જાણતો હોવા છતાં પણ તે સુખની ઉપમા, અરણ્યમાં કોઈ નહીં હોવાથી તે સુખ બતાવી શકયો નહિ.

આ પ્રમાણે આત્માનું અવ્યાબાધ સુખ પણ અનુપમ

છે. કેમકે તે સુખને કોઇ પણ ઉપમાથી સમજાવી શકાય તેવું નથી. જેમ જન્માંધમનુષ્ય સૂર્યાદિકની વ્યાખ્યા કરી શકતો નથી, તેમ અજ્ઞાની જીવ પણ આત્મિક સુખની વ્યાખ્યા કરી શકતો નથી. કેમકે તેને તેનું લેશમાત્ર પણ જ્ઞાન નથી. જેમ યતિનું સુખ વિશેષ પ્રકારના ક્ષયોપશમ ભાવયુક્ત હોવાથી યતિસિવાય બીજો કોઈ તેનો અનુભવ કરી શકતું નથી, આરોગ્ય સુખને રોગગ્રસ્ત પ્રાણી સમજી શકતો નથી, તેમ આત્મિક–અવ્યાબાધ સુખનું તાત્વિક સ્વરૂપ બુદ્ધિગમ્ય નહીં હોવાથી સર્વથા અચિન્ત્ય અર્થાત્ બુદ્ધિથી અવર્ણનીય છે. જે આત્માના અનંત ચતુષ્કાદિ ગુણો બિલકુલ નિરાવરણ બની પ્રગટ થયા છે, તેજ આ અવ્યાબાધ સુખનો ભોક્તા છે. તેજ પ્રરમેશ્વર છે. અનન્તગુણોની પ્રત્યક્ષતા તેજ ઈશ્વરતા છે. અનન્તગુણોનું પ્રગટરૂપે મળવું તેજ ઈશ્વર શોધન યા ઈશ્વર પ્રાપ્તિનો તાત્પર્ય છે. આત્માના અનન્તગુણોનું સ્વરૂપ તેજ ઈશ્વરત્વ યા ધર્મ છે. મોક્ષપ્રાપ્તિ અગર કૈવલ્ય પ્રાપ્તિ સમયે ઈશ્વરત્વની પૂર્ણતાને પામેલ તે આત્મા ઈશ્વર બને છે. સર્વ સંસારી આત્માઓમાં પણ આ રીતે ઈશ્વરતા તિરોભાવે વિદ્યમાન છે. પોતાના જ્ઞાન-દર્શનાદિગુણ ક્ષાયિકભાવે પ્રગટ થાય ત્યારે જ પોતાની અનન્ત રિદ્ધિને આત્મા પ્રત્યક્ષરૂપે દેખે છે. જેમ પોતાની નાભિમાં રહેલી કસ્તુરીને માટે મૃગ અહીંતહીં દોડયા જ કરે છે. કેમકે તેને એ ભ્રમ છે કે આ સુગંધ બીજેથી આવી રહી છે. તેવી રીતે અજ્ઞાની આત્મા પણ, પોતાની અનન્ત રિદ્ધિનો ખ્યાલ નહીં હોવાથી અન્ય સ્થાને સુખ

પ્રાપ્તિ માટે વ્યર્થ દોડધામ કરે છે. અધ્યાત્મી યોગિવર્ય શ્રી આનંદઘજી મહારાજે કહ્યું છે કેઃ—

પરમ નિધાન પ્રકટ મુખ આગળે,
જગત ઉલ્લંઘી હો જાય જિનશ્વર ।
જ્યોતિ વિના જુઓ જગદીશની,
અંધોઅંધ પુલાય જિનેશ્વર ।।

આત્મ હિતની અભિલાષા પ્રાયઃ સર્વ આત્માઓને હોય છે. પરંતુ અજ્ઞાનતાને કારણે આત્માને, સ્થાને સ્થાને શોધતા ફરે છે. કહે છે કે આત્મા અથવા બ્રહ્મનું સ્વરૂપ કેવું છે? કેવી રીતે પ્રાપ્ત થઈ શકે છે? આ પ્રશ્નોના વાસ્તવિક ઉત્તર નહીં જાણવાવાળા અને જ્ઞાનદૃષ્ટિથી રહિત પુરૂષો સ્વેચ્છાનુસાર માર્ગ બતાવી દે છે. આ પ્રમાણે જ્ઞાનચક્ષુહીનગુરૂ અને શિષ્યની મંડળી બની જાય છે. જેથી સ્વદેહમાં રહેલ આત્મ તત્ત્વરૂપ નિધાન પ્રાપ્ત કરી શકતા નથી. સ્વયં શુદ્ધ ચૈતન્ય છે. પરંતુ વિભાવમાં પ્રવર્તવાથી જીવ, પુદ્ગલના સંગથી પોતાનું ભાન ભૂલી ગયો છે. અને તેથીજ પોતે પરમાત્મા સદૃશ હોવા છતાં ભિક્ષુક બની પરમાત્માની શોધમાં ઘૂમ્યા જ કરે છે. પરમનિધાનરૂપ આત્મતત્વ સ્વયંમાં હોવા છતાં પણ સ્વયંને ઓળખતો નથી. અને અન્ય સ્થાન પર પરમાત્માની શોધ કરે છે. માટે જેમ પ્રકાશોત્પાદક વસ્તુની સહાયતાથી કોઈ પણ વસ્તુ જોઈ શકાય છે, તેમ આત્મતત્ત્વને જોવાને-સમજવાને માટે પરમાત્માની દિવ્ય જ્યોતિ જોઈએ કે જેના દ્વારા જ

સ્વ સ્વરૂપનો ખ્યાલ આવી શકે. પરમાત્મારૂપ જ્યોતિ વિના કેવળ અજ્ઞાનીઓના કથનરૂપ અજ્ઞાન દૃષ્ટિથી તો સુખના સાધનરૂપ પરમનિધાન સન્મુખ હોવા છતાં પણ જગત તેને ઉલ્લંઘીને જ ચાલી રહ્યું છે. જ્યાં સુધી આત્માને એ ખ્યાલ નથી કે સ્વયંજ પરમાત્મા છે, ત્યાંસુધી વાસ્તવિક ધર્મ પ્રાપ્ત નહીં થવાથી કર્મબન્ધનની વૃદ્ધિ થયા જ કરે છે. કર્મની વૃદ્ધિ થવાથી આત્મા, વધુને વધુ વિભાવ દશામાં મુકાય છે. આત્માની વિભાવદશા એજ દુઃખ છે. જેમ જેમ વિભાવ દશા વધુ, તેમ તેમ દુઃખ પણ વધુ પામે છે. આત્મા, સ્વભાવ દશા અને વિભાવ દશાને સમજે, વિભાવ દશાના દુઃખનો અને સ્વભાવ દશાના સુખનો ખ્યાલ કરે, સ્વભાવ દશાની પૂર્ણતામાં કેટલી ન્યુનતા છે તે વિચારે, સ્વભાવ દશાની પૂર્ણતા પ્રકટ કરવા કોશિષ કરે, અને સ્વભાવ દશાની પૂર્ણતાને પ્રાપ્ત, પરમાત્માને દૃષ્ટિ સન્મુખ રાખે, તેજ આત્મા વિભાવ દશાના બંધનમાંથી મુક્ત બની, આત્માના અનંત ચતુષ્કાદિ ગુણોને પ્રગટ કરી શાશ્વત સુખનો ભોક્તા બની શકે છે.

## પ્રકરણ ૨ જું

### આત્માની વિભાવ દશા

આત્માના અનંત ચતુષ્કાદિ ગુણોની પ્રગટતામાં જેટલા જેટલા અંશે ન્યુનતા તેટલા તેટલા અંશે આત્માની વર્ત્તતી દશાને વિભાવ દશા કહેવાય છે. જગત્‌ના પ્રાણિઓને સુખ દુઃખનું જો કંઇપણ કારણ હોય તો વિભાવ દશા છે. સ્વભાવ દશા અને વિભાવ દશાને સમજી નહીં શકનાર પ્રાણિને સુખ–દુઃખ પ્રાપ્તિનો, તેના સ્વરૂપનો અને તેની પ્રાપ્તિના કારણનો વાસ્તવિક ખ્યાલ નહીં હોવાથી સુખ પ્રાપ્તિ માટેનો પ્રયત્ન હોવા છતાં પણ વધુ ને વધુ દુઃખની ગર્ત્તામાં ધકેલાય છે.

જીવનો મુળ ગુણ ઉપયોગ છે. પરંતુ તે ઉપયોગ જ્યારે વસ્તુના વિશેષ ધર્મગ્રહણમાં પ્રવૃત હોય છે, ત્યારે તેને "જ્ઞાનોપયોગ" કહેવાય છે. અને વસ્તુના સામાન્ય ધર્મગ્રહણમાં પ્રવૃત્ત હોય છે ત્યારે તેને દર્શનોપયોગ કહેવાય છે. આમાં જ્ઞાન, દર્શન તથા ઉપયોગ સર્વથા ભિન્ન નથી. તો પણ સર્વત્ર જ્ઞાનનું માહાત્મ્ય અતિશય હોવાથી જ્ઞાનની મુખ્યતા બતાવવાને માટે, જીવના વિશેષ ઉપયોગ રૂપ જ્ઞાનને સર્વથી મુખ્ય માન્યું છે. વસ્તુમાં વિદ્યમાન વિશેષ ધર્મને જાણવાની આત્મશકિત "જ્ઞાન" અને વસ્તુમાં વિદ્યમાન સામાન્ય ધર્મને જાણવાની આત્મશકિત "દર્શન"

તથા તે બંનેને કામમાં લેવાં તેને " ઉપયોગ " કહેવાય છે. જ્ઞાનશકિતનો ઉપયોગ તે " જ્ઞાનોપયોગ " અને દર્શનશકિત-નો ઉપયોગ તે " દર્શનોપયોગ " છે. જીવ દ્વારા રાગદ્વેષ-ની પરાધીનતા રહિત ઉપયોગ જ્યારે હોય છે ત્યારે તેને " ચારિત્ર " કહેવાય છે.

કર્મના સર્વથા આવરણરહિત એટલે ક્ષાયિક ભાવે વર્તતું જ્ઞાન અને દર્શન, સર્વજીવોમાં સદાના માટે એક સરખું જ હોય છે. એવા જ્ઞાન–દર્શનને ક્રમશઃ કેવળજ્ઞાન અને કેવળ દર્શન કહેવાય છે. સ્વભાવિક દશામાં આત્મા, સર્વજ્ઞ અને સર્વદર્શી હોય છે. કેવલજ્ઞાન પ્રાપ્ત સર્વઆત્માનું સર્વજ્ઞત્વ અને સર્વદર્શીત્વ ન્યુનાધિક હોઈ શકતું જ નથી. અર્થાત્ સર્વમાં બરાબર હોય છે. વિભાવિક દશામાં આત્માના તે જ્ઞાન–દર્શનગુણ, પુદ્ગલ પરમાણુઓના સમુહથી આચ્છાદિત હોય છે. આચ્છાદિત પણે વર્તતી તે જ્ઞાન–દર્શનની પ્રભા "વિભાવિક" અથવા ક્ષયોપશમિક જ્ઞાન–દર્શન કહેવાય છે. જેમ જેમ તે પ્રભા વિશેષરૂપે ખંડિત હોય છે, તેમ તેમ ક્ષયોપશમ ઘટતો જાય છે. અને જેમ જેમ તે પ્રભા, ઓછી ખંડિત હોય છે તેમ તેમ ક્ષયોપશમની વૃદ્ધિ થતી જાય છે. કર્મથી આચ્છાદિત દશામાં જ્ઞાન અને દર્શનનો ક્ષયોપશમ અનેક પ્રકારનો હોય છે. અનેકવિધ ક્ષયોપશમને અનુલક્ષીને કર્મ ઉપાધિઓના ભેદાનુસાર જ્ઞાન–દર્શનના પણ અનેકભેદ વર્ત્તતા હોવા છતાં સ્થુલપણે ક્ષયોપશમીક જ્ઞાનના મતિ વીગેરે સાતભેદ અને ક્ષયોપશમીક દર્શનના ચક્ષુ–અચક્ષુ–અવધિ દર્શન એમ ત્રણ ભેદ શાસ્ત્રમાં પાડવામાં આવ્યા છે. તેમાં ક્ષાયિક ભાવનું

કેવળજ્ઞાન અને કેવળદર્શનનો એક એક ભેદ ગણતાં સ્વભાવિક અને વિભાવિક એમ બન્ને મળી આઠ ભેદ જ્ઞાનના અને ચાર ભેદ દર્શનના છે. ક્ષયોપશમિક જ્ઞાન–દર્શન યુક્ત આત્મદશા તે વિભાવિક અને ક્ષાયિક જ્ઞાન–દર્શન યુક્ત આત્મદશા તે સ્વભાવિક દશા છે.

ત્રણે લોકમાં રહેલ રૂપી–અરૂપી સર્વદ્રવ્યોની ત્રણેકાળ અંગેની ઉત્પાદ–વ્યય અને ધ્રુવરૂપ ત્રણે પ્રકારની પરિણતિ સકળ સમયે જાણવાની આત્મામાં જ્ઞાન શક્તિ હોવા છતાં પણ કર્મપુદ્ગલથી આચ્છાદિત તે જ્ઞાનશક્તિ, અરૂપી (વર્ણ ગંધ, રસ અને સ્પર્શ રહિત) પદાર્થને તો સાક્ષાત્ આત્માથી જાણી અનુભવી શકતી જ નથી. કર્મપુદ્ગલથી આચ્છાદિત તે જ્ઞાન શક્તિ અનેક પ્રકારની હોવાથી તેમાં કેટલીક જ્ઞાનશક્તિની માત્રાઓ તો પદાર્થને મનોયુક્ત ઇન્દ્રિયો દ્વારા જ જાણી શકે છે. આંખથી જોવાય છે, જીભથી ચખાય છે, નાકથી સુંઘાય છે, કાનથી સંભળાય છે અને ચામડીથી અડાય છે, તે બધા જ્ઞાનમાં આવા પ્રકારની જ્ઞાન શક્તિ જ કામ કરી રહી છે. તર્કશક્તિ, અનુમાન કરવાની શક્તિ, સ્મૃતિમાં લાવનાર શક્તિ આ બધી શક્તિઓ આવા પ્રકારની જ્ઞાનશક્તિના પ્રકારો છે. આ જ્ઞાનશક્તિની માત્રાઓને જૈન દર્શનકારોએ "મતિજ્ઞાન"ની સંજ્ઞા આપેલી છે. આ મતિજ્ઞાનનો ઉપયોગ પાંચ ઇન્દ્રિય અને છઠ્ઠા મનથી જ પ્રવર્તે છે. અમુક ઈન્દ્રિયથી અમુક વિષયને જ ગ્રહણ કરી શકાય છે. જે વિષય જે ઈન્દ્રિયનો હોય તે વિષયનો ખ્યાલ તેજ ઈન્દ્રિય

વડે થાય છે, નહીં કે અન્ય ઈન્દ્રિય વડે. સ્પર્શેન્દ્રિયનો વિષય સ્પર્શને જ જાણવાનો છે. પદાર્થના સ્પર્શને અનુભવવા ટાઈમે મતિજ્ઞાનરૂપ ચૈતન્ય શક્તિ સ્પર્શેન્દ્રિય દ્વારાજ સ્પર્શને અનુભવે છે. પદાર્થના રસને અનુભવવા ટાઈમે મતિજ્ઞાનરૂપ ચૈતન્યશક્તિ રસનેન્દ્રિય દ્વારાજ રસને અનુભવે છે. એ રીતે ગંધને ઘ્રાણેન્દ્રિદ્વારા, રૂપને ચક્ષુદ્વારા, શબ્દને કાનદ્વારા અનુભવે છે. પદાર્થના રૂપ–રસ–ગંધાદિ વિષયને અનુભવવા માટે જે ટાઈમે જે જે ઇન્દ્રિયની મદદ લેવાય છે, તે તે ટાઈમે તે તે ઈન્દ્રિયનું મતિજ્ઞાન કહેવાય છે. વિચાર કરવા દ્વારા પ્રવૃત્ત ચૈતન્ય શક્તિને મનનું મતિજ્ઞાન કહેવાય છે. આ રીતે પાંચ ઇંદ્રિય અને મનને આશ્રયી છ પ્રકારે મતિજ્ઞાન છે. તે પ્રત્યેક મતિજ્ઞાનના પ્રકારો ઉત્પત્તિક્રમના હિસાબે વિવિધ પ્રકારે છે. પદાર્થ અનુભવવા ટાઈમે ઈન્દ્રિય દ્વારા જ્યારે આત્માનો ઉપયોગ વર્તે છે ત્યારે આંખ અને મન સિવાય અન્ય ઈન્દ્રિયોને પુદ્ગલ ફરસ્યા વિના તે પદાર્થના સ્પર્શ–રસ–ગંધ અને શબ્દનો ખ્યાલ આવી શકતો નથી. એટલે તે ઇન્દ્રિયનો વિષય "પ્રાપ્યકારી" કહેવાય છે. મન અને ચક્ષુનો વિષય તો અપ્રાપ્યકારી છે. એટલે તેતો પુદ્ગલ અણફરસ્યે પણ જાણે છે.

શબ્દ, રસ, ગંધ અને સ્પર્શને લાયક પદાર્થના અણુ સ્કંધોની ઇન્દ્રિયોને સ્પર્શના થવા છતાં પણ સ્પર્શિત થયેલા અણુસ્કંધોના વિષયાંશોનું પ્રમાણ ઇન્દ્રિયો જાણી શકે તેટલા

જથ્થા પ્રમાણ હોય તો જ વિષય જાણી શકાય છે. જો કે સ્પૃષ્ટ અણુસ્કંધો ન્યુન પ્રમાણમાં હોવા ટાઇમે વિષયને જાણી તો શકે છે, પરંતુ બહુ જ અલ્પ રીતે જાણવાથી તે જ્ઞાન વ્યવહાર્ય થઈ શકતું નથી. કોઈ પ્રાણિઓની અમુક ઇન્દ્રિયો વધુ સતેજ હોય છે તેઓ તો ન્યુન પ્રમાણ અણુ-સ્કંધોથી પણ વ્યવહાર્ય થઈ શકે તે રીતે વિષયજ્ઞાન કરી શકે છે. એટલે કોઈ પ્રાણિની અમુક ઇન્દ્રિય સતેજ હોય છે તો કોઈ પ્રાણિની અન્ય ઇન્દ્રિય સતેજ હોય છે. આ પ્રમાણે ઇન્દ્રિયની તાકાત અનુસાર પદાર્થના સ્પૃષ્ટ અણુસ્કંધો દ્વારા પ્રાણિ, વિષયને જાણી શકે છે. એક અણુ પણ ઇન્દ્રિયને સ્પર્શે તે ટાઇમે તે જાણવા માટે જ્ઞાન પ્રયત્ન કર્યા વિના તો રહેતું જ નથી. જ્ઞાનના તે પ્રયત્નને ઉપયોગ કહેવાય છે. તે ઉપયોગમાં વિષય પકડાયા છતાં પણ તે વિષયની વર્ત્તતી અવ્યક્ત અસરને “વ્યંજનાવગ્રહ” કહેવાય છે. અહીં વ્યંજનાવગ્રહ એટલે ગ્રહણવિષયની આત્મામાં થતી અવ્યક્ત અસર. તે ટાઇમે પ્રવૃત્ત મતિજ્ઞાન ને “વ્યંજના-વગ્રહ મતિજ્ઞાન” કહેવાય છે. એ રીતે મન અને ચક્ષુ સિવાય શેષ ચાર ઇન્દ્રિયોને સ્પૃષ્ટ પદાર્થનું અવ્યક્તજ્ઞાન તે, તે ઇન્દ્રિયોના સંબંધ વાળું વ્યંજનાવગ્રહ મતિજ્ઞાન કહેવાતું હોવાથી ચાર ઇન્દ્રિયો આશ્રયી વ્યંજનાવગ્રહ મતિ જ્ઞાન ચાર પ્રકારે હોય છે. (૧) સ્પર્શેન્દ્રિય વ્યંજનાવગ્રહ મતિજ્ઞાન (૨) રસનેન્દ્રિય વ્યંજનાવગ્રહ મતિજ્ઞાન (૩) ઘ્રાણેન્દ્રિય વ્યંજનાવગ્રહ મતિજ્ઞાન (૪) શ્રોત્રેન્દ્રિય વ્યંજના-વગ્રહ મતિજ્ઞાન.

આ વ્યંજનાવગ્રહ, ઇન્દ્રિયને સ્પૃષ્ટ પુદ્ગલો અંગે જ હોય છે. એટલે મન અને ચક્ષુનો વ્યંજનાવગ્રહ હોઈ શકતો નથી. કારણ કે તે તો પુદ્ગલ અણફરસ્યે પોતાના વિષયને ગ્રહણ કરી શકે છે.

શબ્દ—રસ—ગંધ અને સ્પર્શને લાયક પદાર્થના અણુ સ્કંધો, ઇન્દ્રિયસ્પૃષ્ટ વર્ત્તતા હોવા છતાં પણ તે અણુસ્કંધોને ઇન્દ્રિય બરોબર જાણી ન શકે ત્યાં સુધી ઉપયોગ સ્વરૂપે વર્ત્તતા જ્ઞાનને વ્યંજનાવગ્રહ કહેવાય છે. એ ઉપયોગમાં પકડાતા વિષયની જ્યારે વ્યકત અસર થાય છે, એટલે કે શબ્દાદિનું વ્યવહાર્ય વઈ શકે એટલા જત્થા પ્રમાણ પદાર્થના અણુસ્કંધો ઇન્દ્રિયોને ફરસે છે તે ટાઇમે ઉપયોગરૂપે પ્રવૃત્ત જ્ઞાનને અર્થાવગ્રહ કહેવાય છે. વ્યંજનાવગ્રહ અને અર્થાવગ્રહ તે અનુક્રમે વસ્તુ ધ્યાનમાં ન આવે તેવી સ્થિતિનું અને વસ્તુ ધ્યાનમાં આવે તેવી સ્થિતિનું જ્ઞાન છે. આ બન્ને પ્રકારના જ્ઞાનમાં પદાર્થસ્કંધોને ચક્ષુ અને મન સિવાયની ચાર ઈન્દ્રિયો સાથે સંબંધ તો છેજ. પરંતુ ઇંદ્રિયો સાથે સંબંધ પામેલી વસ્તુની અપૂર્ણ હાલતને વ્યંજન કહેવાય છે, અને ઈન્દ્રિયો સમજી શકે તેવી સ્થિતિમાં વસ્તુનો થતો સંબંધ તે અર્થ કહેવાય છે. ચક્ષુ તથા મનને દૃશ્ય તથા ચિંતનીય પદાર્થોનો સ્પર્શ થતો નથી તોપણ વસ્તુની વ્યક્ત અસર થવારૂપ અર્થાવગ્રહ તો તે બન્નેથી થાય છે. તેમાંય મન તો દૂરદૂરની વસ્તુ ઉપરાંત ભૂતકાળમાં થયેલી વસ્તુનો પણ વિચાર કરી શકે છે.

રૂપના વિષયનો અર્થાવગ્રહ, વસ્તુના પ્રતિબિંબ માર-ફત જ આંખથી થઈ શકે છે. પ્રતિબિમ્બ ન પડે તો અર્થા-વગ્રહ થઈ શકતો નથી. એટલે પાછળ રહેલી વસ્તુના રૂપનો કે દૃષ્ટિથી પર રહેલી વસ્તુના રૂપનો, અગર અંધા-રામાં પડેલી કે કોઈ અન્ય વસ્તુથી આચ્છાદિત વસ્તુના રૂપનો ચક્ષુદ્વારા અર્થાવગ્રહ થઈ શકતો નથી. આ અર્થા-વગ્રહમતિજ્ઞાન તે પાંચ ઈન્દ્રિય અને મન આશ્રયી છ પ્રકારનો છે.

વ્યંજનાવગ્રહ અને અર્થાવગ્રહરૂપ ઉપયોગ વિસ્તરવા માંડે એટલે તે વસ્તુની નિર્ણયાભિમુખી વિચારણા ટાઈમે વર્ત્તતા ઉપયોગને "ઈહા" કહેવાય છે. સંભાવનાની વિચારણાના પરિણામે નિર્ણયાત્મક એટલે આજ વસ્તુ છે એવા પ્રકારનો વિસ્તરેલ ઉપયોગ તે "અપાય" કહેવાય છે. અપાયથી નિર્ણિત થયેલ પદાર્થનું કાલાન્તરે પણ સ્મરણ થઈ શકે એ પ્રકારના સંસ્કારવાળા જ્ઞાન ઉપયોગને "ધારણા" કહેવાય છે. આ ધારણામતિજ્ઞાનની ત્રણ અવસ્થા છે. નિર્ણયાત્મક ઉપયોગ એવો ને એવો થોડો વખત ટકી રહે તે "અવિચ્યુતિ ધારણા" છે. પછી તે વસ્તુ થોડી થોડી ભૂલાતાં ભૂલાતાં બિલ્કુલ ભૂલાઈ જાય છે તો પણ ક્યારેક ક્યારેક તે વસ્તુ યાદ આવી જાય છે, એટલે તેનું સ્મરણ થઈ આવે છે. ભૂલાઈ ગયેલી અવસ્થામાં તે વસ્તુનું જ્ઞાન સર્વથા નાશ પામતું નથી. કેમકે નાશ પામતું હોય તો તો ફરીથી જોયા વિના પણ તે વસ્તુનું સ્મરણ

થઈ ન શકે. જેથી ભુલાઈ ગયેલી અવસ્થામાં ક્ષયોપશમરૂપે તેના સંસ્કાર ટકી રહે છે તેને "વાસના ધારણા" કહેવાય છે. વાસનાના બળથી ભૂલાઈ ગયેલી વસ્તુનું પણ જ્યારે સ્મરણ થઈ આવે છે તેને "સ્મરણ ધારણા" કહેવાય છે. આ રીતે અવિચ્યુતિ, વાસના અને સ્મૃતિ એમ ત્રણ પ્રકાર ધારણામતિજ્ઞાનના છે. પૂર્વ ભવનું સ્મરણ એ ધારણા મતિજ્ઞાનનો ત્રીજો પ્રકાર છે.

ઈહા, અપાય અને ધારણા એ ત્રણે પાંચ ઈન્દ્રિય અને મન આશ્રયી છ છ પ્રકારે છે. એટલે ચાર પ્રકારે વ્યંજનાવગ્રહ મતિજ્ઞાન, છ છ પ્રકારે અર્થાવગ્રહ ઈહા–અપાય અને ધારણામતિજ્ઞાન એમ કુલ ૨૮ ભેદ થયા. આ પ્રમાણે પાંચ ઇન્દ્રિય અને છઠ્ઠા મન વડે થતા મતિજ્ઞાનના અવગ્રહાદિ તે, તે તે ઈન્દ્રિયના મતિજ્ઞાનનો ઉત્પત્તિ ક્રમ છે.

આ વ્યંજનાવગ્રહાદિ સ્વરૂપે વર્તતો મતિજ્ઞાનનો ઉપયોગ ક્યારેક ધીમે ધીમે પણ વર્તે છે અને ક્યારેક ત્વરાએ પણ વર્તે છે. તેમાં ત્વરા અને મંદતાનો આધાર વસ્તુના પરિચય અને અપરિચય ઉપર છે. ધીમે ધીમે પ્રાપ્ત થતા વ્યંજનાવગ્રહમાં પણ વધુમાં વધુ ૨ થી ૯ શ્વાસોચ્છવાસ લાગે છે. અર્થાવગ્રહમાં તો માત્ર એક જ સમય અને બાકીનાઓમાં અંતર્મુહુર્ત જ લાગે છે. ક્ષયોપશમરૂપે ટકી રહેલ વાસનાનું પ્રમાણ સંખ્યાતા અને અસંખ્યાતા ભવ સુધીનું હોય છે. તેથીજ તે જાતિસ્મરણજ્ઞાનરૂપે સંખ્યાતા અને અસંખ્યાતા ભવોની સ્મૃત્તિ થઈ આવે છે.

તે સ્મૃત્તિ પણ અમુક ટાઇમ સુધી ટકી શકે છે. અપર્યાપ્ત સૂક્ષ્મનિગોદના જીવની અલ્પમાંઅલ્પ જ્ઞાનમાત્રાઓથી પ્રારંભી કેવળજ્ઞાનરૂપ સંપૂર્ણ જ્ઞાનમાત્રાપર્યંતની તમામ ચૈતન્ય માત્રાઓનો સમાવેશ, મતિ–શ્રુત–અવધિ–મનઃપર્યવ અને કેવળ એમ પાંચ વિભાગમાં જ કરવામાં આવ્યો છે. તેમાં અમુક જથ્થામાં અમુક વિશિષ્ટતાવાળી ખુલ્લી થયેલ જ્ઞાનમાત્રાઓમાંરહેલ પ્રધાનતાની વિવક્ષાએ મતિજ્ઞાનાદિ નામો પાડેલાં છે. જે જીવને જે જે જ્ઞાનની જેટલી જ્ઞાન-શક્તિ ખુલ્લી હોય તેને તે તે જ્ઞાનલબ્ધિ કહેવાય છે. દરેક ખુલ્લી થયેલ જ્ઞાનમાત્રાની બે અવસ્થા હોય છે. લબ્ધિરૂપે અને પ્રવૃત્તિરૂપે. તેમાં પ્રવૃત્તિરૂપજ્ઞાન તે ઉપયોગ કહેવાય છે. જીવને પદાર્થનો ખ્યાલ કેવળ લબ્ધિરૂપેસ્થિત જ્ઞાન-દ્વારાજ થતો નથી, પરંતુ પ્રવૃત્તિરૂપ જ્ઞાનદ્વારા થાય છે. પ્રવૃત્તિ તે લબ્ધિની જ છે. એટલે લબ્ધિવિના પ્રવૃત્તિરૂપ ઉપયોગજ્ઞાન હોઈ શકતું નથી. માટે જે જ્ઞાનમાત્રાનો ઉપયોગ છે ત્યાં તેની લબ્ધિતો છે જ. પરંતુ લબ્ધિ છે ત્યાં તેનો ઉપયોગ હોય પણ ખરો અને ન પણ હોય. કેટલાક પદાર્થોના જ્ઞાનનો ઉપયોગ ન પ્રવર્ત્તતો હોય તો પણ તે વિષેનાં ઘણાં જ્ઞાનો તેને શક્તિરૂપે હોઈ શકે છે. આમાં પાંચ ઈન્દ્રિય અને મનદ્વારા પ્રવર્ત્તતા જ્ઞાનોપયોગને મતિજ્ઞાનોપયોગ કહેવાય છે. ઉપરોક્ત અવગ્રહાદિ તે એકજ ઉપયોગનાં કાળભેદે અનુક્રમે જુદાં જુદાં નામ છે.

વ્યંજનાવગ્રહ, અર્થાવગ્રહ, ઈહા, અપાય અને ધારણા,

એ ભેદોમાં પૂર્વવર્તી ભેદો તે ઉત્તરવર્તી ભેદોની ઉત્પત્તિમાં કારણરૂપ છે. અને ઉત્તરવર્ત્તીભેદો તે કાર્યરૂપે છે. જેથી પૂર્વવર્તી ભેદોસિવાય ઉત્તરવર્તીભેદોની ઉત્પત્તિ થઈ શકતી નથી. માટે ઉત્તરવર્ત્તી ભેદોની પહેલાં પૂર્વવર્ત્તી ભેદોની ઉત્પત્તિ થવી જ જોઈએ. પરંતુ પૂર્વવર્ત્તીભેદોની ઉત્પત્તિ થયાબાદ ઉત્તરવર્તીભેદોની ઉત્પત્તિ થાય પણ ખરી અને ન પણ થાય. આ હકિકત સ્વયંબુદ્ધિથી વિચારવાથી મતિજ્ઞાનનો વ્યંજનાવગ્રહાદિ ઉત્પત્તિક્રમ સમજી શકાય તેવો છે.

વ્યંજનાવગ્રહાદિક જ્ઞાનનું સામર્થ્ય પણ દરેક જીવોને અને એક જીવને પણ સદાકાળ માટે એક સરખું હોઈ શકતું નથી. તેમાં પણ બહુ, અબહુ, વીગેરે વિવિધ પ્રકારે જ્ઞાનશક્તિ હોવાથી પૂર્વોક્ત ૨૮ ભેદમાં દરેકના બહુ, અબહુ વીગેરે બારબાર ભેદ કરતાં મતિજ્ઞાનના ૩૩૬ ભેદો થાય છે.

આ ઉપરાંત વિકટ સમસ્યાના ઉકેલમાં તાત્કાલિક સહજબુદ્ધિની થતી ઉત્પત્તિરૂપ ઔત્પાતિકીબુદ્ધિ, ગુરૂનો વિનય અને સેવા કરતાં ઉત્પન્ન થવા વાળી વૈનયિકી બુદ્ધિ, શિલ્પ અને કર્મથી સંસ્કાર પામેલી કર્મજા બુદ્ધિ, અને લાંબા વખતના અનુભવથી ઘડાયેલી અર્થાત્ દીર્ઘ કાળના પૂર્વાપર અર્થના અવલોકનરૂપ પરિણામિકી બુદ્ધિ એમ ચાર પ્રકારની બુદ્ધિને પણ જૈનશાસ્ત્રમાં મતિજ્ઞાન તરીકે જણાવી છે. આ ચાર પ્રકારની બુદ્ધિમાં પણ વ્યંજનાવગ્રહાદિતો પ્રવર્તે

છે. પરંતુ પૂર્વોક્ત ૨૮ ભેદોની માફક આ ચાર પ્રકારની બુદ્ધિમાં રોજના વ્યવહારમાં આવતા જાણીતા પદાર્થોનું મતિજ્ઞાન નથી. તેમાં તો સહજ રીતે નવો ખ્યાલ, ઉત્પન્ન કરવાવાળું મતિજ્ઞાન હોવાથી અશ્રુતનિશ્રિત મતિજ્ઞાન કહેવાય છે. અને પૂર્વોક્ત ૨૮ ભેદોમાં રોજના વ્યવહારમાં આવતા જાણીતા પદાર્થોનું મતિજ્ઞાન હોવાથી તેને શ્રુતનિશ્રિત મતિજ્ઞાન કહેવાય છે એમ ઉપરોક્ત ૩૩૬ ભેદમાં આ ચાર બુદ્ધિ ભેળવતાં કુલ્લ ૩૪૦ ભેદે મતિજ્ઞાન જૈનશાસ્ત્રમાં બતાવ્યું છે. આ બધો સૂક્ષ્મવિચાર વ્યવસ્થિત રીતે અને તે પણ યોગ્ય પારિભાષિક શબ્દો સાથે જૈનશાસ્ત્રમાં કરવામાં આવેલો હોવાથી મતિજ્ઞાનનું સ્વરૂપ, જૈનશાસ્ત્રદ્વારા જ સારી રીતે સમજી શકાય છે. અહીં બહુ, અબહુ આદિનું તથા ચાર બુદ્ધિનું સ્વરૂપ નન્દીસૂત્રમાં બહુ જ સ્પષ્ટતાથી વિસ્તારપૂર્વક દૃષ્ટાંત સહિત જણાવ્યું છે. આ રીતે જીવોમાં વિવિધ પ્રકારે વર્તતી મતિજ્ઞાનરૂપ ચૈતન્યતાનો ખ્યાલ—જૈનશાસ્ત્રો દ્વારા સમજવો જરૂરી છે. હવે શ્રુતજ્ઞાન અંગે વિચારીએ તો પૂર્વોક્ત ધારણા સ્વરૂપે જે ઈન્દ્રિયના જે વિષયનો ઉપયોગ જ્યાંસુધી ચાલી રહ્યો છે, ત્યાંસુધી તો તે ઉપયોગ મતિજ્ઞાનોપયોગ તરીકે કહેવાય છે. ત્યાંથી આગળ વધીને તે વસ્તુના ત્રિકાલિક વિષયોમાં પ્રવૃત્ત થવાવાળો અર્થાત્ તે વસ્તુના પૂર્વપરિચયના ખ્યાલસહિત વર્તતો તે ઉપયોગ શ્રુતજ્ઞાનોપયોગ કહેવાય છે. અને તે ઉપયોગ શ્રુતલબ્ધિ—જ્ઞાનથી જ વર્તે છે. પૂર્વે જાણેલી અનુભવેલી વસ્તુનો પુનઃ પ્રત્યક્ષ સંબંધ થાય છે, ત્યારે

પ્રથમ તો તેનો અવગ્રહથી માંડીને ધારણા સુધીનો મતિ-જ્ઞાનોપયોગ વર્તે છે. અને પછી "તેજ વસ્તુ આ છે" એમ યાદ આવે છે, તે શ્રુતજ્ઞાનનો ઉપયોગ છે.

રસ્તામાં જતાં સામે એક માણસ આવતો આપણને દેખાય છે, ત્યારે પ્રથમ તો તેનો અવગ્રહ ઉપયોગ થાય, અને પછી તે શું છે એમ નિર્ણયાભિમુખી ઉપયોગરૂપ ઈહા, માણસ હોવું જોઈએ એવી સંભાવનાના ઉપયોગરૂપ અપાય, માણસ જ એવી નિર્ણયાત્મક ઉપયોગરૂપ ધારણા અનુક્રમે વર્તે છે. ત્યાં સુધી તો મતિજ્ઞાનનો ઉપયોગ છે. અને પછી યાદ આવે કે આ માણસ તે અમુક ટાઈમ પહેલાં જોયેલા ફલાણાભાઈ તેજ આ. એમ પ્રત્યક્ષ અને સ્મૃતિ બન્નેય જે જ્ઞાનમાં ભાસે તે શ્રુતજ્ઞાન કહેવાય છે.

કોઈ માણસના પગ નીચે સર્પ આવ્યો, ત્યારે પ્રથમ તો સર્પના સ્પર્શ થવાના સમયે જ અવ્યક્ત ખ્યાલ રૂપે સ્પર્શેન્દ્રિયનો વ્યંજનાવગ્રહ થયો, મારા પગ નીચે કંઈક છે તેવો વ્યક્ત ખ્યાલ આવ્યો તે સ્પર્શેન્દ્રિયનો અર્થાવગ્રહ, કેવા સ્પર્શવાળી તે વસ્તુ છે એવી વિચારણા તે અપાય, મૃદુસ્પર્શવાળી જ એવી નિર્ણયાત્મક વિચારણા તે ધારણા, અહીં સુધી તો મતિજ્ઞાન, અને ત્યારબાદ આ તો મૃદુ-સ્પર્શવાળું જાનવર છે એવી જાનવર અંગેની પૂર્વસમજણનો ખ્યાલ પેદા થવા રૂપ ઉપયોગ પ્રવર્ત્તાવનાર જ્ઞાન તે શ્રુત-જ્ઞાન છે. ત્યારબાદ આ જાનવર તો સર્પજ, કે જે માણસને કરડે તો માણસ મરી જાય, અરે ! ભાગો ! એમ એકદમ

કુદીને ખસી જાય. વીગેરે જ્ઞાનોપયોગ, આગળ આગળ ઉત્પન્ન થયે જાય છે. એમ પ્રથમનું શ્રુત, ઉત્તરોત્તર શ્રુત જ્ઞાનના નિમિત્તભૂત મનનો વિષય બનતું જાય છે. આ પ્રમાણે ઇન્દ્રિયોથી થયેલા શ્રુતજ્ઞાનો વખતે વાસ્તવિક રીતે મનનું મતિજ્ઞાન અને પછી શ્રુતજ્ઞાન એમ ચાલતી પરંપરાઓમાં મનના વ્યાપારની મુખ્યતા હોવાથી શ્રુતની ઉત્પત્તિનું નિમિત્ત મન છે.

એટલે સ્મૃતિમાં આવેલ વસ્તુની વિચારણા ચાલે તે શ્રતજ્ઞાન છે. શ્રુતજ્ઞાનોપયોગમાં મનોવ્યાપારની પ્રધાનતા હોવાથી વિચારાંશ અધિક અને સ્પષ્ટ હોય છે. વળી તેમાં પૂર્વાપરનું અનુસંધાન પણ હોય છે.

સ્પર્શાદિક વિષયોયુક્ત પદાર્થોનું મતિજ્ઞાન થયા બાદ, પદાર્થનું કે તે વિષયના શબ્દનું ભાષામાં ઉચ્ચાર કરવારૂપ જ્ઞાન ન હોય, અગર તે તે પદાર્થને કોઈ અન્યાન્ય ભાષાથી સંબોધતું હોય છતાં પણ તે પદાર્થ અને તે વિષય અંગે વપરાશ કરવાનો કે તેનાથી નિવૃત્ત થવાનો ખ્યાલ જીવમાં જે ચૈતન્યશક્તિ—જ્ઞાનવડે હોય છે તે જ્ઞાન, શ્રુતજ્ઞાન કહેવાય છે. કીડી કે મંકોડી તે સાકર અને ગોળના શબ્દોનું જ્ઞાન ધરાવતી નથી છતાં "આ વસ્તુ મારે ખાવા જેવી છે" એવું ભાન તેને જે થાય છે તે તેના શ્રુતજ્ઞાનથી જ થાય છે.

શ્રુતોપયોગ ઉત્પન્ન કરાવનાર શ્રુતજ્ઞાન લબ્ધિ જ કહેવાય છે. આ શ્રુત જ્ઞાનમાં પ્રત્યક્ષ અને સ્મૃતિ બન્ને છે.

એટલે ઈન્દ્રિય તથા મનોજન્ય જ્ઞાનવ્યાપારના પ્રાથમિક અપરિપકવ અંશને મતિજ્ઞાન અને ઉત્તરવર્ત્તી પરિપકવ અથવા સ્પષ્ટ અંશને શ્રુતજ્ઞાન કહેવાય છે.

શબ્દજન્ય કે સંકેતજન્ય પદાર્થનો ખ્યાલ એટલે કે શબ્દ શ્રવણ દ્વારા, લેખિત શબ્દ જોવા દ્વારા, અથવા તો શિરઃકંપન–હસ્તધુનન આદિ અન્યે કરેલા સંકેત દ્વારા પદાર્થનો ખ્યાલ જેનાવડે જીવને આવે, અગર તો ઈન્દ્રિયોના સ્પર્શ–રસ–ગંધ અને રૂપના વિષયોનું મતિજ્ઞાન થયા બાદ તે વિષયયુક્ત પદાર્થના શબ્દનો ખ્યાલ–અર્થની ઉપસ્થિતિ–અર્થનો બોધ જે ચૈતન્ય શક્તિવડે થાય તેને શ્રુત જ્ઞાન કહેવાય છે.

અહિં શબ્દને સાંભળવો તે શ્રોત્રેન્દ્રિયનું અવગ્રહાદિ મતિજ્ઞાન છે. સંજ્ઞાક્ષર, ચેષ્ટા, સંકેત, નજરે આવે કે પદાર્થના રસ–સ્પર્શ–ગંધનો ઈન્દ્રિય સાથે સંબંધ થાય તે પણ તે તે ઈન્દ્રિયનું અવગ્રહાદિ મતિ જ્ઞાન છે. પણ તે દ્વારા અર્થબોધ થાય તે શ્રુત જ્ઞાન છે.

વાચક શબ્દ ઉપરથી વાચ્યનું જ્ઞાન કરાવવાવાળી અગર વાચ્ય ઉપરથી વાચક શબ્દનું જ્ઞાન કરાવવાવાળી ચૈતન્યશક્તિ તે શ્રુત જ્ઞાન છે.

શાંતિલાલ શબ્દ જે મનુષ્ય માટે વપરાતો હોય તે મનુષ્યનો ખ્યાલ, શબ્દ શ્રવણથી જે ચૈતન્ય શક્તિવડે આવે છે તે ચૈતન્ય શક્તિને શ્રુત જ્ઞાન કહેવાય છે.

શાંતિલાલ નામનો પરિચિત માણસ રસ્તામાં મળવા ટાઈમે મતિ જ્ઞાનવડે ચક્ષુઈન્દ્રિયથી તેને જોયા પછી, આ તો શાન્તિલાલ કે જે મારા મિત્ર છે એવો ખ્યાલ પેદા કરાવનાર તે શ્રુત જ્ઞાન છે.

જે વસ્તુનો લાભાલાભ કે સંબંધ, પૂર્વે ક્યારેય પણ અનુભવ્યો હોય તે જ વસ્તુનું પુનઃ પુનઃ મતિજ્ઞાન થતાં પુનઃ પુનઃ તે વસ્તુના લાભાલાભ કે સંબંધનો ખ્યાલ આવી શકે છે. તે ખ્યાલ પેદા કરનાર શ્રુત જ્ઞાન જ હોવાથી શ્રુત જ્ઞાનોપયોગ વડે જ જીવ પોતાના જીવનવ્યવહારની જરૂરી ચીજોને ઓળખી શકે છે. મતિ અને શ્રુત એ બન્ને જ્ઞાનો-પયોગથી જ જીવ, પોતપોતાના જીવન વ્યવહારો ચલાવી શકે છે. માટે સૂક્ષ્મસાં સૂક્ષ્મ જીવને પણ મતિ અને શ્રુત જ્ઞાન અમુક અંશે પણ હોય તો છે જ.

આહાર–ભય આદિ સંજ્ઞાઓ દ્વારા, એકેન્દ્રિયથી ચઉરિંદ્રિયવાળા જીવોના શ્રુત જ્ઞાનનો ખ્યાલ આપણને આવી શકે છે. તેઓમાં શ્રુત જ્ઞાન ન હોત તો વનસ્પતિઓમાં પાણી અને ખાતર ચુસવાની, અને કીડી–મંકોડીમાં ગોળ કે સાકરની સુગંધથી આકર્ષાઈ તેની નજીક આવી તે ગોળ કે સાકરને ચોંટી જવાની પ્રવૃત્તિ હોઈ શકત નહીં. પણ ઉપરોક્ત જીવનમાં આ બધી પ્રવૃત્તિઓ આપણે સ્પષ્ટ રીતે જોઈએ છીએ. એટલે તેવા જીવોમાં પણ મતિ અને શ્રુત જ્ઞાન છે એમ સાબીત થાય છે.

જેટલા વિષયોનું મતિ જ્ઞાન થાય તેટલાનું શ્રુત જ્ઞાન થાય જ એવું હોઈ શકતું નથી. ઘણી વખત અજાણી ચીજોનું મતિ જ્ઞાન થવા છતાં પણ તેનું શ્રુત જ્ઞાન થતું નથી. આ હકિકત વિશેષ શ્રુત જ્ઞાન રૂપે સમજવાની.

સામાન્ય રૂપે તો શ્રુત જ્ઞાનોપયોગ, દરેક મતિ જ્ઞાનોપયોગ પછી હોય જ છે. કારણ કે અનાદિકાળથી જીવ મતિ અને શ્રુત સહિત તો છેજ. જેમકે એક અજાણ્યા માણસે સીતાફળ જોયું–ચાખ્યું, તે ઉપરથી આ કોઈ ખાવાની ચીજ છે, મીઠી છે, એટલો સામાન્ય શ્રુતોપયોગ તો તેને વર્તે છે.

પરંતુ આ ચીજને સીતાફળ કહેવાય, અગર દેશાચાર પ્રમાણે તેને કોઈ બીજા શબ્દથી સંબોધાય એવું વિશેષ શ્રુત જ્ઞાન તેને તે સીતાફળ અંગે કદાચ હોઈ શકતું પણ નથી.

આ રીતે જીવનવ્યવહારોપયોગી શ્રુત જ્ઞાન ઉપરાંત શાસ્ત્રના જ્ઞાનને પણ શ્રુત જ્ઞાન કહેવાય છે. આપ્ત પુરૂષ દ્વારા પ્રણિત શાસ્ત્ર યા અન્ય શાસ્ત્રોના અભ્યાસથી અગર શ્રવણથી કેટલાક શબ્દો અને તેના અર્થોનું જે જ્ઞાન થાય તેને પણ શ્રુત જ્ઞાન કહેવાય છે. શાસ્ત્રની ઉત્પત્તિ સાંભળીને થઈ હોવાથી, શાસ્ત્ર તે સાંભળેલી વસ્તુ હોઈ તેને શ્રુત કહેવાય છે. અને તેનું જે જ્ઞાન તે શ્રુત જ્ઞાન કહેવાય છે.

શાસ્ત્ર વચનાત્મક હોવાથી શ્રુતજ્ઞાન થવામાં શબ્દ શ્રવણ જરૂરી છે. શબ્દ શ્રવણ એ શ્રોત્રનો વિષય હોવાથી મતિની અન્તર્ગત છે. શબ્દશ્રવણ એ મતિજ્ઞાન છે, અને

ઉત્પન્ન થવાવાળો બોધ તે શ્રુતજ્ઞાન છે. માટે મતિજ્ઞાન કારણ છે અને શ્રુતજ્ઞાન કાર્ય છે. શ્રુતજ્ઞાનનું વાસ્તવિક કારણ તો શ્રુતજ્ઞાનાવરણનો ક્ષયોપશમ છે. માટે મતિજ્ઞાનને તેનું બાહ્યનિમિત્ત કારણ જ ગણી શકાય છે. કારણ કે શાસ્ત્રોના શબ્દોનું શ્રવણ કરવા છતાં પણ શ્રુતજ્ઞાનાવરણનો ક્ષયોપશમ ન હોય તો શ્રુતજ્ઞાન થઈ શકતું નથી. તેથી જ શાસ્ત્ર વચન સાંભળનારા દરેકને શ્રુતજ્ઞાન થાય જ એવો નિયમ નથી.

જ્ઞાનોત્પત્તિનું સાધન હોવાથી શાસ્ત્રોને પણ શ્રુત કહેવાય છે. તે શાસ્ત્રશ્રુત અંગબાહ્ય અને અંગપ્રવિષ્ટ રૂપથી બે પ્રકારે છે. તેમાંથી અંગ બાહ્યશ્રુત તે ઉત્કાલિક–કાલિકભેદથી અનેક પ્રકારે અને અંગ પ્રવિષ્ટશ્રુત તે આચારાંગ, સુયગડાંગ આદિ બાર પ્રકારનું છે.

શ્રી તીર્થંકરદેવો કેવળજ્ઞાન પ્રાપ્ત કરી તેમની પહેલવહેલી દેશનામાં તેમના જે શિષ્યો બને છે તેઓને મુખ્ય શિષ્ય બનાવી શાસનની સ્થાપના સમયે તેઓને "उपन्नेइवा, विगमेइवा, धुवेइवा" એ ત્રણ વાક્યોની ત્રિપદી આપી, વિશ્વના પદાર્થની મૂળભુત સ્થિતિના તત્ત્વજ્ઞાનનું બીજક આપે છે. આ મુખ્ય શિષ્યોના નેતૃત્વ નીચે બીજા મુનિઓના ગણ ( પરિવાર સમુહ ) હોવાથી તેઓ જૈનશાસનના ગણધર કહેવાય છે. આ સાક્ષાત્ તીર્થંકરદ્વારા પ્રકાશિત થયેલા જ્ઞાનને, પઠન–પાઠનમાં અનુકુળ પડે તેવી

રીતે તેની દરેક વસ્તુ ગોઠવીને ગણધરો, દ્વાદશાંગી એટલે બાર વિભાગરૂપે સૂત્રબદ્ધ કરે છે, તેને અંગપ્રવિષ્ટ-શ્રુત કહેવાય છે. (૧) આચારાંગ (૨) સૂત્રકૃતાંગ (૩) સ્થાનાંગ (૪) સમવાયાંગ (૫) વિવાહપન્નત્તિ (ભગવતી સૂત્ર). (૬) જ્ઞાતા ધર્મ કથાંગ (૭) ઉપાસગદશાંગ (૮) અન્તકૃત-દશાંગ (૯) અનુત્તરૌપપાતિક (૧૦) પ્રશ્ન વ્યાકરણ (૧૧) વિપાકસૂત્ર (૧૨) દૃષ્ટિવાદ. એ બાર અંગોનાં નામો છે.

આયુ, બળ, બુદ્ધિ આદિની ક્ષીણ અવસ્થા દેખીને ગણધરોની પછી થયેલ બુદ્ધિમાન આચાર્યોએ સર્વ સાધારણ હિતને માટે અંગપ્રવિષ્ટ ગ્રન્થોના આધારે ભિન્ન ભિન્ન વિષયો પર જે ગ્રન્થો લખેલા છે તે અંગબાહ્યશ્રુત કહેવાય છે.

સર્વજ્ઞ દેવોએ પ્રકાશિત અને ગણધરરચિત શ્રુત, તથા તેના આધારે અન્ય શુદ્ધ બુદ્ધિ આચાર્યોએ લેખિત શ્રુત સિવાય, જૈનેતર દર્શનકારોએ લખેલાં કે રચેલાં શાસ્ત્રો પણ અપેક્ષાએ શ્રુતજ્ઞાન છે. જે શાસ્ત્રો એકાન્ત દૃષ્ટિવાળાં કે સત્યાસત્યથી મિશ્રિત અગર પદાર્થોનું અયથાસ્થાને વર્ણન કરવાવાળાં હોવા છતાં પણ અંશતઃ શ્રુતાનુસારી હોવાથી તે આંશિક શ્રુતતો કહેવાય જ છે. પદાર્થ નિરૂપણમાં એકાંત દૃષ્ટિ તે મિથ્યાદૃષ્ટિ છે અને અનેકાન્તદૃષ્ટિ તે સમ્યગ્દૃષ્ટિ છે. સમ્યગ્દૃષ્ટિપ્રણિતશ્રુત તે સમ્યક્શ્રુત છે અને મિથ્યાદૃષ્ટિ પ્રણિત-શ્રુત તે મિથ્યાશ્રુત છે. સમ્યક્શ્રુત મોક્ષ પ્રાપ્તિમાં ઉપયોગી બને છે, જ્યારે મિથ્યાશ્રુત મોક્ષપ્રાપ્તિમાં નિરૂપયોગી બને છે.

જો કે મોક્ષપ્રાપ્તિમાં ઉપયોગી કે નિરૂપયોગી બનવામાં શાસ્ત્રનો જ નિયત સ્વભાવ નથી, પરંતુ તેનો આધાર અધિકારીની યોગ્યતા પર છે. સમ્યગ્દૃષ્ટિ પ્રણિત તથા મિથ્યાદૃષ્ટિ પ્રણિત શાસ્ત્ર પણ સમ્યગ્દૃષ્ટિ પાસે આવ્યું તે યથાવસ્થિત ભાવના અવગમથી સમ્યક્શ્રુત કહેવાય, અને મિથ્યાદૃષ્ટિના હાથમાં આવેલું યથાવસ્થિત બોધના અભાવથી મિથ્યાશ્રુત કહેવાય છે, તો પણ વિષય અને પ્રણેતાની યોગ્યતા તથા અયોગ્યતાની દૃષ્ટિથી શાસ્ત્રોનું વિશેષત્વ અને હીનત્વ અવશ્ય છે.

શાસ્ત્રોથી પ્રાપ્ત થતો બોધ તેજ શ્રુતજ્ઞાન છે. પરંતુ શાસ્ત્રો તેનું સાધન હોવાથી ઉપચારથી શાસ્ત્ર પણ શ્રુતજ્ઞાન કહેવાય છે. તે શાસ્ત્રરૂપ શ્રુતજ્ઞાન પ્રકાશિત કરવામાં કાગળ, શ્યાહી, કલમ, પેન, પાટી, અક્ષર વીગેરે સાધનો પણ ઉપચારથી શ્રુત કહેવાય છે.

શ્રુતજ્ઞાનના ચૌદ અથવા વીસ પ્રકાર છે. અક્ષર-અનક્ષર-સંજ્ઞી-અસંજ્ઞી-સમ્યક્-મિથ્યા-સાદિક—અનાદિક-સપર્યવાસિત-અપર્યવાસિત-ગમિક-અગમિક - અંગપ્રવિષ્ટ-અંગબાહ્ય આ ચૌદ ભેદ છે. અને પર્યાય-અક્ષર-પદ-સંઘાત-પ્રતિપાત્તિ-અનુયોગ-પ્રાભૃતપ્રાભૃત-પ્રાભૃત-વસ્તુ અને પૂર્વ એ દસને સમાસ સહિત કરતાં વીસ પ્રકાર છે.

પ્રથમના ચૌદ ભેદતો અક્ષર, ધ્વનિ, સંજ્ઞા વીગેરે ભેદોથી છે. પાછળના વીસ ભેદ તે આગમના અક્ષરો-વાક્યો -પ્રકરણો વીગેરેને અંગે છે.

આમાં બુદ્ધિ રૂપ મતિ, સ્મરણ—યાદી રૂપ સ્મૃતિ—આહાર, ભય, મૈથુન, નિદ્રા વીગેરે રૂપ સંજ્ઞા, વિચારણારૂપ ચિન્તા, ઇન્દ્રિયોથી થતા પદાર્થના બોધરૂપ અભિનિબોધ, હેતુ અને સાધ્યની એક ઠેકાણે વ્યાપ્તિ જોવામાં આવવાથી બધે ઠેકાણે તે વ્યાપ્તિ લાગુ કરવાનો તર્ક, અને પ્રામાણિક વક્તાના શબ્દો ઉપરથી થતા સાચા જ્ઞાનરૂપ આગમ પ્રમાણ યા શબ્દ પ્રમાણ આ બધાં લોક વ્યવહારમાં જ્ઞાનનાં પસિદ્ધ નામોનો મતિ અને શ્રુત જ્ઞાનમાં સમાવેશ થાય છે. શબ્દ ભેદમાં અર્થ ભેદ નથી પણ હોતો એ હિસાબે આ બધા જુદાજુદા અર્થના નહિ પરંતુ એક જ અર્થના શબ્દો હોઈ તે બધાં મતિજ્ઞાન અને શ્રુત જ્ઞાન જ છે. આમાં અભિનિબોધ શબ્દ જૈન સૂત્રોમાં પ્રસિદ્ધ છે અને બીજા શબ્દો લોકપ્રસિદ્ધ પણ છે.

આ પ્રમાણે જ્યાં સુધી પદાર્થ જ્ઞાનમાં જીવને ઇન્દ્રિય સહાયતાની જરૂર રહે ત્યાં સુધી તો જીવની ચૈતન્યશક્તિ "મતિ અને શ્રુત" સંજ્ઞાથી ઓળખાય છે. પણ તેથી આગળ વધીને ચૈતન્યશક્તિનો વિકાસ વિશેષરૂપે થાય ત્યારે તે ચૈતન્યશકિતને, વિષય ગ્રહણ કરવામાં ઇન્દ્રિય સહાયની જરૂર નહિં રહેતાં, આત્મ-પ્રત્યક્ષ જ પદાર્થ સ્વરૂપને જુવે છે. આ રીતની ચૈતન્યશકિત જ્યાં સુધી રૂપી (રૂપ—રસ—ગંધ—સ્પર્શયુકત) પદાર્થને જ જાણવાવાળી હોય ત્યાં સુધી તેને અવધિજ્ઞાન તરીકે ઓળખાય છે. અવધિનો વિષય કેવળ રૂપી પદાર્થ સુધી જ સીમિત હોવાથી તેને સીમિત

—સીમા—થી અવધિજ્ઞાન કહેવાય છે. અવધિ શબ્દ સીમા સૂચક છે. અરૂપી પદાર્થોમાં અવધિની પ્રવૃત્તિ હોઈ શકતી નથી. જગતના મૌલિક છ દ્રવ્યમાં એક પુદ્ગલ દ્રવ્ય જ રૂપી છે. એટલે પુદ્ગલ દ્રવ્ય જ અવધિનો વિષય થઈ શકે છે. પુદ્ગલ દ્રવ્ય સિવાય આત્મા આદિ પાંચ દ્રવ્ય અવધિનો વિષય થઈ શકતાં નથી.

અવધિ જ્ઞાન તે બે રીતે પ્રગટ થાય છે. (૧) ભવ પ્રત્યય અને (૨) ગુણ પ્રત્યય.

અમુક ભવમાં જન્મ લેતાંની સાથે જ પ્રગટ થાય એવા જન્મ સિદ્ધ અને જીવન પર્યંત રહેવાવાળા અવધિ-જ્ઞાનને ભવપ્રત્યય અવધિજ્ઞાન કહેવાય છે. અને જન્મ લીધા બાદ વ્રત—નિયમ આદિ ગુણોના પાલનથી પ્રાપ્ત થતું અવધિજ્ઞાન તે ગુણપ્રત્યય અવધિજ્ઞાન કહેવાય છે. ભવ પ્રત્યય અવધિજ્ઞાનના અધિકારી, દેવ અને નારક છે. દેવ અને નારકનો ભવ જ એવો છે કે ત્યાં પેદા થતાંની સાથે જ અવધિજ્ઞાન થઈ જાય છે. મનુષ્ય અને તિર્યંચના અંગે એવો નિયમ નહીં હોવાથી તેઓ તો ગુણપ્રત્યય અવધિજ્ઞાનના જ અધિકારી છે. તીર્થંકર ભગવાનોને જન્મ લેવા ટાઇમે અવધિજ્ઞાન હોય જ છે. પરંતુ ત્યાં તેની પ્રગટતા નવી નથી. પૂર્વ ભવથી જ સાથે આવેલ હોય છે. અવધિજ્ઞાનની પ્રગટ-તામાં અવધિજ્ઞાનના આવરણનો ક્ષયોપશમ જ આવશ્યક છે. પરંતુ દેવ અને નારકને તે ક્ષયોપશમ ભવજન્ય જ થાય છે. અને મનુષ્ય—તિર્યંચોને વ્રત—નિયમ—તપ આદિ ગુણોના

પાલનથી જ થાય છે. દેવ–નારકોને અવધિજ્ઞાનની પ્રગટતામાં વ્રત–નિયમાદિની અપેક્ષા રહેતી નથી.

ગુણ પ્રત્યય અવધિજ્ઞાનના છ ભેદ છે. અનુગામી, અનનુગામી, વર્ધમાન, હીયમાન, અવસ્થિત અને અનવસ્થિત.

૧. જે અવધિજ્ઞાન, ઉત્પત્તિક્ષેત્રને છોડીને બીજી જગ્યાએ જવા છતાં પણ નષ્ટ પામે નહીં અને સાથે સાથે આવે તે અનુગામી અવધિજ્ઞાન કહેવાય છે.

૨. ઉત્પત્તિ સ્થાનનો ત્યાગ કરી અન્ય સ્થાને જતાં જે અવધિજ્ઞાન નષ્ટ પામી જાય તે અનનુગામી અવધિજ્ઞાન કહેવાય છે.

૩. ઉત્પત્તિ સમયથી અન્ય સમયે ક્ષેત્ર, શુદ્ધિ આદિ દૃષ્ટિથી ક્રમશઃ વૃદ્ધિ પામવાવાળું હોય તે વર્ધમાન અવધિજ્ઞાન કહેવાય છે.

૪. ઉત્પત્તિના સમયબાદ પરિણામોની વિશુદ્ધિમાં ન્યુનતા થતી રહેવાના કારણે ક્રમશઃ અલ્પવિષયક થતું જાય તે હીયમાન અવધિજ્ઞાન છે.

૫. અવધિજ્ઞાન જન્માંતરમાં પણ આત્મામાં કાયમ રહે અગર કેવળ જ્ઞાનની ઉત્પત્તિ પર્યંત આજન્મ ટકી રહે તે અવસ્થિત, યા અપ્રતિપાતિ અવધિજ્ઞાન છે.

૬. જે ક્યારેક ઘટી જાય, ક્યારેક વધી જાય, આવી ચાલ્યું જાય, ફરીવાર ઉત્પન્ન થાય, અને પાછું અલોપ

થાય એવું જલતરંગ જેવું અથવા વીજલીના જબકારા જેવું અવધિજ્ઞાન તે અનવસ્થિત, યા પ્રતિપાતિ અવધિજ્ઞાન કહેવાય છે.

અવધિજ્ઞાન પ્રાપ્ત જીવોના ગુણની દૃષ્ટિએ આ છ ભેદ છે. દ્રવ્યની દૃષ્ટિએ અનંતારૂપી દ્રવ્યથી સર્વરૂપી દ્રવ્ય જાણવા વાળું, ક્ષેત્રની દૃષ્ટિએ અંગુલના અસંખ્યાતમા ભાગથી માંડીને અસંખ્ય યોજનો સુધીનું, કાળની દૃષ્ટિએ આવલિકાના અસંખ્યાતમા ભાગથી માંડીને અસંખ્ય વર્ષો પર્યંતનું, ભાવની દૃષ્ટિએ અનંતા ભાવ જાણવાવાળું એમ દ્રવ્ય–ક્ષેત્ર–કાળ અને ભાવથી અનેક પ્રકાર અવધિજ્ઞાનના છે.

ચેતના શક્તિના પર્યાય સ્વરૂપ મતિ–શ્રુત વીગેરે પાંચે જ્ઞાનનું કામ પોતપોતાના વિષયને પ્રકાશિત કરવાનું હોઈ તે સર્વને જ્ઞાન કહેવાય છે. પરંતુ પહેલાં ત્રણ જ્ઞાનમાં પ્રત્યેક જ્ઞાન તે જ્ઞાન અને અજ્ઞાન એમ બબ્બે સ્વરૂપે છે. જેમકે મતિજ્ઞાન–મતિઅજ્ઞાન–શ્રુતજ્ઞાન–શ્રુતઅજ્ઞાન–અવધિજ્ઞાન–અવધિઅજ્ઞાન અર્થાત્ વિભંગજ્ઞાન. અહીં જ્ઞાન–અજ્ઞાનરૂપ ભેદ જ્ઞેય વિષયના આધારે નહીં પરંતુ જ્ઞાનના હિસાબે છે. જ્ઞેય વિષયની જ્ઞાનશક્તિ ભિન્નભિન્ન જ્ઞાતાઓમાં સમાનપણે વર્તતી હોવા છતાં પણ મિથ્યા–વિપરીત શ્રદ્ધાવાળા જ્ઞાતાનું મતિ તથા શ્રુત અને અવધિ તે અનુક્રમે મતિઅજ્ઞાન–શ્રુતઅજ્ઞાન–અને વિભંગજ્ઞાન કહેવાય છે. અને સમ્યગ્‌શ્રદ્ધાવાળા જ્ઞાતાનું મતિ, શ્રુત અને અવધિ તે અનુક્રમે મતિજ્ઞાન; શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન કહેવાય.

છે. લૌકિક સંકેત અનુસાર તો મતિ–શ્રુત–અવધિ તે જ્ઞાન જ છે. પરંતુ આધ્યાત્મિક સંકેતથી તે ત્રણે, જ્ઞાન અને અજ્ઞાન એમ બન્ને સ્વરૂપે હોય છે. એટલે આત્મ વિકાસમાં ઉપયોગી થવાવાળું જે જ્ઞાન તે સમ્યગ્જ્ઞાન, અને આત્મ-વિકાસમાં નડતરરૂપ જે જ્ઞાન તે અસમ્યગ્જ્ઞાન યા અજ્ઞાન કહેવાય છે. વાસ્તવિક રીતે અસમ્યગ્જ્ઞાન એટલે અજ્ઞાન પણ, છેતો જ્ઞાન સ્વરૂપેજ. સમ્યગ્જ્ઞાન અને અસમ્યગ્જ્ઞાન (અજ્ઞાન) માં ચૈતન્યશક્તિ તો એક જ જાતની હોવા છતાં મિથ્યાભાવ સહકૃત જ્ઞાનોપયોગને અજ્ઞાન રૂપે અને સમ્યગ્-ભાવ સહકૃત જ્ઞાનોપયોગને જ્ઞાન રૂપે જણાવ્યો છે. અજ્ઞાન એ જ્ઞાનનો વિપર્યય છે. તેના કારણથી જગતમાં મતમતાંતરો અને ધર્મશાસ્ત્રના ભેદો વર્તે છે.

જગતના જીવોની દૃષ્ટિ અને લક્ષ બે પ્રકારે છે. (૧) આધ્યાત્મિક દૃષ્ટિ અને (૨) વ્યવહારિક દૃષ્ટિ.

(૧) આત્માથી-સંબંધિત વિષય પર વિચાર કરવાવાલી દૃષ્ટિ–લક્ષ્ય યા જાગૃતિનું નામ આધ્યાત્મિક દૃષ્ટિ છે.

(૨) આત્મા સિવાય અન્ય તત્વો પર મનન કરવા-વાળી તે વ્યવહારિક અથવા ઓઘદૃષ્ટિ કહેવાય છે.

આધ્યાત્મિક દૃષ્ટિવાળા જીવનું ચિંતન તે આત્માના તાત્વિક સ્વરૂપ અને તેને સ્પષ્ટ પ્રતીત કરવાના સાધન અને અંતિમ સાધ્ય મોક્ષાદિની પ્રાપ્તિમાં મુખ્યપણે વર્તે છે. અને વ્યવહારિક દૃષ્ટિવાળા જીવનું ચિંતન, તે વ્યવહારિક

જીવનમાં પોતાનું સ્થાન શું છે? ધન, કીર્તિ-આબરૂ, ઇન્દ્રિયોના વિષયની પ્રાપ્તિ, પુત્ર, પરિવાર આદિમાં પોતે કેટલો આગળ વધી રહ્યો છે એ વીગેરે વિષયો અંગે મુખ્ય-પણે વર્તતું હોય છે. આ બન્ને દૃષ્ટિઓને અનુલક્ષીને સંસારી જીવોનું વર્ગીકરણ નીચે મુજબ ત્રણ વિભાગોમાં કરી શકાય છે.

(૧) જેના જીવનમાં વ્યવહારિક દૃષ્ટિની મર્યાદાવાળા જ્ઞાન-વિજ્ઞાનનો વિકાસ પુષ્કળ પ્રમાણમાં હોય અને આધ્યાત્મિક દૃષ્ટિનું પ્રગટીકરણ અને વિકાસ બીલ્કુલ હોય જ નહિં, એવો જીવ.

(૨) જેના જીવનમાં વ્યવહારિક જ્ઞાનનો વિકાસ બહુ જ ઓછો હોય, પરન્તુ આધ્યાત્મિક દૃષ્ટિનું પ્રગટીકરણ અને વિકાસ વધુ હોય એવા જીવ.

(૩) જેઓમાં બન્ને દૃષ્ટિઓથી સંબંધિત વિદ્યાઓ સુપ્રમાણમાં વિકસિત છે એવા જીવ.

ઉપરોક્ત ત્રણે પ્રકારના જીવો પૈકી પહેલા પ્રકારના જીવોના જ્ઞાન-વિજ્ઞાનને જ્ઞાની મહાત્માઓએ અજ્ઞાનકોટિમાં ગણ્યું છે. એ જ્ઞાન-વિજ્ઞાનને અજ્ઞાન કહેવાનું કારણ એ છે કે આધ્યાત્મિક દૃષ્ટિરહિત જ્ઞાન-વિજ્ઞાનનો ઉપયોગ આત્મશુદ્ધિના વિકાસમાં બીલ્કુલ નહિં હોવાથી જગતમાં શાન્તિને બદલે અશાન્તિની જ્વાલાઓ દિન પ્રતિદિન પ્રગટ કરવામાં નિમિત્તભૂત થાય છે.

ભૂતકાળમાં ભારત દેશનું ગૌરવ ઉચ્ચ સંસ્કાર અને ઉચ્ચ જીવનચર્યાથી જ અલંકૃત હતું. વ્યવહાર જીવનમાં ધનની આવશ્યકતા રહેતી હોવા છતાં પણ છલ–અન્યાય–કપટ–સંહાર કરીને ધન કમાવાનું કે દેશને સમૃદ્ધ બનાવવાનું ઉદાહરણ આર્ય સંસ્કૃતિમાં ક્યાંય પણ મળતું નથી. નિર્ધન અગર સત્તાધીશના સિંહાસન રહિત હોવા છતાં પણ સંસ્કારી જીવન વ્યતીત કરતા રહેતાવાળાઓની યશોગાથા ગાવામાં ભૂતકાલીન કવિવર્યોએ ક્યારેય પણ સંકોચ કર્યો નથી. એ સંસ્કારી જીવન અન્ય કોઈ પ્રકારનું નહિં હતું, પરંતુ કેવલ આધ્યાત્મિક દૃષ્ટિ એવં વિકાસવાળું હતું. આથી એ માલુમ પડે છે કે પુરાતનકાલમાં ધન યા સત્તાથી જીવનની ઉચ્ચતા મનાતી નહીં હતી. પરંતુ વિચારધન એવં આધ્યાત્મિક સંસ્કાર ધન જ મૂળ ધન યા સાચું ધન હતું.

એ અવિનાશી ધનની રક્ષા કરવાને માટે જ નિરંતર જાગૃત રહેવાનો ભારતના મહાન્ પુરુષોનો આદેશ હતો. તે આદેશના પાલનથી જ ભારતદેશ સુખશાંતિથી સમૃદ્ધિવંત હતો.

આવા પ્રકારની આધ્યાત્મિક દૃષ્ટિને રોકી ભૌતિક દૃષ્ટિમાં જ જીવને સ્થિર રાખવાવાળો જીવનો મિથ્યાભાવ છે. મિથ્યાવાસિત દશામાં જીવને ખરા–ખોટા યા હિતાહિતનું જ્ઞાન જ હોતું નથી. સચ્ચી શ્રદ્ધા નહિં હોવાથી થોડું ઘણું જ્ઞાન હોય છે તે પણ વિપરિત પ્રકાશ કરવા-

વાળું અને પાપાચરણમાં લીન બનાવવાવાળું હોય છે. આવા જ્ઞાનવાળા જીવને ધાર્મિક કાર્ય કરવાનું સુઝતું જ નથી. અને જો તે ધાર્મિક કાર્ય કરતા હોય તો ફક્ત સંસાર સુખની પ્રાપ્તિ માટે જ યા દુનિયાના આવકાર–આકર્ષણ આદિને માટે જ કરે છે. અહીં શ્રદ્ધા વિપરીત હોવાથી ભાવના પણ વિપરીત હોય છે. જે કારણથી તેવા પ્રકારની ક્રિયા કર્તાને લાભ ન થતાં હાનિ જ થતી જાય છે. કેમકે તે સમયે સંસાર તરફ જ મનનો ઝુકાવ હોવાથી હતભાગી આત્મા સંસારના તુચ્છ ફળની પ્રાપ્તિ માટે જ ધર્મક્રિયા કરે છે. જેમ વિષ મિશ્રિત ભોજન વિનાશકારી થાય છે તેમ ઘોર મિથ્યાત્વદશામાં જીવદ્વારા કરાતાં શુભ અનુષ્ઠાનો પણ તેને માટે આધ્યાત્મિકતાનાં વિનાશક બને છે. સત્યસુખના ભંડાર અને દુઃખના લવલેશ વિહુણા મોક્ષ પ્રત્યે અથવા તેના અચૂક સાધનો પ્રત્યે અને મોક્ષના અકસીર ઈલાજમાં પ્રયત્નશીલ સંતપુરૂષો પ્રત્યે તેને અરૂચિ થાય છે. અર્થાત્ મોક્ષ સાધક અને મોક્ષનો જ ઉપદેશ દેવાવાલા તથા ભૌતિક સામગ્રીઓને તુચ્છ દૃષ્ટિથી દેખવાવાળા સંતોનો તે મિથ્યાત્વી જીવો સમાગમ કરતા નથી. જંતર, મંત્ર, યા ચમત્કાર બતાવી કંચન–કામિની–પુત્રાદિકની સામગ્રી બતાવવાવાળા અધ્યાત્મ શૂન્ય કૃત્રિમ યોગિ મળી જાય તો તે એવા લોકોનો પરિચય સહર્ષ કરે છે. એ પ્રકારે અનર્થને અર્થરૂપે, ત્યાજ્યને ગ્રહણ સ્વરૂપે, ગ્રહણ યોગ્યને ત્યાજ્ય યોગ્ય રૂપે માનીને તે અત્યન્ત બરબાદ થાય છે. આ પ્રમાણે અનંતકાળસુધી ચક્ર

ચાલ્યા જ કરે છે. જ્યાં સુધી મિથ્યાત્વનો ઉદય વિદ્યમાન હોય ત્યાં સુધી સત્યજ્ઞાન પ્રાપ્ત થતું નથી. પરંતુ વિપરિત વિચાર ઉત્પન્ન થાય છે. મોક્ષના વિષયમાં અરૂચિ રહે છે. આત્માની તરફ દૃષ્ટિ જતી નથી. પાપ તરફ ઝુકાવ રહે છે. અને સંસારી સુખ જ સારાં લાગે છે. કેવલ વર્તમાન ભવ પૂરતી જ દૃષ્ટિ રાખીને તેને જ વિકસિત કરવાને માટે જીવ અનેક પ્રયત્ન કરે છે.

માટે સંસારાભિમુખ આત્માનું જ્ઞાન લૌકિક દૃષ્ટિથી ગમે તેટલું વિશાલ અને સ્પષ્ટ હોય તો પણ સમભાવનું નહિં હોવાથી જેટલા પ્રમાણમાં સંસારિક વાસનાનું પોષક હોય છે તેટલા પ્રમાણમાં અજ્ઞાન કહેવાય છે. આત્માના વિષયમાં અજ્ઞાત રાખવાવાળું લૌકિકજ્ઞાન આધ્યાત્મિક દૃષ્ટિથી અજ્ઞાન જ છે. આત્મજ્ઞાનીના થોડા પણ જ્ઞાનનો ઉપયોગ આત્મિક તૃપ્તિમાં થતો હોવાથી તે જ્ઞાનને આધ્યાત્મિક દૃષ્ટિથી જ્ઞાન જ કહેવાય છે. જ્ઞાન આત્મશાંતિકારક છે. જ્યારે અજ્ઞાન અશાંતિકારક છે.

મતિ, શ્રુત અને અવધિજ્ઞાન તે સમ્યગ્ અને મિથ્યાત્વના હિસાબે જ્ઞાન તથા અજ્ઞાન એમ બે સ્વરૂપે હોઈ શકે છે. મનઃપર્યવજ્ઞાન તથા કેવલજ્ઞાનમાં મિથ્યાત્વ હોઈ શકતું જ નથી એટલે તેના જ્ઞાન અને અજ્ઞાન રૂપ ભેદો નથી.

અઢી દ્વીપ (મનુષ્ય ક્ષેત્ર)માં રહેલ સંજ્ઞિપર્યાપ્ત પંચે-

ન્દ્રિય પ્રાણિયોના ચિન્તિત અર્થને જાણી શકવાની જ્ઞાન-શક્તિને મનઃપર્યવજ્ઞાન કહેવાય છે.

જગતમાં કેટલાક જીવો સંજ્ઞિ છે અને કેટલાક અ-સંજ્ઞિ છે. ભૂતકાળમાં શું બન્યું? અમુક કાર્યનું શું પરિ-ણામ આવ્યું હતું, હવે આનું શું પરિણામ આવશે? અને હવે શું કરવું? ઈત્યાદિ દીર્ઘકાળના વિચારપૂર્વક કાર્યમાં પ્રવૃત-નિવૃત્ત થવાની સંજ્ઞાવાંળા જે જીવો છે, તે સંજ્ઞિ કહેવાય છે. આ સંજ્ઞિજીવો મનોવિજ્ઞાનવાળા છે.

જે જીવો, વર્ત્તમાનકાળના વિષયનાજ ઉપયોગવાળા છે, તે અસંજ્ઞિ કહેવાય છે. આજીવોને ભૂત-ભવિષ્યની વિચારશક્તિવાળું મનોવિજ્ઞાન નહીંહોવાથી વર્ત્તમાન ઉપ-દ્રવવાળા સ્થાનથી ખસી જાય છે, પરંતુ ભૂતકાળના દુઃખનો કે ભાવિકાળમાં દુઃખદાયીસ્થાનનો તેમને ખ્યાલ પેદા થઈ શકતો નથી.

સંજ્ઞિપંચેન્દ્રિયજીવો વિચાર કરવા ટાઈમે પોતાના આત્મવીર્યથી અને કાયયોગનાબળથી મનોવર્ગણાના પુદ્-ગલોનેઆકર્ષીને વિચારવામાં કામઆવે તેવા મનપણે પરિણમાવી તેનું મન બનાવી, વિચારકરવામાં તેનો ઉપયોગ કરી, પછી તરત જ મનના તે પુદ્‌ગલોને છોડી દે છે. આ રીતે હરેક ટાઈમે વિચાર કરવામાં મનોવર્ગણાના પુદ્‌ગલો ઉપર ગ્રહણ, પરિણમન-અવલંબન અને વિસર્જન એ ચારે પ્રયોગ દ્વારાજ મનથી વિચાર કરીશકાય છે. મનવાળ

સંજ્ઞિપંચેન્દ્રિયજીવ કોઈપણ વસ્તુનો વિચાર આ પ્રમાણે બનેલા મનથીજ કરે છે: વિચારવામાં મનનોઉપયોગ થતી વખતે મનની ભિન્નભિન્ન આકૃતિયો થાય છે તેને મનના પર્યાયો કહેવાય છે.

મન એ એકપ્રકારનું પૌદ્ગલિકદ્રવ્ય છે એટલે મનનાપર્યાયો તે પુદ્ગલદ્રવ્યના જ પર્યાયો છે. આ માનસિકઆકૃતિઓરૂપ પુદ્ગલદ્રવ્યનાપર્યાયોને ઇંદ્રિયોની અપેક્ષાવિના સાક્ષાત્ આત્માથી જાણીશકવાની ચૈતન્ય–જ્ઞાનશક્તિને મનઃપર્યવ જ્ઞાન કહેવાય છે. એવા જ્ઞાનવિકાસને પ્રાપ્ત કરનાર મનુષ્ય, મનઃપર્યવજ્ઞાનિ કહેવાય છે.

મનઃપર્યવજ્ઞાનિ તે માનસિક આકૃતિઓને પ્રત્યક્ષ કરે છે, પરંતુ તેના અર્થજ્ઞાનને અર્થાત્ ચિંતનીય વસ્તુને પ્રત્યક્ષ કરી શકતા નથી. મનઃપર્યવજ્ઞાનિ જો મનના સંપૂર્ણ વિષયોનું સાક્ષાત્ જ્ઞાન કરી શકતા હોય તો તો અરૂપી દ્રવ્ય પણ મનઃપર્યવજ્ઞાનનો વિષય બની જાય. અને એ રીતે બને તો કેવળજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાનમાં કંઈ ફેર રહે જ નહીં. પરંતુ મનઃપર્યવજ્ઞાન તો રૂપીદ્રવ્યનોજ સાક્ષાત્કાર કરે છે અને તે પણ સર્વરૂપીપુદ્ગલોનો સાક્ષાત્કાર નહીં કરી શકતાં સર્વ રૂપીદ્રવ્યોનો અનંતમો ભાગ અર્થાત્ માનુષોત્તર ક્ષેત્રની મર્યાદામાં જ મનની ભિન્નભિન્ન આકૃતિરૂપ પુદ્ગલ પર્યાયોને જ પ્રત્યક્ષ કરે છે. અને તે ઉપરથી અર્થજ્ઞાનનું એટલે કે ચિંતનીય વસ્તુનું અનુમાન કરે છે. એટલે મનઃ

પર્યવજ્ઞાનમાં મનઃપર્યાય અર્થાત્ માનસિક વિવિધ આકૃતિ-ઓનું પ્રત્યક્ષજ્ઞાન છે ર ને ચિંતનીયવસ્તુનું અનુમાન જ્ઞાન છે.

આ મનઃપર્યવજ્ઞાન બે પ્રકારે છે (૧) ઋજુમતિ અને (૨) વિપુલમતિ.

ઋજુમતિની અપેક્ષાએ વિપુલમતિનું જ્ઞાન વિશુદ્ધતર છે. કેમકે ઋજુમતિ કરતાં વિપુલમતિ તે મનના સૂક્ષ્મતર પરિણામોને પણ જાણી શકે છે. વળી ઋજુમતિ ઉત્પન્ન થયા બાદ ચાલ્યું પણ જાય છે. વિપુલમતિ ચાલ્યું નહિં જતાં કેવલજ્ઞાનની પ્રાપ્તિ સુધી અવશ્ય રહે છે.

અવધિ અને મનઃપર્યવ એ બન્ને જ્ઞાનની સીમા, રૂપી-દ્રવ્ય પુરતી જ હોવા છતાંપણ વિશુદ્ધિ, ક્ષેત્ર, સ્વામી અને વિષય એ ચાર દૃષ્ટિઓથી તે બન્નેમાં અન્તર છે.

૧. મનઃપર્યવજ્ઞાન પોતાનાવિષયને અવધિજ્ઞાનની તુલનામાં વધુ સ્પષ્ટરૂપે જાણે છે. કારણકે મનના પર્યાયોને અવધિજ્ઞાન દ્વારા દ્રવ્યરૂપે જાણી શકાય છે, પરંતુ ચિંતનીય વસ્તુનો ખ્યાલ તો મનઃપર્યવજ્ઞાન સિવાય આવી શકતો નહીં હોવાથી અવધિજ્ઞાન કરતાં મનઃપર્યવજ્ઞાન વિશુદ્ધતર છે.

૨. અંગુલના અસંખ્યાતમા ભાગથી માંડી સમગ્ર લોકના સમગ્ર રૂપીદ્રવ્યોને આત્મ પ્રત્યક્ષરૂપે જાણવામાં અ-સંખ્ય પ્રકારનું તારતમ્ય હોવાથી, અવધિજ્ઞાન અસંખ્ય ભેદે છે. ઉચ્ચતમ અવધિજ્ઞાન આખાં લોકના સર્વ રૂપીપદાર્થોને

સ્પર્શે છે—જાણે છે. જ્યારે મનઃપર્યવજ્ઞાનનું ક્ષેત્ર, મનુષ્ય લોકમાં રાા આંગલ વધુ અઢીદ્વીપમાં જે સંજ્ઞી જીવો હોય તેનાજ વિચારો જાણી શકે છે.

૩. અવધિજ્ઞાનિ તો ચારે ગતિના સમકિતી—મિથ્યાત્વી—સંયમી કે અસંયમી જીવો હોઈ શકે છે. જ્યારે મનઃપર્યવજ્ઞાનનો સ્વામી ફક્ત સર્વવિરતમનુષ્ય અને તે પણ સાતમા ગુણસ્થાનકે ગયેલ કોઈકને જ હોય છે.

૪. અવધિજ્ઞાનનો વિષય, સમગ્ર રૂપીદ્રવ્યો છે. જ્યારે મનઃપર્યવજ્ઞાનનો વિષય, મનોદ્રવ્ય અને તેમાં પણ અઢીદ્વીપનાજ સંજ્ઞિ પંચેન્દ્રિય જીવોએ વિચાર કરવામાં વાપરેલા મનોદ્રવ્ય પૂરતો જ હોઈ, અવવિજ્ઞાનથી અનંતમા ભાગે રૂપીદ્રવ્ય પૂરતો જ છે.

અવધિજ્ઞાન કરતાં મનઃપર્યવજ્ઞાનનો વિષય ન્યૂન હોવા છતાં પણ તીવ્રતર અને સૂક્ષ્મતામાં મનઃપર્યવજ્ઞાનની અધિકતા છે.

મનઃપર્યવજ્ઞાન તો—મનોદ્રવ્યને પ્રત્યક્ષરૂપે જોવાદ્વારા ચિંતનીયવસ્તુનું અનુમાનકરવાની શક્તિરૂપ છે. આ મનઃપર્યવ જ્ઞાનનો વિષય મનોદ્રવ્ય સિવાય અન્ય રૂપી દ્રવ્યોને પ્રત્યક્ષરૂપે જાણવાનો નથી. પરંતુ જેઓ મનોદ્રવ્ય દ્વારા ચિંતનીય વસ્તુનું અનુમાન કરવાની શક્તિવાળા અને મનોદ્રવ્ય સિવાય અન્ય પણ રૂપીદ્રવ્યોને પ્રત્યક્ષ જાણવાની શક્તિવાળા છે, તે જીવોમાં અવધિજ્ઞાન અને મનઃ પર્યવ

જ્ઞાન બન્ને થયેલાં ગણાય છે. અને જેઓને મતિ અને શ્રુતજ્ઞાન પછી મનઃપર્યવ જ ઉત્પન્ન થઈ જાય છે તે જીવો મનોદ્રવ્ય સિવાય અન્ય રૂપી પદાર્થોને ઈન્દ્રિયની સહાયતા વિના જોઈ શકતા નથી.

વૈભાવિક દશામાં વર્તતી આત્માની ચૈતન્યરૂપ જ્ઞાન-શક્તિ, આ પ્રમાણે મતિજ્ઞાન–શ્રુતજ્ઞાન–અવધિજ્ઞાન અને મનઃપર્યવ જ્ઞાન તરીકે ઓળખાય છે. આ ચાર જ્ઞાન તથા સ્વભાવિક દશામાં વર્તતું કેવલજ્ઞાન એ પાંચ જ્ઞાનોને પ્રત્યક્ષ અને પરોક્ષ એમ બે સ્વરૂપે વિભાજીત કરી શકાય છે.

જે જ્ઞાન, ઈન્દ્રિય અને મનની સહાયતા વિના ફક્ત આત્માની યોગ્યતાના બળથી જ પ્રવર્તનારાં છે તે પ્રત્યક્ષ, અને જેમાં ઈન્દ્રિય તથા મનની સહાયતા છે તે પરોક્ષ કહેવાય છે. મતિ અને શ્રુત તે પરોક્ષ છે, તથા અવધિ-મનઃપર્યવ અને કેવળ તે પ્રત્યક્ષ છે. આમાં કેવલજ્ઞાન એ રૂપી અને અરૂપી સર્વ વિષયગ્રાહી હોવાથી સકલ પ્રત્યક્ષ કહેવાય છે. અને અવધિ તથા મનઃપર્યવ એ અરૂપી પદાર્થને ગ્રહણ નહીં કરી શકતાં હોઈ અપૂર્ણપ્રત્યક્ષ યા વિકલ પ્રત્યક્ષ છે.

મતિ અને શ્રુત, શાસ્ત્ર દૃષ્ટિએ તો પરોક્ષ છે, પરંતુ ઈન્દ્રિજન્ય વિષયોનું જ્ઞાન, લોક વ્યવહારમાં પ્રત્યક્ષ ગણાતું હોવાથી વ્યવહારના હિસાબે તેને પ્રત્યક્ષ કહેવાય છે.

જેથી તેને સાંવ્યવહારિકપ્રત્યક્ષ કહી શકાય. પરંતુ

પારમાર્થિક દૃષ્ટિએ તો પરોક્ષ જ છે. પારમાર્થિક (વાસ્તવિક) પ્રત્યક્ષ તો અવધિ–મનઃપર્યાય અને કેવળ જ છે.

જ્ઞાન એ આત્માનો સ્વભાવ છે. એટલે કોઈપણ દશામાં વર્તતો આત્મા જ્ઞાનરહિત તો હોતો જ નથી. પરંતુ પૂર્ણ વિકાસ પામેલું જ્ઞાન તે સ્વભાવજ્ઞાન છે, અને અપૂર્ણ જ્ઞાન તે વિભાવજ્ઞાન છે. સ્વભાવજ્ઞાન કોઈ પણ પ્રકારના આચ્છાદનરહિત છે અને વિભાવજ્ઞાન ન્યુનાધિક રીતે પણ કર્મથી આચ્છાદિત છે.

મતિ–શ્રુત–અવધિ અને મનઃપર્યવ તે વિભાવજ્ઞાન છે. કેવલજ્ઞાન તે સ્વભાવજ્ઞાન છે. સ્વભાવજ્ઞાનયુક્ત આત્માની દશા તે સ્વભાવિક દશા છે. અને વિભાવ જ્ઞાનવાળી આત્માની દશા તે વિભાવદશા છે.

જૈનશાસ્ત્રમાં જેમ ચૈતન્યશક્તિનો વિચાર, મતિ આદિ પાંચસ્વરૂપે કરવામાં આવ્યો છે તેમ જ્ઞાન અને દર્શન એમ બે સ્વરૂપે પણ કરવામાં આવ્યો છે. તેમાં કેવલજ્ઞાનરૂપ સ્વભાવિકજ્ઞાન અને મતિ આદિ ચાર જ્ઞાન તથા ત્રણઅજ્ઞાનરૂપ વિભાવિકજ્ઞાન એમ કુલ્લ આઠ પ્રકારે જ્ઞાનોપયોગની વિચારણા પૂર્ણ થઈ. હવે દર્શનઅંગે વિચારતાં ઉપયોગની સર્વ પ્રથમ ભૂમિકા દર્શન છે. નિર્વિકલ્પ જ્ઞાન તે જ દર્શન છે. તેમાં વસ્તુના ખાસ સ્વરૂપનો ભાસ નહીં થતાં ફક્ત વસ્તુની સત્તાનું જ ભાન થાય છે. એટલે વસ્તુના પ્રાથમિક ખ્યાલ પૂરતા જ્ઞાનને જ દર્શન કહેવાય છે. દર્શનને સામાન્યોપયોગ–નિરાકારો-

પયોગ વીગેરે નામોથી પણ ઓળખાય છે. જ્ઞાન, સાકાર અને સવિકલ્પ છે. દર્શન તે નિરાકાર અને નિર્વિકલ્પ છે. ઉત્પત્તિનીદૃષ્ટિએ જ્ઞાનની પહેલું દર્શન હોવાછતાં પણ નિર્ણયાત્મકનાકારણે જ્ઞાન, અધિકમહત્ત્વવાળું હોવાથી આત્માના ગુણો પૈકી જ્ઞાનને સર્વ પ્રથમગુણ તરીકે ગણાવ્યું છે.

વ્યક્ત ઉપયોગને જ્ઞાનોપયોગ અને અવ્યક્ત ઉપયોગને દર્શનોપયોગ કહેવાય છે. દર્શનોપયોગ પહેલો હોવા છતાં તે ઉપયોગ જ્ઞાનોપયોગસ્વરૂપે પરિણમે જ એવો નિયમ નથી. પરંતુ જ્ઞાનોપયોગ પહેલાંતો દર્શનોપયોગ હોવો જ જોઈએ.

કોઈ માણસ ક્યારેક કોઈ દ્રશ્ય ને જોવામાં અગર કોઈકની સાથે અત્યંત જરૂરી વાતચિત કરવામાં તલ્લીન બનેલો હોય છે, ત્યારે પાસેથી નીકલનાર માણસનો તેને ખ્યાલ પણ રહેતો નથી. પાસેથી નીકલતોમાણસ તેની નજરે આવે છે, અને તેનો સૂક્ષ્મ ઉપયોગરૂપ દર્શન પણ પ્રવર્તે છે. પરંતુ તે ઉપયોગ, દ્રશ્ય જોવામાં વર્ત્તતા ઉપયોગ જેટલો કે વાતચીત કરવાવાળા માણસ પ્રત્યેના ઉપયોગ જેટલો વ્યક્ત–પ્રગટ નહીં હોવાથી દર્શનોપયોગરૂપે પ્રવર્તી અટકી જાય છે. જેથી નીકલનાર તે માણસ કોણ હતો, એવો વ્યક્ત ઉપયોગ કે જ્ઞાનોપયોગ વર્તી શકતો નથી.

દર્શન એ છદ્મસ્થનાજ્ઞાનની પ્રારંભિકભૂમિકા છે. જેથી સામાન્ય ધર્મબોધક જ્ઞાનોપયોગ એજ દર્શનોપયોગ

છે. તેમાં પદાર્થનો કંઈપણ ભેદ માલુમ પડતો નહી હોવાથી તેના ચારજ પ્રકાર છે. (૧) ચક્ષુદર્શન (૨) અચક્ષુ-દર્શન (૩) અવધિદર્શન અને (૪) કેવલદર્શન.

સ્વભાવજ્ઞાનનીમાફક સ્વભાવદર્શન પણ પ્રત્યક્ષ અને પૂર્ણ હોય છે. તેને કેવલદર્શન કહેવાય છે. તે કોઈપણું પ્રકારના આચ્છાદનરહિત હોવાથી, આત્માનો સ્વભાવિક ઉપયોગ છે. અને તે આત્માની સ્વભાવદશામાં જ પ્રકટે છે. શેષ ત્રણદર્શન ન્યુનાધિક પ્રમાણમાં કર્મથી આચ્છાદિત હોવાથી વિભાવિક છે. વિભાવિકદર્શનપ્રાપ્ત આત્માની દસા પણ વિભાવિકદશા છે. ચક્ષુદર્શન, અચક્ષુદર્શન અને અવધિદર્શન તે વિભાવિક દર્શન છે.

ચક્ષુદર્શન—ચક્ષુરિન્દ્રિયની સહાયથી વર્ત્તતું નિરાકાર અને નિર્વિકલ્પક દર્શન તે ચક્ષુદર્શન છે.

અચક્ષુદર્શન—ચક્ષુ સિવાયની શેષ ઈન્દ્રિયો તથા મનની સહાયથી વર્ત્તતાં દર્શન તે અચક્ષુદર્શન છે.

અવધિદર્શન—ઈન્દ્રિયોની અપેક્ષા વિના સીધું આત્મ પ્રત્યક્ષ થતું દર્શન તે અવધિદર્શન છે.

ચક્ષુદર્શન અને અચક્ષુદર્શન એ મતિજ્ઞાનની જ ભૂમિકાઓ છે. પરંતુ તે બન્નેનાંનામ મતિદર્શન નહીં હોવાનું કારણ એ જ છે કે દર્શનમાં ચક્ષુઈન્દ્રિયનું મહત્ત્વ અધિક છે. ચક્ષુના મહત્ત્વના કારણે એક ભેદ ચક્ષુના નામે અને બીજો ભેદ, શેષ ઈન્દ્રિયો અને મનના હિસાબે અચક્ષુ

નામે રાખ્યો છે. વળી શ્રુતોપયોગ હંમેશાં સવિકલ્પક હોવાથી શ્રુતજ્ઞાનની માફક શ્રુતદર્શન પણ હોઈ શકતું નથી. એ પ્રમાણે મનઃપર્યવ દર્શન પણ ન હોય. કારણ કે સૂક્ષ્મ-દૃષ્ટિથી વિચારવામાં આવેતો મનઃપર્યવજ્ઞાન એ અવધિ-જ્ઞાનનો જ વિશેષ વિકાસ છે. અવધિજ્ઞાન અને મનઃપર્યવ-જ્ઞાન એક જ ઉપયોગની બે ભૂમિકાઓ છે. મનોદ્રવ્યને આત્માથી પ્રત્યક્ષ દેખે છે ત્યાં સુધીની ભૂમિકા તો અવધિ-જ્ઞાનની છે. અને તેના ઉપરથી ચિંતનીય વસ્તુનું અનુમાન કરવા ટાઈમે મનઃપર્યવજ્ઞાન કહેવાય છે. ચિંતનીય વસ્તુનું અનુમાન તો સવિકલ્પક છે. એટલે તેમાં દર્શન હોઈ શકે નહિં. મનોદ્રવ્યને દેખવા ટાઈમે દર્શન હોય, પણ તે તો અવધિદર્શનમાં ગણાય. એટલે મનઃપર્યવદર્શન હોઈ શકતું નથી.

વળી મતિ–શ્રુત–અને અવધિની માફક ચક્ષુ–અચક્ષુ અને અવધિ દર્શનમાં સમ્યક્ તથા મિથ્યાના ભેદ પણ હોઈ શકતા નથી. કારણ કે મિથ્યાપણું તો સવિકલ્પક ઉપયોગમાં જ ઘટી શકે છે. નિર્વિકલ્પ ઉપયોગમાં મિથ્યા હોઈ શકતું નથી. માટે દર્શનપયોગમાં સમ્યક્ કે મિથ્યારૂપ ભિન્નતા છે જ નહિં.

હવે ચારિત્ર અંગે વિચારતાં આત્માની સર્વદાને માટે થયેલી સંપૂર્ણ રાગદ્વેષ રહિત અવસ્થા તે ક્ષાયિક ચારિત્ર છે. ક્ષાયિક ચારિત્રના યોગે સ્વશક્તિ ચેતના અને વીર્યાદિની પરિણતિનું પ્રવર્તન, સ્વભાવમાં જ હોય છે. આવા રાગ–

દ્વેષની પરાધીનતા રહિત જ્ઞાનોપયોગવાળી જીવની દશા તે સ્વભાવિક દશા છે. રાગદ્વેષનો આત્મામાંથી સર્વથા ક્ષય ન થયો હોય પરંતુ રાગદ્વેષનું અસ્તિત્વ આત્મામાં પ્રદેશોદય કે વિપાકોદય તરીકે નહીં વર્તતાં, ઉપશમ (રાખથી ઢાંકેલા અગ્નિ સદૃશ) સ્વરૂપે વર્તતું હોય તે ટાઈમના ચારિત્રને ઉપશમચારિત્ર કહેવાય છે.

ઉદયપ્રાપ્ત–દ્વેષનો ક્ષય થાય અને ઉદયઅપ્રાપ્ત રાગ–દ્વેષનો ઉપશમ થાય એટલે સત્તાગત દલિકો અધ્યવસાયને અનુસરી હીનશક્તિવાળાં થાય તે દશાને ક્ષયોપશમ ચારિત્ર કહેવાય છે. ચારિત્રની ન્યૂનાધિકતાનો આધાર રાગ–દ્વેષના ક્ષયોપશમની ન્યૂનાધિકતા ઉપર છે.

વીર્ય અંગે વિચારતાં મન–વચન અને કાયારૂપ સાધન દ્વારા હોવાવાળું વીર્યનું પ્રવર્તન "વૈભાવિક પ્રવર્તન" છે. વૈભાવિક વીર્ય તે વૈભાવિક જ્ઞાન–દર્શન અને ચારિત્રમાં જ સહાયક છે. તે વૈભાવિકપ્રવર્તન દ્વારા વર્તતી આત્મદશા તે વિભાવિક દશા છે. વિભાવિક દશાનું આત્મવીર્ય તે ક્ષયોપશમ વીર્ય છે.

વીર્ય અંગે વિશેષ વિચારણા આગળ પાંચમા પ્રકરણમાં કરવામાં આવશે.

અહીં સમજવું જરૂરી છે કે ક્ષયોપશમિક જ્ઞાનાદિગુણોનો તાત્ત્વિક વિચાર કરીએ તો સમજાય છે કે તે વિશુદ્ધજીવનું લક્ષણ નથી. આત્મામાં કર્મરૂપ મલિનતા

જેટલા અંશે સાફ થાય છે તેટલા અંશે જ્ઞાનાદિગુણોનો ક્ષયોપશમ વિશેષ પ્રમાણમાં થાય છે. ક્ષયોપશમની વિશેષતા અનુસારે તેને, ચઢતાં ગુણઠાણાંનાં નામ દેવામાં આવ્યાં છે. શુદ્ધ આત્મામાં તો શરીર—કર્માદિ કંઈ પણ નહીં હોવાથી ક્ષયોપશમ કે ગુણઠાણાં પણ નથી.

પ્રત્યેક વસ્તુ ઉપર બે દૃષ્ટિઓથી વિચાર કરી શકાય છે. એક આત્મિક દૃષ્ટિથી અને બીજી પૌદ્ગલિક દૃષ્ટિથી.

આત્મા શુદ્ધ સ્વરૂપી છે, કર્મરહિત છે. એ દૃષ્ટિ નિશ્ચય દૃષ્ટિ છે અને તાત્ત્વિક છે. એ દૃષ્ટિથી વિચાર કરતાં જે જે ક્ષયોપશમ કે ગુણસ્થાનકે આત્મિક ગુણોનું પ્રકટીકરણ અપૂર્ણ હોય ત્યાં ત્યાં સ્પષ્ટ સમજાય છે કે એટલો કર્મભાગ (મલીનતા વાળો ભાગ) બાકી છે. કર્મરૂપ મલિનતા તે આત્માના ઘરની નથી. પરંતુ પુદ્ગલનાઘરની છે. પરની છે. એટલે શુદ્ધસત્તાવાલી નિર્મલદૃષ્ટિથી તે ક્ષયોપશમ અને ગુણસ્થાનક, જડ પુદ્ગલને લઈને બનેલાં છે.

પૌદ્ગલિકદૃષ્ટિથી વિચારતાંતો આત્મિકગુણોના ક્ષયોપશમમાં અગર ગુણસ્થાનકમાં કર્મનું પ્રમાણ જેટલું ઓછું છે તેટલો જ આત્મગુણ પ્રકટ થયો છે. એવી રીતે ક્ષયોપશમની વૃદ્ધિમાં આગળ આગળનાં ગુણસ્થાનકની પ્રાપ્તિ થાય છે તેમ તેમ કર્મ ઓછાં થાય છે. જેમ જેમ કર્મનું પ્રમાણ વિશેષ વિશેષ ઘટતું જાય છે તેમ તેમ આત્મગુણની પ્રકટતામાં વૃદ્ધિ જ થતી રહે છે. એમ થતાં થતાં સર્વ કર્મોનો

નાશ થાય છે ત્યારે આત્મિક ગુણોનું પ્રકટીકરણ સંપૂર્ણ સ્વરૂપે થઈ જાય છે. ગુણોના સંપૂર્ણ પ્રકટીકરણમાં ક્ષયોપ-શમિક ગુણો ક્ષાયિક રૂપે બની જાય છે. ક્ષાયિક ગુણોવાળી આત્મદશા એ જ સ્વભાવ દશા છે.

વ્યવહારદૃષ્ટિથી ક્ષયોપશમને કે ગુણસ્થાનકને ગુણ રૂપ—આત્માના વિકાસ રૂપ માનીએ તો વ્યાજબી છે. એ બન્ને સ્થાનોમાં અપેક્ષાવાદ લાગુ કરવાથી વસ્તુ સ્વરૂપ સ્પષ્ટતયા સમજી શકાય છે.

શાસ્ત્રોમાં ઉદયિક, ઉપશમિક અને ક્ષયોપશમિક ભાવોનું વર્ણન વિવિધ પ્રકારે કરેલું છે. ત્યાં ભાવ શબ્દનો અર્થ "સ્થિતિ" "અવસ્થા" છે. એ ત્રણે ભાવવાળી આ-ત્મિક દશા તે સ્વભાવિક દશા નથી, પરંતુ કર્મના ક્ષયથી ઉપસ્થિત ક્ષાયિકભાવવાલી દશાજ આત્માની સ્વભાવિક દશા છે.

આત્મવિકાસનો પ્રારંભ તો જ્ઞાનાદિ ગુણોના ક્ષયોપ્ર-શમિકપણાથી જ છે. તો પણ મુખ્યથી તો સમ્યકત્વ અને ચારિત્ર દ્વારા આત્મવિકાસનું માપ કાઢી શકાય છે માટે જ મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન, ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન આદિ, જીવને આત્મિકવિકાસમાં સાધક છે અને મતિ અજ્ઞાન, શ્રુતઅજ્ઞાન તથા વિભંગજ્ઞાન તે જીવના આત્મિકવિકાસમાં બાધક છે.

ક્ષાયોપશમિક ભાવ, ઔપશમિક ભાવ અને ક્ષાયિક

ભાવ એ ત્રણે, વિકાસની ભૂમિકાઓ છે. ક્ષાયોપશમિક ભાવનું સમ્યક્ત્વ અને ચારિત્ર તે આત્મવિકાસનો ઉચ્ચ લાભ છે. ઔપશમિક ભાવનું સમ્યક્ત્વ અને ચારિત્ર આત્મવિકાસનો ઉચ્ચત્તર લાભ છે. અને ક્ષાયિક ભાવનું સમ્યક્ત્વ તથા ચારિત્ર આત્મવિકાસનો ઉચ્ચત્તમ લાભ છે. ઉચ્ચત્તમ લાભને પ્રાપ્ત આત્મદશા તેજ સ્વભાવ દશા છે. આત્મિક ગુણની સ્હેજ અપૂર્ણતામાં પણ વિભાવદશા જ છે. કારણકે આત્મિક ગુણની અપૂર્ણતામાં આત્મા પુદ્ગલથી સંબંધિત બનેલો છે. જેથી પુદ્ગલની સાથે આત્માની મિશ્ર દશા તે વિભાવ સ્થિતિ અને પુદ્ગલના સંયોગથી આત્માની મુક્તદશા તે સ્વભાવ સ્થિતિ છે.

સ્વભાવસ્થિતિમાં આત્માના અનંતજ્ઞાન-અનંત દર્શન-અનંતચારિત્ર અને અનંતવીર્ય ગુણો, કર્માવરણ રહિત હોવાથી તે ક્ષાયિક ભાવના કહેવાય છે. જ્ઞાનાવરણ અને દર્શનાવરણના સંપૂર્ણ ક્ષયથી પ્રકટ ક્ષાયિક (કેવલ)જ્ઞાન, અને ક્ષાયિક (કેવલ) દર્શન, દર્શન મોહનીય અને ચારિત્ર મોહનીયના ક્ષયથી પ્રકટ થયેલ ક્ષાયિક સમ્યક્ત્વ અને ક્ષાયિક ચારિત્ર, અંતરાયકર્મના ક્ષયથી પ્રકટ થયેલ ક્ષાયિક ભાવનાં દાન-લાભ-ભોગ-ઉપભોગ અને વીર્ય એ નવે અપૌદ્ગલિક હોવાથી આત્માની સંપૂર્ણ શુદ્ધદશા યા સ્વભાવિક દશા છે.

જેવી રીતે અગ્નિ ઉપર રાખ નાખવાથી અગર દીપક ઉપર ઢાંકણું દઈ દેવાથી ગર્મી અને પ્રકાશ દબાઈ જાય

છે તેવી રીતે ઉત્તમ પરિણામના બળથી મોહનીય કર્મની પ્રકૃતિયો પોતાનું બળ આત્માને બતાવી શકે નહીં ત્યારે ઉપશમભાવ કહેવાય છે. ઉપશમ ભાવ તો મોહનીય કર્મની પ્રકૃતિયોનોજ હોઈ શકે છે. તેનાથી ઉપશમ સમ્યકત્વ અને ઉપશમ ચારિત્ર પ્રકટ થાય છે. દર્શન મોહનીય અને ચારિત્ર મોહનીય તે વિશુદ્ધપરિણામથી દબાઈ શકે છે; પરંતુ ઉપશમિત તે કર્મપ્રકૃતિયોં કંઈ સદાના માટે ઉપશમિત રહેતી નથી. ઉપશમિત દશામાં પણ તે કર્મપ્રકૃતિયોનો આત્માની સાથે સંબંધ તો છેજ. એટલે એવી પ્રકૃતિયોં નિમિત્તના અભાવે અગર વિરોધી નિમિત્તો પ્રત્યક્ષ થતાં પુનઃ પ્રગટ થઈ પોતાનો પ્રભાવ દેખાડી દેછે. અર્થાત્ ઉપશમભાવ પણ કર્મપ્રકૃતિનો વિષય હોઈ આત્માની સ્વભાવદશા નથી પણ વિભાવદશા છે.

કર્મોના ક્ષયોપશમથી જે ભાવ (અવસ્થા) આત્મામાં પ્રગટ થાય છે તે ક્ષયોપશમિક ભાવ છે. મતિજ્ઞાન–શ્રુતજ્ઞાન–અવધિજ્ઞાન–મનઃપર્યવજ્ઞાન–મતિ અજ્ઞાન–શ્રુત અજ્ઞાન–વિભંગ જ્ઞાન–ચક્ષુદર્શન–અચક્ષુદર્શન–અવધિદર્શન–ક્ષાયોપશમિક સમ્યકત્વ–દેશવિરતિ ચારિત્ર–સર્વવિરતિ ચારિત્ર (સરાગચારિત્ર) –ક્ષયોપશમિક દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્ય–એ અઢારે ભાવ, તે કર્મના ક્ષયોપશમથી વર્તે છે. આ ભાવોમાં ઉદય કર્મોનો ક્ષય થાય છે અને અનુદયકર્મોનો ઉપશમ થાય છે. આથી તેને ક્ષયોપશમભાવ કહેવાય છે. આ ભાવોમાં પણ પ્રકૃતિઓને દબાવવાની અને ક્ષય કરવાની

બન્ને વાત હોવાથી તેમાં તે તે કર્મપ્રકૃતિઓનો આત્માની સાથે સંબંધ તો છે જ. માટે આ ક્ષયોપશમભાવવાળી દશા પણ વિભાવ દશા છે.

દેવ, મનુષ્ય, તિર્યંચ અને નારકી એ ચારગતિ, ક્રોધ–માન–માયા અને લોભ એ ચાર કષાય, સ્રીવેદ–પુરૂષ-વેદ અને નપુંસકવેદ એ ત્રણ વેદ, મિથ્યાત્વ–અજ્ઞાન–અ-સંયમ–અસિદ્ધત્વ–કૃષ્ણ લેશ્યા–નીલ લેશ્યા–કાપોતલેશ્યા તેજો લેશ્યા–પદ્મ લેશ્યા–શુકલ લેશ્યા એ એકવીસે ઉદયિકભાવ છે. જેવી ગતિમાં જીવ જાય છે તેવી ગતિમાં તેને આ એકવીસ પ્રકૃતિઓનો ઉદય થાય છે. આમાં (ઉદયિક ભાવમાં) પણ કર્મપ્રકૃતિનો ઉદય હોવાથી વિભાવ દશા છે. જેમાં કર્મનો ક્ષય, ઉપશમ, ક્ષયોપશમ કે ઉદય કારણરૂપ નથી તેવું જીવ-ત્વ–ભવ્યત્વ અને અભવ્યત્વ એ ત્રણે પારિણામિક ભાવ છે. એ ભાવો જીવના સ્વભાવભૂત હોવાથી સદાને માટે ભવ્યમાં ભવ્યત્વ અને જીવત્વ, અભવ્યમાં અભવ્યત્વ અને જીવત્વ સાથે રહેવાવાળા છે.

આ પ્રમાણે જીવની સ્વભાવ દશા અને વિભાવ દશા છે. વિભાવ દશા ઉપર વિચાર કરવા ટાઈમે કર્મસિદ્ધાન્તની વિચારચર્ચા ઉપસ્થિત થઈ જ જાય છે. કેમકે વિભાવદશામાં મુખ્ય કારણ તો કર્મ જ છે. કર્મના સંયોગથી જ આત્મા વિભાવ દશામાં વર્તે છે.

મનુષ્યને રોગગ્રસ્ત અવસ્થામાં-બિમારી અંગે વિચાર

થાય છે કે એ બિમારી શું છે? તે બિમારી થવામાં શું શું કારણો છે? તે બિમારીથી મુક્ત કેવી રીતે થઈ શકાય છે? બિમારી ફરીને ન આવે એનો ઉપાય શું છે? એવી અનેક વિચારધારાઓ રોગગ્રસ્ત પ્રાણિમાં ચાલ્યાજ કરે છે. તેમાં તેને મુખ્ય લક્ષ તો આરોગ્યતાની પ્રાપ્તિનું જ છે. આ પ્રમાણે સ્વભાવદશાને પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળો મનુષ્ય, પોતાનું લક્ષ સ્વભાવદશામાં કેન્દ્રિત બનાવી, વિભાવ દશારૂપ બિમારીને નાશ કરવા માટે, વિભાવ દશાને ઉત્પન્ન કરનાર "કર્મ" ઉપર એકધારૂં મનન–ચિંતન કરવાવાળો બની રહે છે. કર્મ–એ પરદ્રવ્ય છે. પરદ્રવ્યને અલગ કરવાની ઈચ્છાવાળા મનુષ્યે તે પરદ્રવ્યનું પણ સ્વરૂપ સમજવું જરૂરી છે. જે પરદ્રવ્યને જાણે નહીં, તે આત્મદ્રવ્યને પણ સમજી શકે નહિં. કારણ કે હાનિપ્રદ પદાર્થને સમજવાથી જ લાભપ્રદ પદાર્થોનું મૂલ્યાંકન થઈ શકે છે. દુઃખથી જ સુખનું મહત્ત્વ સમજાય છે. દુઃખદાયકપદાર્થ હોવાથી જ જીવ, સુખદાયક પદાર્થની ઈચ્છા કરે છે. અહિતકર વસ્તુને જાણ્યા બાદજ આત્મા હિતકારી તરફ પ્રવૃત્તિ કરે છે. માટે જ્યાં સુધી પરદ્રવ્યના સ્વરૂપને જીવ સમજી શકે નહિં ત્યાં સુધી તેની દૃષ્ટિ આત્મ દ્રવ્ય તરફ જઈ શકતી જ નથી. કર્મનું સ્વરૂપ મુખ્યતઃ ત્રણ પ્રકારે છે.

(૧) દ્રવ્યકર્મ (૨) ભાવકર્મ અને (૩) નોકર્મ.

ભાવકર્મને ઉત્પન્ન કરવામાં કારણરૂપ એવો કર્મપ્રદેશ સમુહ (કર્મરૂપમાં પરિણમન પામેલ પુદ્ગલ દ્રવ્યનો પ્રદેશ

સમુહ) તે દ્રવ્ય કર્મ છે. સર્વ સ્થાને દ્રવ્યનોઅર્થ ભાવનું કારણ છે. માટે કર્મનાંઅણુ તે દ્રવ્યકર્મ છે.

રાગદ્વેષની જે અંતરંગ પરિણુતિયાં છે તે ક્રોધ–માન–માયા અને લોભ રૂપ જીવના અધ્યવસાયજ ભાવકર્મ છે. દ્રવ્યકર્મના અભાવમાં ભાવકર્મ હોઈ શકતું જ નથી.

દ્રવ્યકર્મ અને ભાવકર્મને ઉત્પન્ન કરવામાં કારણરૂપ, એવું બાહ્યનિમિત્ત, જેવા કે ધન–ધાન્ય–સ્ત્રી–પુત્ર–શરીર ઈત્યાદિ પદાર્થના નિમિત્તથી આત્માને રાગ અને દ્વેષ ઉત્પન્ન થાય છે, અને આત્મા કર્મબંધન કરે છે તે બાહ્ય નિમિત્તોને "નોકર્મ" કહેવાય છે.

દ્રવ્યકર્મ અને ભાવકર્મ તે આત્માનીસાથે પરભવમાં જાય છે. પરન્તુ "નોકર્મ" આત્માનીસાથે પરભવમાં જતું નથી. દ્રવ્યકર્મ એ પુદ્ગલ વર્ગણાનું પરિણામ છે, અને ભાવકર્મ તે ક્રોધાદિ અંતરંગ અશુદ્ધ અધ્યવસાય છે. એટલે તેમને તો કર્મ કહેવાય છે, પરંતુ શરીર–ધન–કુટુંબ આદિને કર્મ કહેવાનું કારણ એ જ છે કે તે નિમિત્તો, સાક્ષાત કર્મ નથી, પણ કર્મનાં બાહ્ય કારણરૂપ હોવાથી તેને પણ ઉપચારથી કર્મ કહી શકાય છે.

"નોકર્મ" દેશનિષેધક હોવાથી "નોકર્મ" અર્થાત્ દેશથી કર્મત્વ છે. એટલે અમુકઅપેક્ષાથી કર્મ છે અને અમુક અપેક્ષાથી નથી. એવા અર્થ સૂચક હોવાથી "નોકર્મ" ને પણ કર્મ કહી શકાય છે.

અરઘટ્ટ ઘટ્ટી ન્યાયથી નિમિત્ત—નૈમિત્તિક ભાવથી ભાવકર્મ અને દ્રવ્યકર્મનો અનુબંધ હોવારૂપ દુષ્ટચક્ર ચાલ્યા જ કરે છે. તેનું કારણ એ છે કે, જે સમયે દ્રવ્યકર્મનો ઉદય ચાલતો હોય ત્યારે આત્મા, રાગ—દ્વેષ—મોહ વિભાવ-ભાવમાં પરિણમેતો તે નવીનકર્મનો બંધ કરે છે: એટલે તે ભાવકર્મના નિમિત્તથી પુનઃ દ્રવ્યકર્મનો બંધ થાય છે. ભાવમલરૂપી આશક્તિ—સ્નેહ—ચીકાસના કારણે આત્મા દ્રવ્યકર્મરૂપ રજોમયી બને છે. તેથી જન્મ જન્માંતરની ધૂરીપર દેહધારણાદિ ચક્કર લગાયા જ કરે છે. આ કર્મના આવરણથી જ આત્માની સ્વભાવદશા ઢંકાઈ જાય છે, અને વિભાવદશા પ્રવર્તે છે. સંસારીજીવને અનાદિ કાળથી આવી વિભાવદશા પ્રવર્તે છે. જે જીવોએ સ્વભાવદશા પ્રગટ કરી છે તે જીવો પણ તે દશા પ્રાપ્ત કર્યા પહેલાં અનાદિકાળથી વિભાવ દશામાં જ હતા. જીવને અનાદિકાળથી વિભાવદશામાં રાખનાર તે કર્મરૂપે પરિણમિત થયેલ પુદ્-ગલદ્રવ્ય જ છે. આ પુદ્ગલદ્રવ્યના સંયોગથી જ જીવ, મોહમાં આશક્ત થવાથી પુદ્ગલભોગમાં ઇષ્ટતા પ્રાપ્ત કરીને, પુદ્ગલ-સ્કંધોને ગ્રહણ કરીને સ્વયં અન્યનો કર્તા થાય છે, ત્યારે કર્મબંધ થાય છે. જ્યારે તે કર્મનો ઉદય થાય છે, ત્યારે આત્માના સ્વગુણ ઢંકાઈ જાય છે. સ્વગુણ ઢંકાઈ જવાથી જીવ, ચારગતિમાં ભ્રમણ કરવા લાગે છે.

અશુદ્ધપરિણિતિઓનો ભોગ કરવાથી જીવ અશુદ્ધ ભોક્તા થાય છે. તથા પોતાની ગ્રાહક શક્તિયોથી જ્ઞાનાદિ

ગુણસમુહને ગ્રહણ નહીં કરી શકવાથી પુદ્‌ગલ સ્કંધોનો ગ્રાહક થાય છે; અને પુદ્‌ગલ સ્કંધોનો સંગ્રહ કરે છે. પરપુદ્‌ગલના લાભથી, લાભપણું માને છે. શુભાશુભ પુદ્‌ગલોના દાનને દાન સમજે છે. શુભાશુભ પુદ્‌ગલોના ભોગ–ઉપભોગને જ ભોગ તથા ઉપભોગ સમજે છે. વીર્યપણ બાલવીર્ય અર્થાત્ પુદ્‌ગલ ગ્રહણ–બંધન પ્રમુખ આઠ કરણપણે પ્રવર્તે છે. આ પ્રમાણે અનાદિકાળથી જીવની સ્વશક્તિ તથા લબ્ધિની પ્રવૃત્તિ વિપરીત હોવાથી પરભાવ અર્થાત્ કર્મનો વિસ્તાર પ્રાપ્ત કરે છે. આ કારણથી સંસાર ઓછો થતો નથી. અને સંસારમાં ભ્રમણ કરતાં વિવિધ દુઃખસમુહને અનુભવે છે. આજ આત્માની વિભાવદશા છે.

જીવ અને પુદ્‌ગલ બન્ને મિશ્ર હોવા છતાં પણ જીવ તે પુદ્‌ગલ બની જતું નથી અને પુદ્‌ગલ તે જીવ બની જતો નથી. માટે એક બીજાથી અલગ થઈ શકે છે. આત્મા જેટલા અંશે કર્મથી મુક્ત થાય છે તેટલા અંશે તેની જ્ઞાનાદિશક્તિયો કામ કરી શકે છે.

આત્મા સાથે સંબંધિત કાર્મણવર્ગણાના પુદ્‌ગલોમાં વિવિધસ્વભાવ ઉત્પન્ન હોવાની દૃષ્ટિથી મુખ્યતઃ તેને આઠ વિભાગોમાં વિભક્ત કરી શકાય છે. (૧) જ્ઞાનાવરણીય (૨) દર્શનાવરણીય, (૩) વેદનીય (૪) મોહનીય (૫) આયુ (૬) નામ (૭) ગોત્ર અને (૮) અંતરાય. આમાં જ્ઞાનાવરણીય–દર્શનાવરણીય–મોહનીય અને અંતરાય એ ચાર કર્મ, આત્માના ક્રમશઃ અનંતજ્ઞાન, અનંતદર્શન અનંતચારિત્ર

અને અનંતવીર્યરૂપ ગુણોને આચ્છાદિત કરવાવાળા હોવાથી તે ઘાતી કર્મ કહેવાય છે. શેષ ચારકર્મ, આત્મગુણોના ઘાતક નહીં હોવાથી તે અઘાતીકર્મ કહેવાય છે.

ચાર ઘાતીકર્મોથી આત્માના અનંતજ્ઞાનાદિગુણો ઢંકાઈ જતા હોવા છતાં પણ ન્યુનાધિક પ્રમાણમાં પ્રકટરૂપે તે તે ગુણો જીવમાં હોય જ છે. અર્થાત્ તે તે કર્મના આવરણથી તે તે ગુણો બિલકુલ તો ઢંકાઈ જતા જ નથી.

કર્મના બિલકુલ આવરણરહિત-તે ગુણોના પ્રકટીકરણમાં તે ગુણો "ક્ષાયિક ભાવના" કહેવાય છે. અને કર્માવરણના સમયે તે ગુણ "ક્ષાયોપશમિક" ભાવના કહેવાય છે. તેમાં ચારિત્રગુણ ઉપશમ અને ક્ષાયોપશમિક એમ બન્ને ભાવનો પણ હોય છે. અર્થાત્ કર્મના ક્ષયથી તે ગુણ સંપૂર્ણરૂપે અને કર્મના ઉપશમથી તથા ક્ષયોપશમથી ન્યુનાધિકરૂપે પણ અપૂર્ણ હોય છે.

---

## પ્રકરણ ૩ જું.

## પુદ્‌ગલવર્ગણાઓનું સ્વરૂપ અને વૈજ્ઞાનિક વિચારણા.

કર્મ એ પ્રત્યેક સંસારીઆત્મા સાથે રહેવાવાળો એક વિજાતીય પદાર્થ છે, યા એક ભિન્ન દ્રવ્ય છે. એ ભિન્ન દ્રવ્ય તે પુદ્‌ગલ છે. તે રૂપ, રસ, ગન્ધ અને સ્પર્શ-વાળો તથા જડ છે.

જ્યારે રાગદ્વેષાદિ વિકૃતિયોદ્વારા આત્માના જ્ઞાનાદિ ગુણોને ઘાત કરવાનું અગર અન્ય સાંસારિક સંયોગો જીવને પ્રાપ્ત કરાવવાનું સામર્થ્ય તે જડ પુદ્‌ગલમાં ઉત્પન્ન થાય છે ત્યારે જ તેને કર્મ કહેવાય છે. તે સામર્થ્ય દૂર થતાં જ તે પુદ્‌ગલો બીજા પર્યાય(અવસ્થા) ધારણ કરી લે છે. કર્મ રૂપે પરિણમનથવાનેયોગ્ય પુદ્‌ગલસ્કંધોનો આત્માની સાથે થતો સંબંધ તે મન-વચન અને કાયાની ક્રિયાથી જ થાય છે. જડ પુદ્‌ગલોમાં અનેક શક્તિઓ છુપી રહેલી છે. તેની સંપૂર્ણ શક્તિઓનો પત્તો લગાડવો એ સામાન્ય માનવ અને વૈજ્ઞાનિકોની પણ શક્તિ બહારની વાત છે. ફક્ત સર્વજ્ઞ ભગવંતો જ તેને સંપૂર્ણપણે જાણી શકે છે.

રેડિયો, વાયર્લેસ, તાર, ટેલીવીઝન, બાષ્પશક્તિ, વિદ્યુતશક્તિ, અણુબોમ્બ, કીટાણુબોમ્બ, હાઇડ્રોજન બોમ્બ વગેરેનો મૂળ આધાર અને દૃશ્યમાન જગતના સર્વપદાર્થો જડતત્ત્વનું જ રૂપાન્તર માત્ર છે. અનંતાનંત શક્તિયો એ જડતત્ત્વમાં નિહિત છે, જે સ્વભાવિક, પ્રાકૃતિક, અને કાલાતીત છે. આત્મામાં રહેલ વિકારો અને કષાયોના બળના આધારે 'જડ ઔષધિના ગુણ–દોષ અનુસાર' પોતાનું ફળ યથાસમયમાં અને યથા રૂપમાં પ્રદર્શિત કરવાની શક્તિ પણ અનેક શક્તિધારક તે જડપુદ્ગલમાં રહેલી છે. એટલે કર્મનું નિર્માણ પુદ્ગલોના અતિ સૂક્ષ્મતમ અંશોથી થાય છે.

કર્મ એ પરમાણુ સમૂહ હોવા છતાં પણ દેખી શકાતાં નથી. આત્મા, પરલોક, મુક્તિ વિગેરે અન્ય દાર્શનિક તત્ત્વોની માફક તે પણ પરોક્ષ છે. તેની કોઇપણ વિશેષતા ઈન્દ્રિય ગોચર છે જ નહિં. એટલે કર્મોનું અસ્તિત્વ મુખ્યતઃ આપ્ત પ્રણિત શાસ્ત્રદ્વારા જ પ્રતિપાદિત કરી શકાય છે. જેમ આત્માદિ પદાર્થોનું અસ્તિત્વ સિદ્ધ કરવાને માટે શાસ્ત્રથી અતિરિક્ત અનુમાનનો પણ સહારો લેવો પડે છે, તેમ કર્મોની સિદ્ધિમાં અનુમાનનો સહારો લેવો પડે છે.

આ વિશ્વમાં સર્વપુદ્ગલનું અસ્તિત્વ એક સ્વરૂપે કે એકસરખા અંશો પ્રમાણવાળું હોતું નથી. અનેક સ્વરૂપે અને અનેકવિધ અંશો પ્રમાણ પુદ્ગલ દ્રવ્ય તે અખિલ લોકવ્યાપી છે. સ્વરૂપવિવિધતા અને અંશ પ્રમાણની વિવિધતાનુસાર પૃથક્ પૃથક્ રૂપે રહેલ પુદ્ગલો, વિવિધ

પ્રકારની શક્તિઓથી ગર્ભિત હોય છે. એટમબોમ્બ–કીટાણુ-બોમ્બ અને હાઈડ્રોજન એલેકટ્રિક બોંબ વિગેરે આધુનિક શસ્ત્રોથી સ્પષ્ટ સમજી શકાય છે કે પુદ્ગલના સૂક્ષ્મ પરમાણુમાં અને અણુ–અણુમાં મહાન સર્જનાત્મક શક્તિ અને સંયોગાનુસાર અતિ ભયંકર વિનાશકશક્તિ સ્વભાવતઃ રહેલી છે. એટલે પુદ્ગલના સૂક્ષ્મઅંશોમાંથી નિર્મિત કર્મમાં પણ સંસારી જીવોને અનુગ્રહ અને ઉપઘાતક થવા રૂપ અમુક અમુક પ્રકારની શકિતનું હોવાપણું નિઃશંકિત છે.

જૈનોના કર્મવાદને સમજવા માટે તીક્ષ્ણ બુદ્ધિ અને અધ્યવસાયની જરૂર છે. જૈનદર્શનકારોએ કર્મને સમજાવવા માટે સ્થાન–સ્થાન પર ગણિતનો ઉપયોગ કર્યો છે. એ ગણિત લૌકિક ગણિતથી ભિન્ન છે. જ્યાં લૌકિક ગણિતની સમાપ્તિ થાય છે, ત્યાં આ જૈનદર્શનકથિત ગણિતનો આરંભ થાય છે. કર્મોનું એવું સર્વાંગીણવર્ણન માત્ર જૈન-દર્શનમાંથીજ મળી શકે છે.

આત્મા સાથે કર્મસ્વરૂપે સંબંધિત થવાની યોગ્યતા કેટલી સંખ્યા પ્રમાણ પરમાણુઓવાળા પુદ્ગલસ્કંધોમાં હોય છે, તે સમજવા માટે લોકમાં રહેલ પુદ્ગલવર્ગણા-ઓનું સ્વરૂપ સમજવું જરૂરી છે; કારણ કે અન્ય પુદ્ગલ વર્ગણાઓનું સ્વરૂપ સમજાયા પછી જ કર્મયોગ્ય પુદ્ગલ વર્ગણા (કાર્મણવર્ગણા)નું સ્વરૂપ સમજી શકાય છે.

વિવિધ પ્રકારની પુદ્ગલ વર્ગણાઓમાંથી સંસારી

જીવના ઔદારિકાદિ, ચાર શરીરરૂપે, શ્વાસોચ્છવાસરૂપે, મનરૂપે, ભાષારૂપે અને કર્મરૂપ શરીરના પરિણમનમાં યોગ્યતા ધરાવતી વર્ગણાઓને ગ્રહણ યોગ્ય અને અન્યને અગ્રહણ યોગ્ય વર્ગણાઓ તરીકે જૈનશાસ્ત્રમાં વર્ણવેલી છે. વિવિધ સ્વરૂપે રહેલ વર્ગણાઓની ભિન્નત્તા, વર્ગણાઓમાં રહેલા પ્રદેશં સમુહની સંખ્યાને જ અનુલક્ષીને છે. કઈ વર્ગણા કેટલી સંખ્યા પ્રમાણ પરમાણુયુક્તસ્કંધોવાળી છે, તે અહિં વિચારીએ.

આ જગતમાં પુદ્‌ગલનું અસ્તિત્વ બે રીતે છે, પરમાણુ સ્વરૂપે અને સ્કંધ સ્વરૂપે. જેના મહા સમર્થ જ્ઞાનિની બુદ્ધિથી પણ બે ભાગ થઈ ન શકે તેવા નિર્વિભાજ્ય (બારીકમાં બારીક) ભાગરૂપે સ્થિત પુદ્‌ગલ તે પરમાણુની સંજ્ઞાથી ઓળખાય છે. બે પરમાણુરૂપે એકત્ર થઈ રહેલ પુદ્‌ગલને દ્વયણુકસ્કંધ, ત્રણ પરમાણુરૂપે એકત્ર થઈ રહેલ પુદ્‌ગલને ત્રયણુકસ્કંધ કહેવાય છે. એ રીતે એક એક પરમાણુનીવૃદ્ધિએ સંખ્યાતાણુકસ્કંધો, અસંખ્યાતાણુક સ્કંધો અને અનંતાણુકસ્કંધોરૂપે પણ પુદ્‌ગલો રહેલ હોય છે. એક સ્કંધમાં જત્થારૂપે રહેલ પ્રત્યેક પરમાણુનું અસ્તિત્વ સદાને માટે તેજસ્કંધમાં રહેતું નથી. એક વિવક્ષિતં સ્કંધમાંથી ઓછા અધિક પ્રમાણમાં અન્ય સ્કંધોમાં, અને અન્ય સ્કંધોમાંથી ઓછા અધિક પ્રમાણમાં તે વિવક્ષિત સ્કંધમાં તથા અન્યાન્ય સ્કંધમાં પરમાણુઓનું ગમનાગમન ચાલ્યા જ કરે છે. વળી છુટા રહેલ એક એક પરમાણુમાંથી પણ કેટલાક છુટા પરમાણુઓ સ્કંધોમાં જઈ મળે છે અને

સર્વ પ્રકારના સ્કંધોમાંથી કેટલાક પરમાણુઓ અલગ પડી એકએક પરમાણુરૂપે પણ સ્થિત થાય છે. આ રીતે જોડાવું અને વિમુક્ત થવું એ પુદ્ગલનો સ્વભાવ જ છે. પરમાણુ અને સ્કંધો રૂપે અસ્તિત્વ ધરાવતા પુદ્ગલોના, જુદી જુદી રીતે શાસ્ત્રમાં (જૈન શાસ્ત્રમાં) વર્ગ (લોટ–જાત) પાડવામાં આવ્યા છે.

પરમાણુઓ સંમિશ્રિત થઈ જથ્થારૂપે રહે તેને સ્કંધ કહેવાય છે. સરખી સંખ્યા પ્રમાણ પરમાણુવાળા સ્કંધોની એક વર્ગણા કહેવાય, અને અમુક વર્ગણાના સમૂહની એક મહાવર્ગણા કહેવાય. એવી મહાવર્ગણાઓ સોળ છે.

૧. ઔદારિક અગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

૨. ઔદારિક ગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

૩. ઔદારિક તથા વૈક્રિય શરીર માટે અગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

૪. વૈક્રિય શરીર માટે ગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

૫. વૈક્રિય તથા આહારક શરીર માટે અગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

૬. આહારક શરીર માટે ગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

૭. આહારક તથા તૈજસ શરીર માટે અગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

૮. તૈજસ શરીર માટે ગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

૯. તૈજસ શરીર અને ભાષા માટે અગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

૧૦. ભાષા માટે ગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

૧૧. ભાષા અને શ્વાસોચ્છવાસ માટે અગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

૧૨. શ્વાસોચ્છવાસ માટે ગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

૧૩. શ્વાસોચ્છવાસ અને મન માટે અગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

૧૪. મન માટે ગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

૧૫. મન અને કર્મ માટે અગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

૧૬. કર્મ માટે ગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

આ ઉપરાંત બીજી પણ કેટલીક મહાવર્ગણાઓ છે; પરંતુ અહિં તો આપણે કર્મ માટે ગ્રહણયોગ્ય મહાવર્ગણા (કાર્મણ વર્ગણા) ને સમજવાની જરૂર હોવાથી આ સોળ મહાવર્ગણાનું સ્વરૂપજ વિચારવું જરૂરી છે.

ઉપરોક્ત દરેક મહાવર્ગણામાં જઘન્ય વર્ગણાથી ઉત્કૃષ્ટ વર્ગણા સુધીની પેટા વર્ગણાઓ હોય છે. દરેક પેટા વર્ગણામાં અનંત સ્કંધો હોય છે. તે તમામ સ્કંધો સરખી સંખ્યા પ્રમાણ પરમાણુયુક્ત હોવાથી તે તમામ સ્કંધોની એકજ વર્ગણા (જાત) કહેવાય છે.

દરેક મહાવર્ગણામાં જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ

વર્ગણાઓ હોય છે. તે તે મહાવર્ગણાની પેટા વર્ગણાઓમાં ઓછામાં ઓછા પરમાણુયુક્ત સ્કંધોની જે પેટા વર્ગણા તે તે મહાવર્ગણાની જઘન્ય વર્ગણા કહેવાય છે. તે તે મહાવર્ગણાની પેટા વર્ગણાઓના હિસાબે વધુમાં વધુ પરમાણુયુક્ત સ્કંધોની જે વર્ગણા તે તે મહાવર્ગણાની ઉત્કૃષ્ટ વર્ગણા કહેવાય છે. જઘન્ય અને ઉત્કૃષ્ટ વચ્ચેની અનુક્રમે એકએક પરમાણુની વૃદ્ધિ ( અધિકતા ) વાળા સ્કંધોની જે વર્ગણાઓ તે મધ્યમ વર્ગણાઓ કહેવાય છે.

પ્રત્યેક મહાવર્ગણાના પેટા વિભાગ તરીકે રહેલી વર્ગણાઓના સ્કંધ સમૂહો કેટલી સંખ્યા પ્રમાણ પરમાણુઓની મિશ્રતા યા જથ્થાથી બનેલા હોય છે, તે સમજવા માટે પ્રથમ પહેલી મહાવર્ગણાનું સ્વરૂપ સમજવું જોઈએ. એકત્રિત પરમાણુઓ, પ્રદેશના નામે ઓળખાય છે. લોકને વિષે એકેકા પરમાણુઓ જેટલા છે, તેટલા સર્વની એક વર્ગણા ( જાત ). અને ત્યારબાદ દ્વિપ્રદેશી સ્કંધોની વર્ગણા ( જાત ), એમ ત્રિપ્રદેશી સ્કંધોથી એક એક પ્રદેશની વૃદ્ધિએ યાવત્ સિદ્ધના અનંતમાં ભાગ જેટલી સંખ્યાથી એક ન્યૂન સંખ્યા પ્રમાણપરમાણુવાળા સ્કંધોવાળી વર્ગણાસુધીની તમામ વર્ગણાઓનો સમૂહ તે “ પહેલી મહાવર્ગણા ” થઈ. ત્યારબાદ બીજી મહાવર્ગણાની જઘન્ય (પહેલી) પેટા વર્ગણાથી તે સોળમી મહાવર્ગણા ( કાર્મણ વર્ગણા ) સુધીની પેટા વર્ગણાઓ કેટલી સંખ્યા પ્રમાણ પરમાણુયુક્ત સ્કંધોવાળી હોય છે તે નીચેની હકીકતથી સમજી લેવી.

દરેક મહાવર્ગણાની પેટા વર્ગણાઓ પૈકીની જઘન્ય

વર્ગણાના પ્રત્યેક સ્કંધોમાં પૂર્વની મહાવર્ગણાની ઉત્કૃષ્ટ (છેલ્લી) વર્ગણાના પ્રત્યેક સ્કંધોમાં જેટલી સંખ્યા પ્રમાણ પરમાણુ સમૂહ હોય તેના કરતાં એક પરમાણુ અધિક હોય. ગ્રહણ યોગ્ય મહાવર્ગણાની જઘન્ય વર્ગણાના પ્રત્યેક સ્કંધોમાં રહેલ પરમાણુસમૂહ કરતાં, અન્ય વર્ગણાઓમાં ક્રમેક્રમે એકએક પરમાણુની વૃદ્ધિના હિસાબે તે તે મહાવર્ગણાની ઉત્કૃષ્ટવર્ગણાના દરેક સ્કંધોમાં વિશેષાધિક પરમાણુ સમૂહ હોય. અહિં વિશેષાધિક એટલે અનંતમા ભાગે અધિક. અગ્રહણ યોગ્ય મહાવર્ગણાની જઘન્યવર્ગણાના પ્રત્યેક સ્કંધોમાં રહેલ પરમાણુસમૂહ કરતાં, અન્ય વર્ગણાઓમાં ક્રમેક્રમે એકએક પરમાણુની વૃદ્ધિના હિસાબે તે તે મહાવર્ગણાની ઉત્કૃષ્ટવર્ગણાના દરેક સ્કંધોમાં અનંતગુણ (અભવ્યથી અનંતગુણ અથવા સિદ્ધના અનંતમા ભાગ પ્રમાણ સંખ્યા વડે ગુણતાં જેટલા પરમાણુ થાય તેટલા) પરમાણુ હોય.

પૂર્વની મહાવર્ગણાની ઉત્કૃષ્ટ વર્ગણાના પ્રત્યેક સ્કંધોમાં રહેલ પરમાણુ કરતાં, તે પછીની મહાવર્ગણાની ઉત્કૃષ્ટ વર્ગણાના પ્રત્યેક સ્કંધોમાં પરમાણુની સંખ્યા જેટલી વધારે હોય તે સંખ્યા પ્રમાણ દરેક મહાવર્ગણાની પેટા વર્ગણાની સંખ્યા થાય. જેમકે અસત્ કલ્પનાએ કોઈ પૂર્વની મહાવર્ગણાની ઉત્કૃષ્ટ (છેલ્લી) પેટા વર્ગણાના સ્કંધો પાંચ પરમાણુના સમૂહવાળા હોય, અને તેના પછીની મહાવર્ગણાની ઉત્કૃષ્ટ વર્ગણાના પ્રત્યેક સ્કંધો પચવીસ પરમાણુના

સમૂહવાળા હોય તો તે પાછળની મહાવર્ગણાની જઘન્યથી માંડીને ઉત્કૃષ્ટ સુધીની પેટા વર્ગણાઓ ૨૦ થાય. કારણકે એકએક પરમાણુની વૃદ્ધિએ નવી નવી આગળની પેટા વર્ગણાઓ બનેલી હોય છે, એટલે એક પરમાણુની વૃદ્ધિએ નવી એક વર્ગણા બને, અને વીસ પરમાણુની વૃદ્ધિએ નવી વીસ વર્ગણાઓ બને.

બે ગ્રહણયોગ્ય મહાવર્ગણાઓ વચ્ચે આવતી અ-ગ્રહણયોગ્ય મહાવર્ગણાઓના સ્કંધોનું પરિણમન પૂર્વની ગ્રહણયોગ્ય વર્ગણા કરતાં સૂક્ષ્મ હોવાથી અને પછીની ગ્રહણયોગ્ય વર્ગણા કરતાં સ્થૂલ હોવાથી ગ્રહણ યોગ્ય હોતી નથી. જે ક્રમે ઔદારિકાદિ વર્ગણાઓ કહી છે તે ક્રમે તે વર્ગણાઓમાં પુદ્ગલ પરમાણુઓ અનુક્રમે અનંત-ગુણા વધતા જાય છે. એટલે તે વર્ગણાઓ અનુક્રમે એક એકથી સૂક્ષ્મ છે. આ હિસાબે કર્મ માટે ગ્રહણયોગ્ય વર્ગણા ( કાર્મણ વર્ગણા ) સોળે વર્ગણામાં અતિ સૂક્ષ્મ-તમ છે.

અવગાહન ક્ષેત્ર વિષયમાં વિપરીત ક્રમ સમજવો. એટલે કે કાર્મણ વર્ગણાનું અવગાહન ક્ષેત્ર, સર્વથી અલ્પ છે. તેનાથી પૂર્વની વર્ગણાનું ક્ષેત્ર, અનુક્રમે અસંખ્યાત ગુણ છે. એકએક સ્કંધ વર્ગણાનું ક્ષેત્ર અંગુલના અસંખ્યા-તમા ભાગનું સમજવાનું છે. ગ્રહણયોગ્ય મહાવર્ગણાની પેટા વર્ગણાઓ અનંતાનંત છે, અને સંપૂર્ણ લોકવ્યાપીને રહેલી છે.

અહીં સોળે મહાવર્ગણાઓની જે સંજ્ઞાઓ આપેલી છે, તે, તે સંજ્ઞાનુસાર સ્વભાવને જ અનુરૂપ હોવાથી કઈ કઈ મહાવર્ગણાઓના પુદ્ગલ સ્કંધો, સંસારી જીવોને કયા કયા કામમાં ઉપયોગી છે? તે સરલતાથી સમજી શકાય છે. અથવા કઈ અવસ્થામાં રહેલ એટલે કેટલી સંખ્યા પ્રમાણ એકત્રિત બની રહેલ પરમાણુ સમૂહના સ્કંધો, શરીર, શ્વાસોચ્છ્વાસ, ભાષા અને મનસ્વરૂપે પરિણમન પામી શકે છે, તેનો ખ્યાલ આ વર્ગણાઓનું સ્વરૂપ સમજી શકનારને આવી શકે છે.

કાર્મણ મહાવર્ગણાનું સ્વરૂપ સમજવા માટે પ્રથમની પંદર મહાવર્ગણાનું સ્વરૂપ પણ વિચારવું પડ્યું. એ ઉપરથી કાર્મણ વર્ગણાના પ્રત્યેક સ્કંધો કેટલી સંખ્યા પ્રમાણ પરમાણુ સમૂહથી બનેલા છે તે સ્પષ્ટ રીતે સમજી શકાયું. આ કાર્મણવર્ગણાસ્વરૂપેસ્થિત, પુદ્ગલસ્કંધોજ કર્મરૂપે પરિણામ પામવાની યોગ્યતાવાળા છે. બીજી વર્ગણા સ્વરૂપે રહેલ પુદ્ગલ સ્કંધોમાં કર્મરૂપે પરિણામ પામવાની યોગ્યતા નથી. લોકમાં રહેલ કાર્મણ વર્ગણાની સંજ્ઞાથી ઓળખાતા પુદ્ગલ સ્કંધો આત્માની સાથે સંબંધીત થતાં જ "કર્મ" સંજ્ઞાથી ઓળખાય છે. કર્મ એ કાર્મણ વર્ગણાના પુદ્ગલ સ્કંધોનું પરિણમન હોઈ તે પુદ્ગલ જ છે.

પુદ્ગલ એ એક દ્રવ્ય યા પદાર્થ છે. પુદ્ગલ શબ્દ જૈન પારિભાષિક છે. બીજા કોઈપણ દર્શનમાં આ શબ્દનો વ્યવહાર નથી. કોઈ દર્શનકારે આ શબ્દનો વ્યવહાર કર્યો હોય તો પણ બીજા અર્થમાં કર્યો હશે. પુદ્ગલ શબ્દનો વાસ્ત-

વિક (ઔત્પત્તિક) અર્થ ન સમજે તેને કર્મનો પણ યથા સ્વરૂપ ખ્યાલ આવી શકતો નથી. જૈન દર્શનનો પુદ્દગલ શબ્દ તે આધુનિક વિજ્ઞાનના **Matter** (પદાર્થ) નો પર્યાય વાચી છે:

આ પુદ્દગલની ઉપરોક્ત વર્ગણાઓનો પ્રત્યેક સ્કંધ એ એક કરતાં વધુ સંખ્યા પ્રમાણ પરમાણુઓનો સંમિશ્રિત જથ્થો હોઈ, તે સંમિશ્રિત થવામાં તેનું સંયોજક દ્રવ્ય અને સંયોજકવ્યક્તિ કોણ છે તે પણ સમજવું જરૂરી છે. જેમ મકાન બનાવવામાં ઈંટોને પરસ્પર જોડવા માટે કડીયાઓની આવશ્યકતા રહે છે, તેમ સ્કંધોમાં સંયોજિત પરમાણુઓનો સંયોજક પણ કોઈ હોવો જોઈએ, એવો વિચાર મનુષ્યને સ્હેજે સ્ફુરે તે સ્વભાવિક છે. પરંતુ અહીં પરમાણુઓમાંથી થતા સ્કંધ નિર્માણમાં પરમાણુઓને સંયોજક કોઈ હોતો નથી. તે સંયોજન સ્વભાવિક થાય છે. જેવી રીતે કોઈ કોઈ વખતે આકાશમાં વાદળાંઓ ઘટાટોપ એકત્ર થઈ જાય છે, વિવિધ જાતના રંગો પણ પ્રકાશમાન થાય છે, અને તેજ વાદળાંનો સમૂહ અગર વિવિધ રંગો ક્ષણ વારમાં સ્વયં વિખરાઈ પણ જાય છે. આ રીતે વાદળ તથા રંગોનું સંઘટ્ટન અને વિઘટ્ટન જેમ સ્વભાવિક છે, તેમ વર્ગણાઓના પુદ્દગલ સ્કંધોનું સંઘટ્ટન અને વિઘટ્ટન સ્વતઃ યા સ્વભાવિક જ છે.

પુદ્દગલ વર્ગણાઓના સ્કંધ નિર્માણમાં પરમાણુઓનો સંયોજક કોઈ વ્યક્તિ નહિ હોવા છતાં પણ જૈન દર્શન-

કારોએ બતાવેલ સ્કંધ નિર્માણની એક સમુચિત રાસાયણિક વ્યવસ્થાનો વિષય સમજવો અતિ મહત્ત્વનો છે. પરંતુ તે સમજવા માટે પ્રથમ તો પરમાણુમાં રહેલ વર્ણ–ગંધ–રસ અને સ્પર્શના સૂક્ષ્મ યા નિર્વિભાજ્ય અંશની સમજ હોવી જોઈએ.

પ્રત્યેક પુદ્ગલ પરમાણુમાં કોઈપણ એક વર્ણ, એક ગંધ, એક રસ અને રૂક્ષ ( લુખો ) યા સ્નિગ્ધ (ચીકણો) એ બન્નેમાંથી એક, તથા શીત (ઠંડો) યા ઉષ્ણ (ઉનો) એ બન્નેમાંથી એક, એમ બે સ્પર્શતો અવશ્ય હોય છે.

પ્રત્યેક પરમાણુમાં અમુક જ વર્ણ–ગંધ–રસ કે સ્પર્શ સદા કાળને માટે શાશ્વત હોઈ શકતો નથી. કોઇ વખત અમુક વર્ણાદિ હોય તો કોઈ વખત અન્યવર્ણાદિ પણ હોય છે.

વળી એકના એક વર્ણાદિ પણ સરખા સ્વરૂપે હોઈ શકતા નથી. કારણ કે પ્રત્યેક વર્ણાદિના જૈન દર્શનકારોએ તો અનેક પેટા ભેદો બતાવ્યા છે. જેમકે જેટલી લાલ ચીજો જગતમાં હોય છે તે દરેકનો લાલ રંગ પણ એક સરખો જ હોઈ શકે એવો નિયમ નથી. લાલરંગ કહેવાતો હોવા છતાં પણ લાખો–કરોડો કે અનંત જાતનો તે લાલ રંગ જગતની ચીજોમાં જોવામાં આવે છે. દિવાલ પર લગાવેલો લાલ રંગ શરૂઆતમાં જે ચમકતા સ્વરૂપે દેખાય છે, તેવું ચમકતું સ્વરૂપ અમુક દિવસ પછી તે લાલ રંગમાં દેખાતું નથી.

એક બારીકમાં બારીક લાલ રંગની સુકી કણી એક ચમચીમાં લઈ તેના ઉપર પાણીનું એક ટીપું નાખવાથી પાણી લાલ રંગનું થઈ જાય છે. તેમાં અનુક્રમે બીજું–ત્રીજું વિગેરે પાણીનાં ટીપાં નાખતાં વધુ પ્રમાણમાં પાણીનાં ટીપાં ભળતાં તેજ લાલ રંગની ચમક એક સરખી રહી શકતી નથી. કારણ કે પ્રથમ ટીપું નાખવા ટાઈમે તે લાલ રંગના અંશો એક ટીપા પ્રમાણ પાણીમાં ફેલાય છે, અને વધુ પ્રમાણમાં પાણીનાં ટીપાં ભળતાં તેજ અંશો ઘણા વિભાગોમાં વહેંચાઈ જાય છે. આ રીતે પ્રત્યેક વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ અંગે સમજવું.

જગતમાં ત્રણે કાળના તમામ વર્ણાદિનું માપ અને ઓછાવત્તાનું જે શાસ્ત્રીય ધોરણ, જૈન દર્શનકારોએ નક્કી કરી આપ્યું છે, એ ધોરણની સમજ માટે કહ્યું છે કે, અમુક વિવિક્ષિત વર્ણાદિનો નાનામાં નાનો અંશ કે જેનાથી વર્ણાદિની ન્યૂનતા હોઈ શકે જ નહિ, તેવા અવિભાજ્ય વર્ણાદિના પ્રમાણને 'પરિચ્છેદ' કહેવાય છે. એવા અમુક પરિચ્છેદો ભેગા થાય ત્યારે એક વર્ગણા કહેવાય. અને એવી અનંત વર્ગણાનો એક સ્પર્ધક થાય. પ્રત્યેક વર્ણાદિના એવા સ્પર્ધકો જગતમાં અમુક સંખ્યામાં કુલ છે.

ઉપર દર્શાવેલ રંગની કણીમાં પાણીનાં ટીપાં ક્રમેક્રમે વધુને વધુ નાખતાં લાલ રંગની ચમકમાં જે ફેરફાર થતો જોવામાં આવે છે, તેનું કારણ એ છે કે પ્રથમના ટીપાં પ્રમાણ પાણીમાં લાલ રંગના જે સ્પર્ધકો હતા તે વધુને વધુ ટીપાં

પ્રમાણ પાણીમાં વહેંચાઈ જતાં પાણીના પ્રત્યેક ટીપામાંથી લાલ રંગના તે સ્પર્ધકો ઓછા ઓછા થવા માંડ્યા. આ ઉપરથી સમજી શકાય છે કે જેમાં અમુક વર્ણાદિપણું કમી હોય તેમાં તે તે વર્ણાદિના સ્પર્ધકો ઓછા હોય, અને જેમાં તે તે વર્ણાદિના સ્પર્ધકો વધુ હોય તેમાં તે તે વર્ણાદિપણું વધારે હોય. આ રીતે વર્ણ, ગંધ, રસ અને સ્પર્શના અંશોનું ન્યૂનાધિકપણું સમજવું. અને (અવિભાગ –પરિચ્છેદ) ની સૂક્ષ્મતા પણ વિચારવી.

ઉપરની હકિકતથી સમજી શકાય છે કે સર્વ પરમાણુઓ સમાન અંશ પ્રમાણ વર્ણાદિયુક્ત હોઈ શકતા નથી. કેટલાક પરમાણુઓ અન્યોન્ય સમાન અંશ પ્રમાણ વર્ણાદિથી યુક્ત પણ હોય અને વિષમ અંશ પ્રમાણ વર્ણાદિયુક્ત પણ હોય છે.

પરમાણુઓના સ્કંધો બનવામાં એટલે કે પરમાણુઓ અન્યોન્ય સંયોજિત થવામાં પરમાણુઓના વર્ણાદિ પૈકી પરમાણુઓની સ્નિગ્ધતા (ચિકાશ) અને રૂક્ષતા (લુખાશ) રૂપસ્પર્શજ એક માત્ર હેતુ છે. અર્થાત્ અનંતપરમાણુઓના સ્કંધો થવામાં પરમાણુમાં રહેલ ચીકાશ અને લુખાશ ગુણના અમુક પ્રમાણમાં મિશ્રણ થવાને લીધેજ એક પ્રકારનો રાસાયણિક સંબંધ ઉત્પન્ન થાય છે. તેને લીધે તે બંધાય છે અને સ્કંધો બને છે.

સ્નિગ્ધ (ચિકાશ) પરિણામમાં એક ગુણ (અંશ–પરિચ્છેદ) સ્નિગ્ધતાથી અનન્તગુણ સ્નિગ્ધતાના વિભાગો

સમજવાના છે. અને તેજ પ્રમાણે રૂક્ષ (લુખાશ) ના માટે પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે. અહીં ગુણ શબ્દનો અર્થ અંશ જાણવો. અને તે પણ અતિ સૂક્ષ્મ અને નિર્વિભાજ્ય અંશ જાણવો તે આ પ્રમાણે:—

સર્વોત્કૃષ્ટ કોઈ વિવક્ષિત સ્પર્શના તારતમ્ય ભેદે જો જુદા જુદા ભાગ પાડીએ તો કેવળજ્ઞાનરૂપ બુદ્ધિ વડે ભાગ પાડતાં પાડતાં યાવત્ અનંત ભાગ પડી શકે છે. અને તેવા પડેલા ભાગોમાંનો એક ભાગ તે અહિં એક અંશ અથવા એક ગુણ કહેવાય છે. એ અંશનો હવે એક ભાગ ફરી કલ્પીએ તો કલ્પી શકાય નહિં. તેથી તેવો નિર્વિભાજ્ય એક અંશ તે અહીં ગુણ શબ્દથી વ્યપદેશવાળો જાણવો. પરમાણુઓના સ્કંધરૂપે થતા કાયા પલટાને જૈન પારિભાષિક શબ્દથી "બંધપરિણામ" કહેવાય છે. બંધ પરિણામ ટાઈમે સ્નિગ્ધ અને રૂક્ષ સ્પર્શના અંશો—પરિચ્છેદોનું સમ અને વિષમ પ્રમાણ કેવું હોવું જોઈએ તે માપ, જૈન શાસ્ત્રોમાં બતાવ્યું છે. અહિં બંધ પરિણામમાં સ્નિગ્ધ, રૂક્ષ લક્ષણ બે સ્પર્શો જ ઉપયોગમાં આવે છે. કેટલાક પરમાણુઓ સ્નિગ્ધ પરિણામવાળા છે અને કેટલાક રૂક્ષ પરિણામ વાળા છે. સ્નિગ્ધ અને રૂક્ષ પરસ્પર વિરોધી હોવાથી એક પરમાણુમાં એક સાથે રહી શકતા નથી.

બંધ પરિણામ બે રીતે હોય છે. ૧. સજાતીય બંધન અને ૨. વિજાતીય બંધન.

સ્નિગ્ધ પુદ્ગલોનો સ્નિગ્ધની સાથે અને રૂક્ષ પુદ્-

ગલોનો રૂક્ષની સાથે બન્ધ થાય તે "સજાતીય બન્ધ" કહેવાય છે. સ્નિગ્ધ પુદ્ગલોનો રૂક્ષ પુદ્ગલોની સાથે બંધ થાય તે "વિજાતીય બન્ધ" કહેવાય છે.

સજાતીય બન્ધની મર્યાદા એવી રીતે છે કે પરસ્પર ગુણની સમાનતા હોય તો, તે પુદ્ગલો બન્ધ પરિણામને પામી શકતાં નથી. પરંતુ ગુણની વિષમતા હોય તો જ સજાતીય સ્પર્શી પુદ્ગલોનો પરસ્પર બન્ધ થાય છે. એટલે કે તુલ્ય ગુણવાળા સ્નિગ્ધનો તુલ્યગુણ (અંશ–પરિચ્છેદ) સ્નિગ્ધની સાથે કે તુલ્ય ગુણવાળા રૂક્ષનો તુલ્ય ગુણવાળા રૂક્ષની સાથે બન્ધ થતો નથી. સજાતીય સ્પર્શી પુદ્ગલોનો બન્ધ, ગુણ (અંશ) ની વિષમતા હોય તોજ થઇ શકે છે. તેમાં પણ એવી મર્યાદા છે કે બંધ પરિણામને પામતા તે સજાતીય પુદ્ગલોમાં પરસ્પર દ્વિગુણનું આંતરૂં હોવું જોઈએ. એટલે કે એક ગુણવાળા સ્પર્શનો ત્રિગુણી સ્પર્શ સાથે, બે ગુણવાળા સ્પર્શનો ચતુર્ગુણી સ્પર્શ સાથે, ત્રિગુણવાળા સ્પર્શનો પંચગુણી સ્પર્શ સાથે બંધ થાય છે. એમ સર્વ સ્થળે સમજવું. અર્થાત્ સજાતીય સ્પર્શમાં દ્વયધિક અંશોની તરતમતાથી જ બંધ થાય છે.

વિજાતીય બંધ (સ્નિગ્ધનો રૂક્ષની સાથે બંધ) તો ગુણની સમાનતા હોય કે વિષમતા હોય તો પણ થઇ શકે છે. પરંતુ તે વિજાતીય બંધમાં પણ ગુણની સમાનતા અંગે એ અપવાદ છે કે જઘન્ય ગુણ (એક અંશવાળા) સ્નિગ્ધ અને જઘન્ય ગુણવાળા રૂક્ષ પુદ્ગલોનો પરસ્પર બંધ થતો

નથી. એક ગુણ (અંશ-પરિચ્છેદ) વાળા સ્નિગ્ધનો દ્વિગુણ -ત્રિગુણાદિ રૂક્ષ પુદ્ગલોની સાથે બંધ થઈ શકે છે. કહેવાનો તાત્પર્ય એ છે કે જઘન્ય ગુણની સમાનતાવાળા વિજાતીય સ્પર્શી પુદ્ગલોનો પરસ્પર બંધ થઈ શકતો નથી. પરન્તુ જઘન્ય ગુણ સિવાય અન્ય ગુણની સમાનતામાં વિજાતીય સ્પર્શી પુદ્ગલોનો બંધ થઈ શકે છે. સ્પર્શ ગુણનો અવિભાજ્ય-પરિચ્છેદ અંશ તે જઘન્યગુણ કહેવાય છે.

અહીં સમજવું જરૂરી છે કે દ્વિઅણુકાદિ સ્કંધો બનવામાં સ્નિગ્ધતા અને રૂક્ષતામાં જ્યાં સુધી ફેરફાર ન થાય ત્યાં સુધી સ્કંધમાં સંયોજિત પરમાણુ સ્કંધમાંથી છૂટો પડે જ નહીં એવો નિયમ હોઈ શકતો નથી. કારણ કે પરમાણુનું છુટા પડવાપણું ફક્ત સ્નિગ્ધતા અને રૂક્ષતાના પલટનથી જ હોઈ શકતું નથી. તેમાં તો નીચે મુજબ ચાર કારણોમાંથી કોઈપણ કારણથી ભેદ થઈ શકે છે.

(૧) સ્થિતિના ક્ષયથી-અસંખ્યકાળ પ્રમાણ સ્કંધોની જે સ્થિતિ કહેવામાં આવેલ છે તેનો ક્ષય થવાથી.

(૨) દ્રવ્યાન્તરના ભેદથી.

(૩) બંધ યોગ્ય સ્નિગ્ધતા તથા રૂક્ષતાના. વિનાશથી. અર્થાત્ જેવી સ્નિગ્ધતા તથા રૂક્ષતાથી દ્વિઅણુકાદિ સ્કંધોનો બંધ થાય છે તે સ્નિગ્ધતા-રૂક્ષતાનો વિનાશ થવાથી.

(૪) સ્કંધોમાં સ્વભાવિક ઉત્પન્ન થતી ગતિથી.

આ ચાર કારણો વડે સ્કંધોમાંથી પરમાણુનું છુટા

પહેવાપણું થાય છે. સ્કંધોમાં રહેલ પરમાણુ તે દ્રવ્યાણુ છે. અને વર્ણ-ગંધ-રસ અને સ્પર્શના અંશો તે ભાવાણુ છે. સૈદ્ધાન્તિક મન્તવ્ય એવું છે કે દ્રવ્યાણુ બદલાય છતાં ભાવાણુ કોઈ વખત બદલાય અથવા કોઈ વખત ન પણ બદલાય: અર્થાત્ દ્રવ્યાણુના પલટનમાં ભાવાણુનું પલટન થવું જ જોઈએ એવો નિયમ નથી. શાસ્ત્રીય માન્યતા પ્રમાણે અસંખ્યાતાકાળ પ્રમાણુ સ્કંધની જે ઉત્કૃષ્ટ સ્થિતિ કહી છે તે સ્થિતિપૂર્ણ થયે સ્કંધનો અવશ્ય પલટો થાય. છતાં સ્કંધવર્તી પરમાણુઓતો જે વર્ણ, જે રસ, જે ગંધ અને જે સ્પર્શવાળા હતા તેજ વર્ણાદિવાળા રહેવા હોય તો રહી શકે છે. એટલે કેવળ સ્નિગ્ધતા રુક્ષતાના વિગમથી જ પરમાણુના ભેદ થવાનું માનવું ઉચિત નથી. પરંતુ સ્નેહ -રૌક્ષ્યતાના વિગમ સાથે ઉપર જણાવેલા સ્થિતિ ક્ષયાદિ કારણોથી પણ પરમાણુનોભેદ સ્કંધમાંથી થઈ શકે છે. એ માન્યતા વાસ્તવિક તેમજ શાસ્ત્રીય છે. આ રીતે વર્ગણાઓના પુદ્ગલ સ્કંધોના સંઘટ્ટન અને વિઘટ્ટનની સમજ જૈન શાસ્રમાં આપેલી છે.

આ પુદ્ગલ વર્ગણાઓના સ્કંધ સમૂહોની, સ્કંધના સંઘટ્ટન અને વિઘટ્ટન રીતની અને સ્કંધવર્તી પરમાણુની વિશાળ સંખ્યાની સમજ, સામાન્ય બુદ્ધિવાળા મનુષ્યને સમજવી મુશ્કેલ છે. જેને જ્ઞાનનો ક્ષયોપશમ સારો છે, તેવા આત્માર્થી જીવો તો આ વસ્તુને સમજવા બહુ જ કોશિષ કરે છે, અને તેની સ્પષ્ટતા સમજતાં જૈન દર્શનના પ્રણેતા સર્વજ્ઞ દેવોંજ જગતના તમામ પદાર્થોના ત્રણે

કાળના યથાસ્થિત સ્વરૂપને સંપૂર્ણપણે દર્શાવવાની શક્તિ વાળા છે એવા દ્રઢ વિશ્વાસી તે આત્માર્થી જીવો બને છે.

જેઓને જ્ઞાનનો ક્ષયોપશમ ઓછો હોય છે તેવા દ્રઢ ધર્મી જીવો તો, સર્વજ્ઞ દેવો પ્રત્યે શ્રદ્ધાળુ હોવાના સ્વભાવથી જ તે હકિકત પોતાની બુદ્ધિમાં નહીં સમજાતી હોવા છતાં પણ વસ્તુનું વાસ્તવિક સ્વરૂપ તો સર્વજ્ઞ દેવોએ કહ્યું છે તેવું જ હોઈ શકે છે, એવી માન્યતાવાળા હોય છે. પરંતુ પાશ્ચાત્ય કેળવણીના દોઢસો વર્ષના પ્રભાવે આપણા શિક્ષિત ગણાતા કેટલાક વર્ગમાં એક એવી ભ્રામક માન્યતા રૂઢ થવા પામી છે કે, આપણાં શાસ્ત્રોમાં, આવી રીતે કહેલી સૂક્ષ્મ હકિકત તે 'ગપ્પા' વગર બીજું કંઈ નથી. વાંચ્યા વિના-વિચાર્યા વિના, તુલના કર્યા વિના, સમજ્યા વિના, સર્વ ખોટું છે એમ કહી દેવામાં હોશિયારી માનતા અને માત્ર તુચ્છ વિજ્ઞાન પર જ વિશ્વાસુ રહેતા આપણા એ સુધારકો, શાસ્ત્રોક્ત હકિકતોને પાશ્ચાત્ય વૈજ્ઞાનિકોની સંમતિની અને એમાં રહેલાં રહસ્યના સ્વીકારની મહોર લાગે ત્યારેજ વસ્તુની તે માન્યતા સહર્ષ સ્વીકારે છે. પરંતુ અહિં વિચારેલ પરમાણુ, સ્કંધ વર્ગણાઓ વિગેરે હકિકતોનું શાસ્ત્રીય વર્ણન વિસ્તાર પૂર્વક, પદ્ધતિસર, સૂક્ષ્મ વિચારથી ભરપૂર, જૈન શાસ્ત્રમાં એટલું બધું છે કે અન્ય કોઈ શાસ્ત્રોમાં પણ નથી. આધુનિક વિજ્ઞાનિકો તો તેને સંપૂર્ણપણે શોધી શકે જ નહિ.

પરમાણુવાદ અંગે આધુનિક વિજ્ઞાને કરેલી શોધ જૈન શાસ્ત્રરૂપી સમુદ્ર પાસે એક જલ બિન્દુ તુલ્ય છે. છતાં પણ જૈન શાસ્ત્રમાં કહેલી પુદ્ગલ દ્રવ્ય અંગેની હકિકતમાં

આધુનિક વિજ્ઞાન ધીમેધીમે પણ કંઈક અંશે એકમત થતું જાય છે.

હવે તો વિજ્ઞાનવિષે પ્રગટ થતી કેટલીક હકિકતો તો એટલી બધી વિચિત્ર આવે છે કે શાસ્ત્રીય સૂક્ષ્મ હકિકતોને માન્ય કરવામાં નિષેધ કરવા જેવું રહેતું જ નથી. તેમ છતાં પણ પદાર્થોની સૂક્ષ્મમાં સૂક્ષ્મ શોધ જૈન શાસ્ત્રોમાં જે રીતે મળી શકે છે તેવી સંપૂર્ણ શોધ દુન્યવી કોઈ પણ સાધનોથી શોધી શકાય તેમ છેજ નહીં. જૈન દર્શનકારોએ દર્શાવેલ પ્રત્યેક પદાર્થ માત્રનું સ્વરૂપ ત્રિકાળ અબાધિત છે.

પરંતુ વર્તમાન વૈજ્ઞાનિકોએ અનુભવેલા કે પ્રગટ કરેલા સર્વ નિયમો કંઈ સર્વદા સ્થિર અને સત્ય રહ્યા નથી. દૃષ્ટાંત તરીકે વર્તમાન વૈજ્ઞાનિકોએ પદાર્થના જે ભાગને અભેદ્ય, અછેદ્ય અને સૂક્ષ્મતમ માની પરમાણુ તરીકે નક્કી કર્યો હતો, તે પરમાણુમાં પાછળથી એલેકટ્રોન અને પ્રોટોનના વિભાગો સમજાયા, અને બાદ તે પ્રોટોનમાં પણ ન્યૂટોન અને પોઝીટોન સમજાયા.

હાલમાં એલેકટ્રોનને નાનામાં નાના અણુ તરીકે સ્વીકારાય છે, પરંતુ ભવિષ્યમાં તેની પણ અણુ તરીકેની માન્યતા મિથ્યા બની જવાની. આ રીતે જેમ જેમ વિજ્ઞાનનો વિકાસ વધતો જાય છે. તેમતેમ તેની કેટલીક બાબતોની નિશ્ચયતા મિથ્યા પ્રમાણિત બનતી રહે છે. જ્યારે જૈન શાસ્ત્રમાં કહેલ કોઈપણ હકિકત કોઈ કાળે લેશમાત્ર મિથ્યા પ્રમાણિત થતી નથી. ઈંગ્લાંડના આજના મહાન વિચારક શ્રી ડો. કેબથ-વેકર કહે છે કે દરેક બાબતમાં માત્ર વિજ્ઞાન પ્રત્યક્ષ કરે

તેજ સાચું અને બીજું બધું ખોટું એવી દલીલ કરનાર મૂર્ખજ છે.

જનશાસ્ત્રમાં દર્શાવેલ સૂક્ષ્મ વિચારણાઓ પર વિશ્વાસં નહિં રાખનારા અને આધુનિક વિજ્ઞાનનું પણ ઉપર ચોટીયું જ જ્ઞાન ધરાવનારાઓને તો જૈન શાસ્ત્રમાં વર્ણવેલ પુદ્દગલ વર્ગણાઓનું સ્વરૂપ વાંચીને આશ્ચર્ય થાય એ સ્વભાવિક છે.

પરંતુ જૈનશાસ્ત્ર અને વર્તમાન વિજ્ઞાન એ બંનેમાં કહેલી હકિકતને સમજવાની જેઓ શક્તિવાળા છે, તેઓ આ પરમાણુ, સ્કંધ, પુદ્દગલ વર્ગણા અને સ્કંધોના સંઘટ્ટન અને વિઘટ્ટનની હકિકતોને સત્ય સ્વરૂપે સમજી મહાજ્ઞાનીઓ પ્રત્યે પૂજ્ય ભાવવાળા બને એ હિસાબે, વર્તમાન વિજ્ઞાન પણ, સ્કંધ અને સ્કંધ નિર્માણની હકિકતમાં જન દર્શન સાથે કંઈક અંશે પણ કેવી રીતે સમન્વય સાધી શકે છે, તે બતાવવા આ હકિકતોનો, વિજ્ઞાન કથિત હકિકતો સાથે સમન્વય કરતાં કોઈ બાબતમાં સંજ્ઞાભેદ, વ્યાખ્યાભેદ, ઉપયોગભેદ જણાય તેટલા ઉપરથી શાસ્ત્રીય વ્યવસ્થામાં ક્ષતિ નહિં સમજતાં વસ્તુની સત્યતા સમજવાના અને સ્વીકારવાના લક્ષ્યવાળા બનવું.

વિજ્ઞાન ક્ષેત્રમાં પરમાણુ, પુદ્દગલ સ્કંધ, સ્કંધ નિર્માણ, પરમાણુની સૂક્ષ્મતા, મૌલિક તત્ત્વો વિગેરે બાબતો પર અનેક આવિષ્કારો થાય છે. તેમાંય પણ અણુની ચર્ચાઓ તો હવે પ્રાયઃ ઘરઘર પહોંચી ગઈ છે. અને હજુ પણ તે

વિજ્ઞાનને વિકસાવવા વૈજ્ઞાનિકો જોશભર પ્રયત્ન કરી રહ્યા છે. પરંતુ આ વિષયોની સ્પષ્ટતામાં જૈન દર્શનની દૃષ્ટિએ વિજ્ઞાનક્ષેત્રમાં હજુ ઘણી જ અપૂર્ણતા છે. છતાં પણ વિજ્ઞાને સ્વીકારેલ પરમાણુ વિગેરેની સૂક્ષ્મતા પર દૃષ્ટિપાત કરતાં જૈન શાસ્ત્રમાં કહેલ પરમાણુ, પુદ્ગલ-વર્ગણાઓ, સ્કંધો અને સ્કંધ નિર્માણની અત્યંત સૂક્ષ્મતમતા અંગે જૈન દર્શનકારોની સર્વજ્ઞતા પર દ્રઢ વિશ્વાસ ઉત્પન્ન થાય છે. અને પદાર્થ વિજ્ઞાનની પૂર્ણતાનો સાચો ખ્યાલ જૈન શાસ્ત્રોમાંથી જ પ્રાપ્ત થઈ શકે છે, એમ નિષ્પક્ષપાતપણે સ્વીકારવું પડે છે. વિજ્ઞાન એટલે પ્રકૃતિના અભ્યાસ મારફત અન્વેષણ. આ અભ્યાસ પ્રયોગાત્મક હોય, અને એ અભ્યાસ વધતો જાય તેમ તેમાં જ્ઞાનમાં વધારો થાય.

વિજ્ઞાનથી પ્રયોગસિદ્ધ એટલું જ સત્ય, એમ કેટલાકો કહે છે. પરંતુ પ્રયોગશાળાઓની મર્યાદાઓ બહાર પણ સત્ય હોઇ શકે છે. ટુંકમાં પ્રયોગસિદ્ધથી અન્ય અસત્ય છે એમ કહેવું એ બરાબર નથી. જે વસ્તુ પોતાથી જાણી ન શકાય એ બધી જુઠી જ એવું વલણ અયોગ્ય જ છે. કારણ કે વિજ્ઞાન પરિવર્તનશીલ છે, જ્યારે સર્વજ્ઞ સિદ્ધાન્તો સર્વાંગી અને સનાતન અપરિવર્તનશીલ છે. પદાર્થના સ્વ-રૂપને જાણવા સમજવામાં વૈજ્ઞાનિક આવિષ્કારોનેજ સર્વ-સ્વ માનનારાઓએ સમજવું જોઈએ કે જેને તેઓ આવિ-ષ્કાર કહે છે તે આવિષ્કાર નહિં પણ અત્યાર સુધીની વર્તમાન વિજ્ઞાનની અલ્પજ્ઞતા અને અનભિજ્ઞતાનીજ સાબીતી છે.

કહે છે કે, ન્યૂટને ગુરૂત્વાકર્ષણનો આવિષ્કાર કર્યો. તે આવિષ્કારનો અર્થ એવો નથી કે પૃથ્વીમાં આકર્ષણ ગુણ ન હતો અને ન્યૂટને તેને ઉત્પન્ન કર્યો. આકર્ષણ ગુણ તો જ્યારથી પૃથ્વી છે ત્યારથી મૌજુદ હતો. પરંતુ ન્યૂટનથી પહેલાંના કાળમાં વૈજ્ઞાનિક તે જાણતા ન હતા. એટલે એવા પ્રાકૃતિક નિયમની જાણકારીનું નામજ આવિષ્કાર કહેવાયું. વૃક્ષના મૂળમાં પાણી સીંચવાથી આખા વૃક્ષમાં પાણી પહોંચી જાય છે, એવો પ્રાકૃતિક નિયમ હતો અને છે. પરંતુ સર જગદીશચંદ્રબોઝે તેના કારણની જાણકારી પ્રાપ્ત કરી તે પણ વિજ્ઞાનનો એક આવિષ્કાર થયો. એ પ્રમાણે દરેક આવિષ્કારો પર વિચાર કરીએ તો આવિષ્કારિત સર્વ બાબતો અંગે વિજ્ઞાનની ભૂતકાલીન અનભિજ્ઞતાજ સાબીત થાય છે. પરમાણુ અંગે પણ તે રીતે જ સમજવું.

વર્તમાન વિજ્ઞાનની માન્યતા છે કે, પરમાણુવાદના આવિષ્કારક ઇસ્વી પૂર્વે ૪૬૦–૩૭૦ માં થઈ ગયેલ ડેમોક્રેટસ છે. પરંતુ ભારત વર્ષમાં પરમાણુનો ઈતિહાસ તેનાથી પણ અબ્જો વર્ષ પૂર્વનો મળે છે. પરમાણુના વિષયમાં સુવ્યવસ્થિત વિવેચન જૈન દર્શનમાં સદાને માટે મળે છે. પરમાણુવાદની માનેલી હકિકત અંગે જૈન શાસનમાં થઈ ગયેલ ચોવીસે તીર્થંકરોના કથનમાં અન્યોન્ય લેશમાત્ર પણ ફેરફાર થવા પામ્યો નથી. એટલું જ નહિં પણ જૈન દર્શનની માન્યતાનુસાર પૂર્વે થઈ ગયેલ અનંત ચોવીસી

તીર્થંકરોએ પણ પરમાણુવાદ એક સરખી રીતે જ કહ્યો છે. પ્રાકૃતિક નિયમ અંગે જન શાસનના કોઈપણ તીર્થંકરનું કથન અન્ય તીર્થંકરના કથનથી લેશમાત્ર પણ ફેરફારવાળું નહિં હોતાં એક સરખું જ હોય છે અને રહેવાનું. એજ જૈન શાસ્ત્રમાં બતાવેલ વસ્તુ સ્વરૂપના પૂર્ણાંશ સત્યની સાબીતીરૂપ છે. જૈન ધર્મ પ્રાચિન અને શાશ્વત હોવાથી પરમાણુવાદનું અસ્તિત્વ પણ પ્રાચિન અને શાશ્વત છે.

જૈન ધર્મથી અજ્ઞાત માણસો કદાચ પોતાની અજ્ઞાનતાથી જૈન ધર્મનો સંબંધ ભગવાન મહાવીર સ્વામીથી માની લે તો ભગવાન મહાવીરદેવનો જીવનકાળ પણ ડેમોક્રેટસથી એકસો કરતાં કંઈક અધિક વર્ષ પૂર્વનો હોવાથી ડેમોક્રેટસના જીવનકાળ પહેલાં પણ પરમાણુવાદનું અસ્તિત્વ જૈન દર્શનદ્વારા ભારતવર્ષમાં પ્રચલિત હતું. ડેમોક્રેટસના સમય પહેલાં પરમાણુનો ખ્યાલ વિજ્ઞાનક્ષેત્રમાં નહીં હોવા માત્રથી તે ખ્યાલ જગતમાં કોઈને ન હતો એમ કહેવાની તો કોઈ હિંમત કરી શકે તેમ નથી જ.

પ્રયોગદ્વારા ડેમોક્રેટસને સમજાએલ પરમાણું–પુદ્ગલનું સ્વરૂપ, ભગવાન મહાવીરદેવે ઉદ્દઘોષિત કરેલ પરમાણુ–પુદ્ગલ સ્વરૂપ પ્રમાણ આગળ એક સામાન્ય અંશ માત્રરૂપે હતું. ડેમોક્રેટસ પછી વિજ્ઞાનિક ક્ષેત્રમાં તે વિષય અંગે કંઈક વિકાસ વૃદ્ધિ થવા છતાં પણ તેમાં કંઇ ત્રુટી નથી અગર તો વિજ્ઞાને હાલમાં માની લીધેલ માન્યતામાં પરિવર્તન થવાનું જ નથી એમ કોઈ કહી શકે તેમ નથી. કારણ કે

વિજ્ઞાન ક્યારે ય પણ એક જ સ્થાન પર રહી શકતું નથી. જે નિયમો સો વર્ષ પહેલાં ઠીક મનાતા હતા તેમાં આજે ઘણું જ પરિવર્તન થઈ ગયું છે. પ્રતિદીન નવા નવા નિયમોની શોધ થઈ રહી છે. અને નવા નવા તત્ત્વોનો પત્તો લાગી રહ્યો છે. માટે વિજ્ઞાનવેત્તા સ્વયં કહે છે કે "વિજ્ઞાન અપૂર્ણ છે અને સદા અપૂર્ણ રહેશે." અર્થાત્ ક્યારે ય પણ એવો સમય નહીં આવે કે જ્યારે મનુષ્ય એમ કહી શકે કે "મેં સર્વ વાત જાણી લીધી, હવે મારા ઉત્તરાધિકારીઓને કંઈપણ જાણવાનું શેષ રહ્યું નથી અથવા જે હું જાણું છું તે બધું પૂર્ણ સત્ય જ છે.

ડેમોક્રેટસે આ સંસારને દૃશ્ય અને અદૃશ્ય તમામ સંગઠિત પરમાણુઓના સંયોગ અને વિયોગના પરિણામરૂપે જ સ્વીકાર્યો છે. પરમાણુ અંગેની પોતાની ધારણા પ્રદર્શિત કરતાં તેણે કહ્યું છે કે સર્વ પદાર્થપિંડ પરમાણુ સમુહથી જ બનેલ છે. અને જે અચ્છેદ્ય અને અવિનાશી અંશ છે તેને જ પરમાણુ કહી શકાય.

પરમાણુની આ વ્યાખ્યા ડેમોક્રેટસથી માંડી અત્યાર સુધી વિજ્ઞાનક્ષેત્રમાં અસ્ખલિતપણે ટકી રહેલ છે. અને જેથી પોતે સ્વીકારેલ નિર્વિભાજ્ય પદાર્થઅંશ, પ્રયોગ દ્વારા જેમ જેમ સવિભાજ્યઅંશ તરીકે સાબિત થતો જાય છે, તેમ તેમ તે અંશની સંજ્ઞા ભલે ન બદલે પણ તે અંશને અચ્છેદ્ય અને અવિનાશી તરીકેની માન્યતા છુટતી જાય છે; અને છુટતી જશે. પરમાણું પછી એલેક્ટ્રોન અને

પ્રોટોન તથા પ્રોટોનમાંથી ન્યૂટ્રોન અને પોઝીટ્રોનની માન્યતાએ તેનો સ્પષ્ટ પૂરાવો છે.

ભગવાન મહાવીરદેવે પણ પરમાણુને અવિભાજ્ય, અચ્છેદ્ય, અભેદ્ય, અદાહ્ય અને અગ્રાહ્ય બતાવ્યો છે. પરંતુ વિશેષમાં બતાવ્યું છે કે તે ઈન્દ્રિયગ્રાહી અને પ્રયોગનો વિષય છેજ નહીં. જે અણુ ઉપર પ્રયોગ થઈ શકે તેને પરમાણુ કહી શકાય જ નહીં. આ વ્યાખ્યા અનુસાર જૈન દર્શનને માન્ય પરમાણુ, અખંડ હતો, છે, અને રહેશે. જ્યારે વિજ્ઞાને માની લીધેલ પરમાણુ તૂટી ગયો છે.

જૈનશાસ્ત્ર તો કહે છે કે, મનુષ્યકૃત કોઈપણ ક્રિયા અને ગતિ તે પરમાણુમાં હોઈ શકતી જ નથી. મનુષ્ય તો ફક્ત અનંતપ્રદેશી સૂક્ષ્મ સ્કંધ ઉપર જ પ્રયોગ કરી શકે છે. એટલે પરમાણુ, એલેક્ટ્રોન, પ્રોટોન, ન્યૂટોન કે પોઝીટ્રોન એ સર્વ સત્ય પરમાણુઓથી સંઘટ્ટિત સ્કંધ જ છે.

જૈન શાસ્ત્રકારોએ અવિભાજ્ય તથા સૂક્ષ્મ અણુને પરમાણુ કહ્યો છે. અને સૂક્ષ્મ સ્કંધો જે ઇન્દ્રિય વ્યવહારમાં સૂક્ષ્મતમ લાગે છે, તેવા સ્કંધોની ઓળખાણ 'વ્યવહાર પરમાણુ' તરીકેની બતાવી છે. વિજ્ઞાનક્ષેત્રમાં પણ જેને પ્રથમ પરમાણુ મનાયો હતો, તેને વૈજ્ઞાનિકો હાલે સૂક્ષ્મતમ (અવિભાજ્ય) માનતા નહિં હોવા છતાં પણ વ્યવહારમાં તેની ઓળખાણ પરમાણુ શબ્દથી જ થાય છે. આ પરમાણુ (એટમ) અને એલેકટ્રોન આદકણો જૈન દર્શનની દૃષ્ટિએ તો કદાચ વ્યવહાર પરમાણુ જ કહેવાય છે. એટલે વિજ્ઞાને

માની લીધેલ પરમાણુમાં એકત્રિત બની રહેલી એલેકટ્રોન આદિ સૂક્ષ્મકણો પણ જૈન દર્શનની દૃષ્ટિએ તો અનંત પ્રદેશાત્મક સ્કંધ જ છે. વિજ્ઞાનને માન્ય સૂક્ષ્મકણો કરતાં જૈન શાસ્ત્રમાં માન્ય પરમાણુની અને વ્યવહાર પરમાણુ (સૂક્ષ્મ સ્કંધો) ની સૂક્ષ્મતા તો અનંતાનંત ગુણી છે. તે પ્રથમ વિચારેલ સોળ વર્ગણામાંના સ્કંધો તથા તે પ્રત્યેક સ્કંધોમાં સંમિશ્રિત બની રહેલ પરમાણુની દર્શાવેલ સંખ્યા ઉપરથી જ સમજી શકાય છે. વ્યવહાર પરમાણુ (સૂક્ષ્મ સ્કંધો) અને તેની અંદર અશ્રદ્ધા રાખનારે સમજવું જોઈએ કે જન દર્શનને માન્ય પરમાણુ કરતાં અનંતગુણ સ્થૂલ એવા વિજ્ઞાનિક પરમાણુની પણ કેટલી સૂક્ષ્મતા છે?

વિજ્ઞાન કહે છે કે પચાસ શંખ પરમાણુઓનો ભાર ફક્ત અઢી તોલા લગભગ હોય છે. સીગારેટ લપેટવાના કાગળ અથવા પતંગી કાગળની જાડાઈ ઉપર એક પછી એક લાઈનસર ગોઠવવાથી એક લાખ પરમાણુ સમાઈ શકે. ધૂળના એક નાના કણમાં દશ પદ્મથી પણ વધુ પરમાણુઓ હોય છે. એક ગ્લાસમાં સોડા–વોટર ભરતા વખતે જે નાની નાની બુંદ (પરપોટી) થાય છે તેમાંથી એક બુંદના પરમાણુઓની ગણત્રી કરવા માટે સંસારના ત્રણ અરબ વ્યક્તિઓ ખાધા–પીધા સુવા વિના લગાતાર પ્રતિ મિનિટે ત્રણસોની સંખ્યા પ્રમાણ પરમાણુઓ ગણતા જાય તો તે બુંદના પરમાણુઓની સમસ્ત સંખ્યાને ગણવા વડે સમાપ્ત કરતાં ચાર મહિના લાગે. પાતળા વાળને ઉખેડતી વખતે તે

વાળની જડ ઉપર લોહીની જે સૂક્ષ્મ બુંદ નીકળે છે તેને અણુ વીક્ષણની તાકાતથી છ અગર સાત સાત વ્યાસ પ્રમાણ વધારી જોવામાં આવે તો તે બુંદની અંદરના પરમાણુનો વ્યાસ ૧–૧૦૦૦ ઇંચ જ હોઈ શકે છે. એક અધોળ જેટલા હાઈડ્રોજનમાં ૧૬ ઉપર ૨૪ મીંડાં સંખ્યા પ્રમાણ પરમાણુ હોય છે.

હવે સ્કંધ અંગે વિચારીએ તો જૈન દર્શન અનુસાર પરમાણુની એકત્રિત અવસ્થા તે સ્કંધ છે. અમુક પરિમિત સંખ્યામાં જ એકત્રિત બની રહેલ પરમાણુ સમુહને જ સ્કંધ કહી શકાય એવું માની લેવાનું નથી. એકથી અધિક ગમે તેટલી સંખ્યા પ્રમાણ પરમાણુનો એકીભાવ તે સ્કંધ કહેવાય છે. દરેક સ્કંધો સરખી સંખ્યા પ્રમાણ પરમાણુ-વાળા જ હોય તેવું પણ નથી. બેથી માંડી યાવત્ અનંત પરમાણુઓના એકીભાવરૂપ સ્કંધો વિવિધ પ્રકારના હોય છે. અને તે દરેક પ્રકારમાં અનંતા સ્કંધો હોય છે. વળી એવા વિવિધ સ્કંધો ના એકરૂપ મિશ્રિત થવાથી પણ એક સ્વતંત્ર સ્કંધ કહેવાય છે. તેવી રીતે એક સ્કંધમાં એકીભાવ રૂપે સ્થગિત રહેલ પરમાણુ સમુહમાંથી એક કરતાં ગમે તેટલી સંખ્યામાં એકભાવ બની રહેલો અમુક પરમાણુ સમૂહરૂપ ટુકડો અલગ પડે તો પણ સ્વતંત્ર સ્કંધ કહેવાય છે.

સ્કંધના વિષયમાં વિજ્ઞાનનું માનવું પણ આ રીતે જ છે. પરંતુ એક સ્કંધમાંથી તોડી તોડીને ટુકડા કરતાં કરતાં યાવત્ તે પદાર્થ સ્વસ્વરૂપમાં રહે ત્યાં સુધીના ટુકડાને

જ સ્કંધ તરીકે સ્વીકારવાનું વિજ્ઞાનનું મંતવ્ય છે. જે પદાર્થનો અણુ, કોઈ અન્ય પદાર્થ જાતિમાં પરિણત થઈ જાય તે પદાર્થના અણુને વિજ્ઞાન સ્કંધ તરીકે સ્વીકારતું નથી.

જૈન દૃષ્ટિએ તો પદાર્થસ્વરૂપના બદલવાની અપેક્ષા રાખ્યા વિના, સ્કંધના ટુકડા કરતાં કરતાં યાવત્ બે ભાગ થઈ શકે ત્યાં સુધીના ટુકડાને પણ સ્કંધ કહી શકાય છે. એટલેજ જૈન દર્શનને માન્ય સ્કંધસ્વરૂપ દ્વારા પદાર્થ-જ્ઞાન બહુ જ સુંદર રીતે સમજી શકાય છે.

દરેક સ્કંધોમાં પરમાણુ સમૂહ વિવિધ સંખ્યામાં અને વિવિધ સ્વરૂપે હોવાથી સ્થૂલતા અને સૂક્ષ્મતાની દૃષ્ટિએ જન શાસ્ત્રમાં પુદ્ગલ સ્કંધ છ પ્રકારના બતાવ્યા છે.

૧. છેદન ભેદન તથા અન્યત્ર વહન થઈ શકે તેવા પુદ્ગલસ્કંધ "અતિસ્થૂલ" કહેવાય છે. જેમકે ભૂમિ, પત્થર, પર્વત વિગેરે.

૨. છેદન ભેદન થઈ ન શકે, પરંતુ અન્યત્ર વહન થઈ શકે તેવા ઘૃત, પાણી, તેલ વિગેરે "સ્થૂલ" કહેવાય છે.

૩. કેવળ ચક્ષુથી દૃશ્યમાનજ છાયા–તડકો વિગેરે કે જેનું છેદન–ભેદન કે અન્યત્ર વહન ન થઈ શકે તેવા પુદ્ગલ સ્કંધોને "સ્થૂલ–સૂક્ષ્મ" કહેવાય છે.

૪. જે નેત્ર સિવાય ચાર ઇન્દ્રિયોનાજં વિષયભૂત એવા વાયુ તથા અન્ય પ્રકારના ગેસ વિગેરેને "સૂક્ષ્મ-સ્થૂલ" કહેવાય છે.

૫. મનોવર્ગણા, ભાષાવર્ગણા, કાયવર્ગણાના જે સૂક્ષ્મ પુદ્ગલસ્કંધો કે જે અતીન્દ્રિય છે, તેને "સૂક્ષ્મ" કહેવાય છે.

૬. દ્વિપ્રદેશી વગેરે સ્કંધને "અતિસૂક્ષ્મ" કહેવાય છે.

સ્કંધની સ્થૂલતા અને સૂક્ષ્મતા, વિજ્ઞાન ક્ષેત્રમાં ફકત ત્રણ રીતે જ સમજાઈ છે.

(૧) ઠોસ (૨) તરલ અને (૩) બાષ્પ. જૈન દર્શને કહેલ ઉપરોકત છ પ્રકારમાંથી આ ત્રણ ભેદો અનુક્રમે પહેલા બીજા અને ચોથા પ્રકારરૂપે કહી શકાય. ત્રીજા, પાંચમા અને છઠ્ઠા પ્રકારના પુદ્ગલસ્કંધોનો તો વિજ્ઞાનને ખ્યાલ પણ નથી, તો પછી વર્ગણાઓમાં બતાવેલ સ્કંધ સમૂહની સૂક્ષ્મતાનો તો ખ્યાલ કયાંથી હોય જ? માટે વૈજ્ઞાનિકોએ કલ્પેલ સૂક્ષ્મમાં સૂક્ષ્મ સ્કંધ પણ જૈન દર્શને દર્શાવેલ સૂક્ષ્મ સ્કંધ કરતાં અનંતગુણો સ્થૂલ છે. તેવા સ્થૂલ સ્કંધોની પણ સૂક્ષ્મતા કેવી છે તે બતાવવા વૈજ્ઞાનિક પ્રોફેસર "અન્ડેડે" અનુમાન કર્યું છે કે એક ઔંસ પાણીમાં એટલા સ્કંધ છે કે, સંસારનાં સમસ્ત સ્ત્રી, પુરૂષ અને બાળકો તેની ગણત્રી કરવા લાગી જાય અને દરેક સેકન્ડમાં પાંચ પાંચની ગણત્રીએ દિવસ અને રાત ગણતાં જ રહે તો એક ઔંસ પાણીના તમામ સ્કંધોની ગણત્રી પૂર્ણ કરતાં ચાલીસ લાખ વર્ષ લાગે.

આ ઉપરથી સમજી શકાય છે કે વિજ્ઞાનને માન્ય સ્કંધો પૈકી સૂક્ષ્મસ્કંધોની સૂક્ષ્મતા સામાન્ય માણસને

બુદ્ધિગમ્ય નહીં હોવા છતાં પણ વિજ્ઞાન પ્રત્યેના વિશ્વાસના આધારેજ દુનિયા સ્વીકારી લે છે, તો પછી જૈન શાસ્ત્રમાં બતાવેલ પુદ્ગલવર્ગણાઓનાસ્કંધો કે જે વિજ્ઞાનના સૂક્ષ્મ સ્કંધો કરતાં અનંતગુણ સૂક્ષ્મ છે તેની સૂક્ષ્મતામાં પણ શંકાને સ્થાન કેવી રીતે હોઈ શકે?

હવે સ્કંધ નિર્માણ અંગે વિચારતાં અનેક પરમાણુ પરસ્પર મળી સ્કંધરૂપે બનવામાં કે સ્કંધમાંથી વસ્તુનું નિર્માણ થવામાં જૈન દર્શનકારોએ તે નિર્માણ હેતુમાં પરમાણુઓનો સ્નિગ્ધત્વ અને રૂક્ષત્વ સ્વભાવ દર્શાવ્યો છે. જે આગળ વિસ્તૃત રીતે વિચારાઈ ગયું છે. અહીં વિજ્ઞાનમાં વૈજ્ઞાનિકોએ સ્કંધ નિર્માણમાં પદાર્થના ધનવિદ્યુત્ (પોઝીટીવ) અને ઋણવિદ્યુત (નેગેટીવ) સ્વભાવને સ્વીકાર્યો છે. આમાં શબ્દભેદથી જૈનદર્શનની અને વિજ્ઞાનની વાતને કદાચ એક જ સમજી લઈએ તો વાંધો નથી.

વિજ્ઞાન કહે છે કે પરમાણુની અંદરનો ભાગ પોલો હોવાથી તોડી શકાય છે. પરમાણુ તોડવાથી બે ભાગમાં વહેંચાઈ જાય છે. ૧. નાભિ અને ૨. ઋણાણુ. આ પૈકી નાભિ તે અતિ ભારે અને ધનવિદ્યુત વાળો પરમાણુ વિભાગ છે. પરમાણુની નાભિ એકલ કણ નથી. પણ ધનાણુ (પ્રોટોન) અને શુન્યાણુ (ન્યૂટ્રોન) મળીને બનેલી છે. હાઈડ્રોજનની નાભિમાં એક જ કણ છે, અને તે ધનાણુ (પ્રોટોન) છે. બીજાં તત્ત્વોની નાભિઓ ધનાણુ અને શુન્યાણુના વિવિધ પ્રકારના મિલનથી બનેલી છે.

ઋણાણુની સરખામણીમાં ધનાણુ ખુબ જ વજનદાર હોય છે. એક ધનાણુનું વજન ૧૮૪૦-ઋણાણુના વજન બરાબર હોય છે. આવો વજનદાર ધનાણુ, ઋણાણુને પોતાના તરફ આકર્ષી લે છે. આ આકર્ષણ અસમાન વિદ્યુતભારનું જ છે. ઋણાણુમાં ઋણ વિદ્યુત હોય છે, અને નાભિમાં ધન વિદ્યુત હોય છે. આને કારણે નાભિ તે ઋણાણુને સતત્ ખેંચ્યા કરે છે. આ હિસાબે સમજી શકાય છે કે વિદ્યુત્ આકર્ષણને કારણે જ ઋણાણુઓ અને ધનાણુઓ એકબીજાને ખેંચતા હોય છે. ધનવિદ્યુતવાળા અંશોને ધનાણુ કહેવાય છે. એક પરમાણુના વિષયમાં પદાર્થને અનુસાર ધનાણુની સંખ્યા વિવિધ પ્રકારની હોય છે. જેમકે પ્રાણવાયુમાં આઠ ધનાણુ હોય છે. આ આઠે ધનાણુ તે ધન-વિદ્યુતવાળા એટલે જૈનદર્શનાનુસાર સ્નિગ્ધ સ્પર્શવાળા હોય છે. જેથી ધનાણુ (પ્રોટોન), સ્નિગ્ધની સાથે સ્નિગ્ધનું ઉદાહરણ બની જાય છે. શુન્યાણુ (ન્યુટોન) ને વિજ્ઞાન, ધનાણુ અને ઋણાણુ એમ બે વિદ્યુત કણોનો બનેલો કહે છે. શુન્યાણુમાં ધન વિદ્યુત (પોઝીટીવ) અને ઋણ વિદ્યુત (નેગેટીવ)એ બન્ને વિદ્યુતવાલા કણો એકી ભાવરૂપે મળેલા હોવાથી જનદર્શનાનુસાર સ્નિગ્ધ અને રૂક્ષ બંધનનું ઉદાહરણ શુન્યાણુ (ન્યુટ્રોન) બની જાય છે. કેવળ ઋણાણુઓના સમુદાયના પરિણામરૂપ ઋણાણુ (એલેકટ્રોન) તે જૈનદર્શનાનુસાર રૂક્ષની સાથે રૂક્ષના બંધનનું ઉદાહરણ છે. રૂક્ષ વિદ્યુતવાળા અંશોને ઋણાણુ કહેવાય છે.

આમાં ધન વિદ્યુત (પોઝીટીવ) જનદર્શનની સંજ્ઞા-

નુસાર સ્નિગ્ધતા અને ઋણ વિદ્યુત ( નેગેટીવ ) એ રૂક્ષતા કહી શકાય છે. એટલે જૈનદર્શને સ્નિગ્ધત્વ અને રૂક્ષત્વના નામથી અને વિજ્ઞાને ધનવિદ્યુત અને ઋણવિદ્યુતના નામથી પદાર્થના એ ધર્મોને જણાવ્યા છે.

વિજ્ઞાન કહે છે કે, દરેક ચીજ જુદી જુદી જાતના પરમાણુઓના પરસ્પર મિલન અને સંયોગથી બનેલી છે. પણ પ્રકાશ, ગરમી, વિદ્યુત વગેરેને પદાર્થ ગણવામાં આવતા નથી. એ તો શક્તિઓ છે. એ શક્તિઓ આ પરમાણુઓના સંઘર્ષની જ છે.

જૈનદર્શનમાં આ હકિકત અનાદિ કાળથી માન્ય છે. વિજલી શું છે? એ વિષયમાં જૈન દર્શનકાર કહે છે કે "स्निग्ध रुक्षत्वगुण निमित्तो विद्युत्" સ્નિગ્ધ અને રૂક્ષ ગુણવાળા સ્કંધોના સંયોગથી વિજલી પેદા થાય છે. ડૉ. બી. એલ શીલે લંડનથી પ્રકાશિત પોતાના પુસ્તક Positive science of Ancient Hindus માં સ્પષ્ટ લખ્યું છે કે, જૈન દર્શનકાર આ વાતને સારી રીતે જાણતા હતા કે પોઝીટિવ અને નિગેટિવ વિદ્યુત્કણોના મળવાથી વિદ્યુત્‌ની ઉત્પત્તિ થાય છે.

આ રીતે પુદ્ગલ દ્રવ્યની કેટલીક વાતો જૈન દર્શનમાં એવી છે કે આધુનિક વિજ્ઞાન દૃષ્ટિથી પણ યથાર્થ છે. યદ્યપિ વૈજ્ઞાનિક પદ્ધતિથી જૈનાચાર્ય કોઈપણ પ્રકારના આવિષ્કારાત્મક પ્રયોગ ન કરી શકે, પરંતુ જૈનદર્શનની પુદ્ગલ અંગેની દૃષ્ટિ એટલી સૂક્ષ્મ તથા અર્થગ્રાહી છે કે તેની

અનેક વાતો આજે પણ વિજ્ઞાનની કસોટી પર કસી શકાય છે. વૈજ્ઞાનિક સત્ય ક્યાં સુધી ઠીક છે એ એક અલગ પ્રશ્ન છે, પરંતુ જૈનદર્શનકથિત શબ્દ–અણુ–અંધકારાદિ સંબંધી અનેક માન્યતાઓ એવી છે કે જે આજની વૈજ્ઞાનિક દૃષ્ટિથી વિરૂદ્ધ નથી.

જેની ઉત્પત્તિ સ્વયં સિદ્ધ હોય અર્થાત્ કોઈ દ્રવ્યના સંયોગજન્ય ન હોય એ રીતની વ્યાખ્યા અનુસાર વિશ્વમાં મૂળ તત્ત્વોની સંખ્યા પ્રથમ ૨૨ કે ૨૩ની સ્વીકારી અંતે ૯૩ સુધી સિદ્ધ કરનાર વિજ્ઞાન આજે કહેવા લાગ્યું છે કે પરમાણુની વધઘટથી જ જુદાં જુદાં તે મૂળતત્ત્વો બને છે. અને અણુના ઘટક ઈલેક્ટ્રોન્સની જુદી જુદી સંખ્યાના કારણે જ અણુમાં વિવિધતા આવે છે.

જૈન દર્શનની માન્યતા તો સદાને માટે એ જ હતી અને છે કે દ્રશ્ય જગતની અનેકવિધ વિવિધતામાં પૃથક્ પૃથક્ સંખ્યા પ્રમાણ પરિણામ પામેલા પુદ્ગલ પરમાણુઓનું જ કાર્ય છે. પૂર્વે કહેલ ઔદારિકાદિ વિવિધ સંજ્ઞાવાળી પુદ્ગલ વર્ગણાઓનું કારણ એના ઘટક પરમાણુઓની જુદી જુદી સંખ્યાના હિસાબે જ છે. તે સર્વેના મૂળમાં તો માત્ર એક પુદ્ગલ દ્રવ્ય જ છે. તેમાં બતાવેલ સંખ્યા પ્રમાણ પરમાણુઓમાંથી એક પણ પરમાણુની હાનિ વૃદ્ધિએ તે તે વર્ગણાઓની સંજ્ઞા બદલી જાય છે.

આધુનિક વિજ્ઞાને સ્વીકારેલ, પારાના અણુમાંથી એકની ન્યુનતાએ સુવર્ણઅણુ બની જવાની હકિકત, જૈન દર્શન તો પ્રહેલેથી જ કહેતું આવ્યું છે. આ રીતે જૈન દર્શનકથિત પુદ્ગલદ્રવ્યની કેટલીક હકિકતો કે જે અન્ય

કોઈ દર્શનકાર કે વિજ્ઞાનના અનુભવમાં કે વિશ્વાસ સ્વરૂપે પણ ન હતી, તેવી બાબતોમાંની કંઈક બાબતો આજે વિજ્ઞાનને પ્રત્યક્ષ સિદ્ધ થવા લાગી છે. તો પણ હજુ એવી ઘણી બાબતો છે કે જેની પ્રત્યક્ષતાને વિજ્ઞાન અનુભવી શક્યું નથી.

પરમાણુ અને વિશ્વ નામનું એક પુસ્તક સન ૧૯૫૬માં લંડનથી પ્રકાશિત થયું છે. તે પુસ્તકના લેખક પદાર્થ વિજ્ઞાનના અધિકારી વિદ્વાન સુપ્રસિદ્ધ વૈજ્ઞાનિક જી. એ. જોન્સ, જે. રોટબ્લેટ અને જી, એ. વિટરો. પરમાણુની અન્તર્ગત મૌલિક તત્ત્વોની ચર્ચા કરતી વખતે તે પુસ્તકમાં પૃષ્ઠ ૪૯ પર લખે છે કે "ઘણા ટાઈમ સુધી ત્રણ જ તત્ત્વ (એલેકટ્રોન, ન્યુટ્રોન અને પ્રોટ્રોન) વિશ્વમાં સંઘટનના મૂલભૂત આધાર તરીકે માનવામાં આવતાં હતાં. પરંતુ વર્ત્તમાનમાં તથા પ્રકારના તત્ત્વોનું અસ્તિત્વ હજુપણ સંભવિત થઈ ગયું છે. મૌલિક અણુઓની આ વૃદ્ધિ બહુ જ અસંતોષનો વિષય છે અને તેથી સ્હેજે પ્રશ્ન ઉઠે છે કે મૌલિક તત્ત્વોનો સાચો અર્થ અમે શું કરીએ. પહેલાંપહેલાં તો અગ્નિ, પૃથ્વી, હવા અને પાણી આ ચાર પદાર્થોને જ મૌલિક તત્ત્વની સંજ્ઞા અપાઈ હતી. પરંતુ ત્યાર બાદ તો સમજમાં એ આવ્યું કે પ્રત્યેક રાસાયનિક પદાર્થના મૂલભૂત અણુ જ પરમાણુ છે. ત્યારબાદ પ્રોટોન, ન્યુટ્રોન અને એલેકટ્રોન એ ત્રણ મૂલભૂત અણુ મનાયાં. હાલે તો મૂલભૂત અણુઓની સંખ્યા વધી ગઈ છે અને

અને ફેર પણ વધી શકે તેમ છે. મૂલભૂત અણુઓની એ વૃદ્ધિ, પદાર્થમૂલ સંબંધી હમારા અજ્ઞાનની જ સૂચક છે. સાચી વાત તો એ છે કે મૌલિક અણુ શું છે એ જ હજુ સુધી સમજમાં આવી શકયું નથી."

આજના આ યંત્ર પ્રધાન યુગમાં પણ જ્યારે પરમાણુવાદની વૈજ્ઞાનિક ક્ષેત્રમાં અનિશ્ચિત સ્થિતિ છે, તો પછી જે યુગમાં પ્રયોગશાલાઓ અને યાંત્રિક સાધનો નહીં હતાં તે યુગમાં પણ જૈનદાર્શનિકોએ પરમાણુની સૂક્ષ્મતા, પદાર્થના ઉત્પાદ–વ્યય અને ધ્રૌવ્યધર્મ અને પરમાણુની અનન્ત ધર્માત્મક્તા આદિ વિષયોને અસીમ નિશ્ચલતાથી કેવી રીતે વર્ણવ્યા હસે? એ પ્રશ્ન જીજ્ઞાસાશીલ માનવને ઈન્દ્રિય પ્રત્યક્ષ રૂપ મામુલી ખાબોચિયાથી હટાવી, આત્મપ્રત્યક્ષ રૂપ મહાસાગર પ્રત્યે દૃષ્ટિ કેળવવાને ઉત્કંઠિત બનાવે છે.



# પ્રકરણ ૪ થું

## તત્ત્વજ્ઞાન દ્વારા પદાર્થના મૌલિક તત્ત્વની સમજ

પદાર્થનું સ્વરૂપ સમજવા માટે પ્રથમ મૌલિક તત્ત્વને ઓળખવું જોઈએ. અને ત્યારબાદ તેના પર્યાયોને સમજવાથી જ પદાર્થનું સ્વરૂપ યથાસ્થિત સમજી શકાય છે. પુદ્ગલનું સ્વરૂપ પણ આ રીતે જ સમજી શકાય છે. અને તે રીતે સમજનાર જ વિશ્વ વ્યવસ્થા સમજી શકે. મૌલિક તત્ત્વને જૈન દર્શનમાં "દ્રવ્ય" તરીકે ઓળખાવ્યું છે.

સહભાવિ તે ગુણ, અને ક્રમભાવિ તે પર્યાય છે. આ ગુણ અને પર્યાય જેમાં હોય તે દ્રવ્ય કહેવાય છે. પદાર્થનું રૂપાન્તર એટલે કે વસ્તુના બીજા સ્વરૂપને પર્યાય કહેવાય છે. જેમકે ઘડો, કોઠી, કુંડું વીગેરે માટીરુપ પુદ્ગલ દ્રવ્યનાં ફરતાં રૂપાન્તરો યા પર્યાય કહેવાય છે. અને તેમાં રહેલ રતાશ, ચીકાશ, વીગેરે માટીરૂપ પુદ્ગલ દ્રવ્યના ગુણો છે. પુદ્ગલ દ્રવ્યની અવસ્થાઓ યા રૂપાન્તરો ગમે તેટલાં થયા કરે, પરંતુ વર્ણાદિ ગુણો તો એક યા અન્ય અંશે તે રૂપાન્તરોમાં—અવસ્થાઓમાં સદા અવસ્થીત રહે જ છે. પુદ્ગલ પરમાણુ અને સ્કંધોમાં ફરતા ફરતા વર્ણ-ગંધ-

રસ અને સ્પર્શ એ ચારેય પુદ્ગલદ્રવ્યના મૂળ સ્વભાવો છે. પુદ્ગલદ્રવ્યના અને પર્યાયોનાં અનંત સ્વરૂપો હોય છે. ગુણ પર્યાયના વિવિધ સ્વરૂપોને અનુરૂપ તે પુદ્ગલદ્રવ્યમાં વિવિધ પ્રકારની શક્તિઓનું પ્રાગટ્ય થાય છે.

વર્તમાનવિજ્ઞાનના આવિષ્કારો તે પુદ્ગલદ્રવ્યના ગુણ અને પર્યાયના અમુક અમુક સ્વરૂપોના જ આવિષ્કારો છે. પુદ્ગલદ્રવ્યના અનંત સ્વરૂપો પૈકી વર્તમાન વિજ્ઞાને આવિષ્કારિત સ્વરૂપો તે પુદ્ગલદ્રવ્યના અનંત સ્વરૂપો રૂપ સમુદ્રમાંથી એક બિન્દુ તુલ્ય છે. જુદા જુદા કાળે માનવ સમાજ પોત પોતાની બુદ્ધિના ક્ષયોપશમાનુસાર જુદા જુદા પ્રકારે પુદ્ગલ દ્રવ્યના જુદા જુદા આવિષ્કારો કરી ભૌતિક સામગ્રીની અનુકુળતા કરતો જ રહ્યો છે. અમુક કાળે અમુક આવિષ્કારોને દુનિયા ભૂલી જાય છે, અને નવા આવિષ્કારોનો પ્રાદુર્ભાવ થાય છે. તે સમયના માનવસમાજને ભૂતકાળના કેટલાક આવિષ્કારોનો ખ્યાલ નહીં હોવાથી વર્તમાન આ-વિષ્કારોને જ મહત્તા આપી ગર્વિત બની જાય છે.

યંત્રવિજ્ઞાન, શબ્દવિજ્ઞાન, ભૂમિતિવિજ્ઞાન, ભૂસ્તર-વિજ્ઞાન, ભૂતલવિજ્ઞાન, ભૂગર્ભવિજ્ઞાન ખગોળવિજ્ઞાન, શિલ્પ-વિજ્ઞાન, બાંધકામ વિજ્ઞાન, ચિત્ર વિજ્ઞાન, આરોગ્ય વિજ્ઞાન, પ્રમાણ વિજ્ઞાન, માનસ વિજ્ઞાન વીગેરે નાનાં મોટાં અનેક વિજ્ઞાનોના આવિષ્કારો તે પૌદ્ગલિક પરિણામોના જ આવિ-ષ્કારો કહેવાય. આ આવિષ્કારો બે રીતે સમજી શકાય. (૧) વિજ્ઞાનની રીતે અને (૨) તત્ત્વજ્ઞાનની રીતે.

તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનમાં મોટો તફાવત છે. તત્ત્વજ્ઞાન વ્યાપક છે અને લાખો વિજ્ઞાનો તેના પેટામાં સમાય છે. શોધાયું હોય તેના કરતાં પણ અનંતગણું અણુશોધ્યું સદાના માટે વિજ્ઞાનમાં રહી જાય છે. કોઈપણ એક સાયન્સ યા તો કોઈપણ એક વિષયના પદ્ધત્તિસર શાસ્ત્રને વિજ્ઞાન કહેવાય છે. એવા ભિન્ન ભિન્ન સાયન્સવેત્તાઓને પુછીયે તો તેઓ કહે છે કે અમને અમારા વિષયમાં બહુ જ ઓછું જ્ઞાન છે. મનોવિજ્ઞાનના ધુરંધર વિદ્વાનને પૂછો તો તેઓ કહેશે કે આજ સુધી અમે અને અમારા પૂર્વજોએ હજારો વર્ષ પ્રયત્ન કરી માનવ મનના વિષયમાં બહુ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે. પરંતુ જેટલું અમને એ વિષયમાં માલુમ પડયું છે, તેની અપેક્ષાએ કેઈગણું અધિક અમને માલુમ નથી, મોટા મોટા મોટા ચિકિત્સકો જુના અનુભવનો લાભ ઉઠાવીને તથા પોતાનું સમસ્ત આયુષ્ય તેજ વિષયની અનુભવ પ્રાપ્તિમાં વ્યતીત કરીને પણ એવા પરિણામ પર પહોંચે છે કે અમને શરીરનું બહુ જ ઓછું જ્ઞાન છે. કોઈને કોઈ રોગ એવો આવી જાય છે કે તેમના સર્વજ્ઞાનને અજ્ઞાનમાં પરિવર્તન કરી દે છે. અને તે સમજે છે કે જે કંઈ આજ સુધી જાણ્યું હતું તે ઠીક નહીં હતું. શરીરમાં હજારો અંગ એવાં છે કે જેનો "શરીરવેત્તાઓ" ને પણ પત્તો હોતો નથી. એવી રીતે અન્ય પ્રકારના વિજ્ઞાન શાસ્ત્રના પણ એજ હાલ છે. તો પછી કેવી રીતે કહી શકાય કે વૈજ્ઞાનિકનું જ્ઞાન પૂર્ણ છે. જેઓ પોતાનું સમસ્ત

આયુષ્ય જ્ઞાન વૃદ્ધિને માટે જ અર્પણ કરી ચૂકયા છે, એવાજ મનુષ્યોનાં ઉદાહરણ આપણે અહીં વિચાર્યાં છે.

વિજ્ઞાનની આ સ્થિતિ છે. જ્યારે તત્ત્વજ્ઞાનનો વિષય આખા વિશ્વ ઉપર ફરી વળે છે, તે વિશ્વને જ સંપૂર્ણ તત્ત્વ સમજીને તેનું જ્ઞાન કરાવે છે.

વળી વિજ્ઞાન તે દૃશ્ય જગતના વિભિન્ન અંગોનું પૃથક્ પૃથક્ અધ્યયન કરે છે, જ્યારે જે જ્ઞાનનો માનવ મસ્તિષ્કની સાથે સંબંધ છે તેવા જ્ઞાનની કોઈ પણ ધારા તત્ત્વજ્ઞાનના ક્ષેત્રથી બહાર હોઈ શકતી જ નથી. વિજ્ઞાનનો વિષય ઇન્દ્રિયોની સહાયતાથી મનુષ્ય જેટલો પ્રાપ્ત કરી શકે તેટલા પૂરતો જ છે. એટલે વિજ્ઞાન પ્રત્યક્ષ અનુભવવાદી છે.

અર્થાત્ વિજ્ઞાન તો દૃશ્ય જગત સુધી જ સીમિત છે. તત્ત્વજ્ઞાનનો વિષય તો ઇંદ્રિયપ્રત્યક્ષ પૂરતો જ સીમિત નહીં રહેતાં ઇંદ્રિયાતીત વિષયોને પણ અવલોકીને અંતિમ તત્ત્વના આધાર પરજ જ્ઞાનધારાને સ્પષ્ટ કરે છે.

વિશ્વના અદૃશ્ય અને ગુઢ સિદ્ધાન્તો વિજ્ઞાનની દૃષ્ટિમાં આવી શકતા નથી. તેથી કરીને તેવા સિદ્ધાન્તના અભાવે વિજ્ઞાનનું જ્ઞાન પારમાર્થિક દૃષ્ટિથી પૂર્ણ કહી શકાતું નથી. માટે જ વૈજ્ઞાનિક દૃષ્ટિકોણ હંમેશાં અપૂર્ણ અને એકાંગી હોય છે.

અને તત્ત્વજ્ઞાન પૂર્ણ અને સર્વાંગી હોય છે. તત્ત્વ-

જ્ઞાનની ખોજનો અંત તે સ્વયં સત્યનો અંશ છે. એટલે જ્યાં સુધી સત્ય છે ત્યાં સુધી તત્ત્વજ્ઞાન છે.

અને જ્યાં સુધી તત્ત્વજ્ઞાન છે ત્યાં સુધી સત્ય છે. તત્ત્વજ્ઞાન ત્રણેય કાળને માટે સદા અબાધ્ય જ છે. તેમાં શંકાને સ્થાન છે જ નહિં. જુદા જુદા કાળક્રમે જુદા જુદા મગજના માણસો જુદી જુદી શોધો અને પોતાના વિજ્ઞાનને ઉભાં કરે છે, પરંતુ વખત જતાં એ અદૃશ્ય થાય છે. અને તત્ત્વજ્ઞાન તો જગતમાં ચાલુ જ રહે છે. તત્ત્વજ્ઞાનમાં જડ અને ચેતન બન્નેના ગુણ તથા પર્યાયનું સર્વાંગી શોધન છે. જ્યારે વિજ્ઞાનમાં પ્રાયઃ જડના જ ગુણ તથા પર્યાયનું અને તે પણ અપૂર્ણ અને અનિશ્ચિત શોધન છે. ચેતનના લક્ષ વિનાના કેવળ જડપુદ્ગલના જ આવિષ્કારો અને તેનો ઉપયોગ શુભ છેડાવાળા નથી. જીવનમાં ઉપયોગીતાની દૃષ્ટિએ તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાન બન્નેનું સ્વતન્ત્ર મહત્ત્વ છે. બન્નેય સત્યની મંજિલ પર પહોંચવાના માર્ગ છે, પરંતુ તત્ત્વજ્ઞાનનો વિકાસ મુખ્યત્વે આત્મવાદના રૂપમાં છે. તેનાથી મનુષ્યને ક્ષમા, સંતોષ, અહિંસા, સત્ય આદિની પ્રાપ્તિ થઈ છે. વિજ્ઞાનનો વિકાસ આધિભૌતિકજ રહ્યો છે. વિજ્ઞાનથી મનુષ્યને ભૌતિક સામર્થ્યની જ પ્રાપ્તિ બહુ થઈ છે.

પરંતુ સમજવું જરૂરી છે કે ભૌતિક સામગ્રીથી મનુષ્ય ભલે આનંદથી જીવી શકે, ભૂતલમાં કે ગગનમાં વિચરવાનો આનંદ મ્હાલી શકે, પરંતુ આધ્યાત્મિક અને નૈતિક સામર્થ્ય વિના કેવલ ભૌતિક સાધનોના ઢગલાઓથી

વાસ્તવિક શાંતિનો અનુભવ કે ભૌતિક આવિષ્કારોની પૂર્ણ સત્યતા કદાપી પ્રાપ્ત થવાની નથી.

સર જેમ્સજીન્સ નામે એક વૈજ્ઞાનિક લખે છે કે—સાપેક્ષવાદ અને પરમાણુવિભાજન જ વીસમી સદીના મહાન આવિષ્કાર નથી, પરંતુ "વસ્તુઓ આપણને જેવી દેખાય છે તેવી નથી" એ જ આ સદીનો મહાન આવિષ્કાર છે. સાથે સાથે સર્વમાન્ય વાત તો એ છે કે આપણે હજુ સુધી પરમ વાસ્તવિકતાની પાસે પહોંચી શક્યા નથી.

આ રીતે પદાર્થનું પ્રાપ્તજ્ઞાન એ, કેવલ વૈજ્ઞાનિક દૃષ્ટિ કરતાં તત્ત્વજ્ઞાનદૃષ્ટિ સાથે જ વિચારવામાં આવે તોજ સ્વ અને પરને લાભદાયક છે.

તત્ત્વજ્ઞાનની વાતોને ફક્ત પાશ્ચાત્ય યા વિજ્ઞાનદૃષ્ટિએ જ જોનારા અને વિચારનારા કદાચ ન પણ સમજી શકે, વળી આજના અર્થ પ્રધાન યુગમાં કેવળ અંધશ્રદ્ધા રાખવી પણ ન પરવડે, તોપણ સમજવું જોઈએ કે કેટલીક વાતો એવી હોય છે કે તેમાં એકલી તર્કબુદ્ધિ કામ આવતી નથી—એને માટે આંતરદૃષ્ટિ મેળવવી પડે છે.

આંતરદૃષ્ટિને અપ્રાપ્ત મનુષ્ય, પૃથ્વી ઉપર રહીને ત્રિલોકને જીતવાના પ્રયાસો કરતો આવ્યો છે અને કેટલીક વાર કંઈક અંશે એને સફળતા પણ મળે છે. પરંતુ જગતનો ઈતિહાસ કહે છે કે એ સફળતાની ભ્રમણાનું જ્ઞાન માનવીને હંમેશાં પાછળથી થયું છે. આમ થવામાં તેમ

તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિનો અભાવ છે. બાહ્યદૃષ્ટિ તો કેવળ વિજ્ઞાનથી પણ કેળવાય છે. જ્યારે આંતરદૃષ્ટિ તો આંતરદૃષ્ટિને પ્રાપ્ત તત્ત્વજ્ઞાનીઓએ પ્રરૂપેલ તત્ત્વજ્ઞાન દ્વારા જ કેળવાય છે.

હવે તત્ત્વજ્ઞાન અંગે વિચારીએ તો અનેક પ્રકારનું તત્ત્વજ્ઞાન સમય સમયપર જગતમાં જોવામાં આવે છે. અને તે તત્ત્વજ્ઞાનની પ્રરૂપણારૂપ વિવિધ દર્શનો (સિદ્ધાન્તો) જગતમાં દૃષ્ટિગોચર થાય છે. દરેક તત્ત્વજ્ઞાનના આવિષ્કારકોમાં ન્યુનાધિક પ્રમાણમાં લોક સેવા, નિઃસ્વાર્થવૃત્તિ, ત્યાગ, તપ આદિ પણ જોવામાં આવે છે. તો વિવિધ દર્શનકારોએ વિવિધરૂપે પ્રરૂપેલ તત્ત્વજ્ઞાનો પૈકી, કયા તત્ત્વજ્ઞાનને સંપૂર્ણ સત્ય રૂપે સ્વીકારવું એ પ્રશ્ન ઉપસ્થિત થાય એ સ્વભાવિક છે. એટલે એ માટે હવે વિચારીએ.

જીવનના મૂળ તત્ત્વોનું અધ્યયન કરવું, તેને સમજવાનો પ્રયત્ન કરવો અને વિવેકની કસોટીપર કસાએલ તત્ત્વાનુસાર આચરણ કરવું એ જ "દર્શન"નો જીવનની સાથે વાસ્તવિક સંબંધ છે;

માનવજીવનની આસપાસની પરીસ્થિતિયોં અને તેના પરંપરાગત સંસ્કારના આધારપર જ પ્રત્યેક દાર્શનિકની વિચારધારા બને છે. અને તે કારણોની અનુકુળતા—પ્રતિકુળતાને અનુસારે આગળ વધે છે. સ્વભાવ—વૈચિત્ર્ય અને પરિસ્થિતિ વિશેષના કારણે જ વિભિન્ન દાર્શનિક વિચાર-

ધારાઓમાં ભિન્ન ભિન્ન દ્રષ્ટિકોણ હોય છે. એટલે વસ્તુ-ચિંતનમાં જેવા જેવા ઢંગની સામગ્રી ઉપલબ્ધ થાય છે, તેવા ઢંગથી ચિંતનની શરૂઆત થાય છે.

મનુષ્યને પ્રાકૃતિક કૃતિયો અને શક્તિઓની પાછળ કાર્ય કરવાવાળી કોઈ શક્તિ પ્રત્યક્ષરૂપે દ્રષ્ટિગોચર નહિં થવાથી ઉત્પન્નથતા આશ્ચર્યને લીધે આગળ વધતી વિચાર-ધારાને યુક્તિયુક્તકલ્પનાઓદ્વારા સંતુષ્ટ કરવાનો મનુષ્યનો પ્રયત્ન પણ "દર્શન"ના રૂપમાં પરિવર્ત્તિત થઈ જાય છે.

પ્લેટો અને બીજા ગ્રીક દાર્શનિકોએ કરેલ દાર્શનિક નિર્માણ એ "આશ્ચર્ય"ના આધારે જ છે.

પોતે સ્વયંના અસ્તિત્વ પર અથવા બાહ્ય જગત અંગે ઉત્પન્ન થતા સંદેહથી, મનુષ્યની વિચારશક્તિ દ્વારા આલંબિત માર્ગ પણ, દર્શનનું રૂપ ધારણ કરે છે. પશ્ચિમમાં અર્વાચિન દર્શનોનો પ્રારંભ સંદેહથી જ થાય છે. તે ધાર્મિક ઉપદેશોને પણ સંદેહની દૃષ્ટિથી દેખે છે.

કોઈક દર્શન એવાં પણ છે કે આશ્ચર્ય અને સંદેહ પ્રત્યે બિલકુલ વિચારધારા નહિ કરતાં પોતાનું દૃષ્ટિકોણ ભૌતિકતા પ્રધાન બનાવી જીવનના વ્યવહાર પક્ષની સિદ્ધિના માટે જ સિદ્ધાન્તો રજુ કરે છે. જે "વ્યાવહારિકતા વાદ" ના નામથી પ્રસિદ્ધ છે. ભારતીય પરંપરામાં આ દૃષ્ટિકોણ વાળું દર્શન તે "ચાર્વાક દર્શન" કહેવાય છે. આ વિચાર-ધારાવાળું દર્શન આધુનિક વિજ્ઞાનની જ અધિક સમીપ ગણાય.

આ રીતે આશ્ચર્ય, જિજ્ઞાસા અને સંશયાદિના કારણોથી ઉત્પન્ન થયેલાં દર્શનો તે મુખ્યરૂપે તો પાશ્ચાત્ય પરંપરાનું જ પ્રતિનિધિત્વ કરે છે.

ભારતીય પરંપરામાં તો દર્શનશાસ્ત્રનું મુખ્ય પ્રયોજન દુઃખથી મુક્ત થવાનું છે. ભારતીય દર્શનોમાં પ્રાયઃ આધ્યાત્મિક જ પ્રેરણા છે. અહીં સમજવું જરૂરી છે કે માનવજીવનની સાર્થકતા યા મહત્તા કેવળ વિજ્ઞાન, અર્થશાસ્ત્ર, રાજ્યનીતિશાસ્ત્ર ઇત્યાદિ જીવન વ્યવહાર પૂરતી જ નથી. પરંતુ જેનું મૂલ્યાંકન કરવાનું સામાન્ય માનવીની શક્તિથી બહાર છે, વળી જેનું મૂલ્ય વ્યવહારિક અંશથી પણ કેઈગણું અધિક છે, જે વ્યવહારિક અંશને પણ ક્યારેક ક્યારેક માર્ગદર્શન કરનારૂં છે, એવા આધ્યાત્મિક યા આન્તરિક જીવનથી જ મનુષ્યની મહત્તા છે. ભવિષ્યકાલીન ઉજ્જવલતાનું દર્શન તે આધ્યાત્મિક દૃષ્ટિ છે. ભારતીયદર્શનનું નિર્માણ આવાપ્રકારની પ્રેરણાથી જ થયેલું હોય છે.

શાશ્વત શાંતિને પ્રાપ્ત કરવાની પ્રેરણા કરતું દર્શન તેજ આધ્યાત્મિક દર્શન છે. જેને સામાન્ય ચક્ષુ દેખી ન શકે તેને આધ્યાત્મિક દર્શન જોવાને ઇચ્છે છે. જેને સાધારણ ઇન્દ્રિયો પામી ન શકે એવી વસ્તુનો તે અનુભવ કરવા ચાહે છે. ભૌતિક વિચારધારાવાળી વ્યક્તિ, આવી આધ્યાત્મિકતાથી બહુ જ દૂર ભાગવાનો પ્રયત્ન કરે છે તો પણ આધ્યાત્મિક દર્શનનું સ્તર બહુ જ ઉંચું છે.

જગતના મૂળ તત્ત્વોનું વાસ્તવિકજ્ઞાન આવા આધ્યાત્મિક દર્શનો દ્વારાજ પ્રાપ્ત કરી શકાય છે.

ભારતીય સર્વ આધ્યાત્મિકદર્શનોનો મુખ્ય ઉદ્દેશ દુઃખનો નાશ અને શાશ્વત સુખની પ્રાપ્તિનો જ છે. ભૌતિક સુખને પણ આધ્યાત્મિક દર્શનોએ તો દુઃખ જ ગણ્યું છે. સદાકાળ આત્માની સાથે સંબંધિત રહેનારા સુખને જ સુખ માન્યું છે. અને એવું સુખ, તે આધ્યાત્મિક સુખ છે. જેનો વિયોગ કદાપી થતો જ નથી. આવા સુખની પ્રાપ્તિમાં સાધનભૂત નીવડનાર ભૌતિક અનુકૂળતાવાળી સામગ્રીની આવશ્યકતા, આધ્યાત્મિક સુખ પ્રાપ્તિ સુધી જ સ્વીકાર્ય ગણી અન્તે તો તેને પણ ત્યાજ્ય ગણી છે. પરંતુ આધ્યાત્મિક જીવનથી પતન કરાવવાવાળી ભૌતિક અનુકુળતાવાળી સામગ્રીને તો વ્યવહારીક દુઃખ કરતાં પણ વિશેષ ખતરનાક ગણી છે.

વળી ભૌતિક સુખ–દુઃખ કે આધ્યાત્મિક સુખ–દુઃખના મૌલિક તત્ત્વની પણ ભારતીય દર્શનોમાં બહુ જ સ્પષ્ટ અને તલસ્પર્શી વિચારણા આળેખાઈ છે. આવી વિચારણાનો સ્પષ્ટ ઉલ્લેખ જૈનદર્શનમાં વિશેષ સ્વરૂપે મળી શકે છે.

જૈનદર્શન કહે છે કે પ્રાણિઓને વિવિધ પ્રકારે ભોગવવા પડતા કષ્ટોનો મુળ આધાર, જીવ અને પુદ્‌ગલ તત્ત્વનો પારસ્પરિક સંબંધ છે. ભૌતિક સુખની પ્રાપ્તિ પણ આ બન્ને તત્ત્વોનાં સંબંધનું જ પરિણામ છે.

જૈનદર્શનની માન્યતાનુસાર જ્યાં સુધી એ બન્ને તત્ત્વો એક બીજાથી સર્વથા ભિન્ન ન થાય ત્યાં સુધી જીવને અનંત આધ્યાત્મિક સુખની પ્રાપ્તિ અસંભવ છે. અનાદિકાળથી પરસ્પર સંબંધિત એ બન્ને તત્ત્વને અલગ પાડવાનું દિગ્દર્શન જ જૈન દર્શનનું મુખ્ય પ્રયોજન છે. દુઃખના મૂળરૂપ પુદ્ગલ તત્ત્વનો ઉલ્લેખ યથાસ્થિત સ્વરૂપે ભારતીય જૈનેતર દર્શનોમાં જોવામાં નહિં આવતો હોવા છતાં તેમનો ઉદ્દેશ અને આચારવિચારો તો આત્મામાંથી પુદ્ગલતત્ત્વના સંબંધને અલગ કરી પુદ્ગલના સંબંધથી રહિત શાશ્વત સુખની પ્રાપ્તિ માટેના જ છે.

જૈન દર્શનમાં તત્ત્વ, દ્રવ્ય, સત્, પદાર્થ, અર્થ આદિ શબ્દોનો પ્રાયઃ એક જ અર્થમાં પ્રયોગ થયો છે. આગમોમાં "સત્" શબ્દનો પ્રયોગ બહુ જ ઓછો છે. ત્યાં પ્રાયઃ દ્રવ્ય શબ્દનો જ પ્રયોગ છે. એ દ્રવ્યને જ તત્ત્વ કહ્યું છે.

જીવ, ધર્મ, અધર્મ, આકાશ, કાળ અને પુદ્ગલ એ છ દ્રવ્ય (મૌલિક તત્ત્વો) જૈનદર્શન માને છે. આ છએ દ્રવ્ય સ્વતંત્ર છે. એક તત્ત્વ બીજા તત્ત્વરૂપે કદાપી થઈ જતું નથી. જીવ તે સ્વદેહ પ્રમાણ, જીવ અને પુદ્ગલને ગતિ તથા સ્થિતિમાં સહાયક અનુક્રમે ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય તત્ત્વ, અને આકાશના વિષયમાં લોકાકાશ ઉપરાંત અલોકાકાશ પણ હોવાની માન્યતા એ જૈન દર્શનની વિશેષતા છે.

કોઈ કોઈ દર્શનમાં પુદ્ગલ તત્ત્વની સામાન્યપણે

માન્યતા છે, પરંતુ જનદર્શનને માન્ય પુદ્ગલની માન્યતામાં વિશેષતા એ છે કે તે બીજાઓની માફક પુદ્ગલ પરમાણુઓને ભિન્ન ભિન્ન પ્રકારે નહીં સ્વીકારતાં તે કહે છે કે પ્રત્યેક પરમાણુમાં સ્પર્શ, રસ, ગંધ અને રૂપની યોગ્યતા રહે જ છે. સ્પર્શનાં પરમાણુ તે રૂપાદિના પરમાણુથી ભિન્ન નથી. એવી રીતે રૂપનાં પરમાણુ સ્પર્શાદિ પરમાણુઓથી અલગ નથી. પરમાણુની એક જ જાત છે. પૃથ્વીનાં પરમાણુ પાણીમાં પરિણત થઈ શકે છે. પાણીનાં પરમાણુ અગ્નિમાં પરિણત થઈ શકે છે. પૃથ્વી–પાણી–અગ્નિ, એ વિગેરે મૌલિક તત્ત્વ નથી. સ્કુલમાં ભણતા વિદ્યાર્થીઓ દ્વારા હાઈડ્રોજન અને ઓકસીજનના અણુઓને એકઠા કરી પાણી બનાવવાના અખતરાઓ અને હાલની સરકાર દ્વારા પાણીમાંથી પણ વિજળી ઉત્પન્ન કરવાનાં કાર્યો એ તેનું પ્રત્યક્ષ ઉદાહરણ છે, તથા રેડીયો દ્વારા શબ્દ પણ પુદ્ગલ હોવાની સાબિતિ આજે પ્રત્યક્ષ સિદ્ધ છે. આ રીતે જૈન દર્શન પ્રણિત તત્ત્વજ્ઞાનની વાસ્તવિકતા અને સંપૂર્ણતાનો ખ્યાલ આપણને આવી શકે છે.

સાધારણ રીતે તો જૈન દર્શનની માન્યતા બે તત્ત્વની જ છે. (૧) જીવ અને (૨) અજીવ. અગર (૧) ચેતન અને (૨) જડ.

ઉપરોક્ત છ દ્રવ્ય (તત્ત્વ) માંથી જીવ વિના પાંચે દ્રવ્યો અજીવ કહેવાય છે. સંસારની વિભિન્નતાના કારણમાં માત્ર એક "જડ" ને જ માનવાથી કે એકલા આત્મ-

તત્ત્વથી જ સર્વ બાબતનો નિકાલ કરી લેવાથી, કે એકપણ તત્ત્વનો સર્વથા નિષેધ કરવાથી, જગતના સ્વરૂપનો વાસ્તવિક ખ્યાલ આવી શકતો નથી. વળી તત્ત્વ અંગે એકલા નિત્યવાદને કે એકલા અનિત્યવાદને જ સ્વીકારી લેવાથી વસ્તુના અનંત ધર્માત્મક સ્વરૂપની સમજ પણ સમજી શકાતી નથી. અને તત્ત્વજ્ઞાન અધુરૂં જ રહી જાય છે.

જૈન દર્શન કહે છે કે વસ્તુમાત્ર સ્વભાવથી જ એવી છે કે તેનો વિચાર અનેક દૃષ્ટિઓથી થઈ શકે છે. એ દૃષ્ટિનું નામ અનેકાન્તવાદ છે. વસ્તુના કોઈ એક ધર્મનું પ્રતિપાદન સ્યાત્ શબ્દથી જ થાય છે. આથી અનેકાન્તવાદને સ્યાદ્વાદ પણ કહે છે. વસ્તુને એક દૃષ્ટિ બિન્દુથી જોનાર તે એકાન્તવાદી છે. વસ્તુનો વાસ્તવિક ખ્યાલ એકાન્તવાદથી નહિં પરંતુ અનેકાન્તવાદથી પ્રાપ્ત કરી શકાય છે.

આચારના નામે પણ અહિંસાનો જેટલો વિકાસ જૈન પરંપરામાં થયો છે, તેટલો વિકાસ ભારતીય પરંપરાની બીજી કોઈ ધારામાં થયેલ જોવામાં આવતો નથી. એનું મુખ્ય કારણ જગતની દૃશ્ય વસ્તુઓ પૈકી કઈ કઇ વસ્તુઓમાં ક્યારે ક્યારે કેવા પ્રકારે ચેતનાનું અસ્તિત્ત્વ છે, અને કયા સંયોગોમાં દૃશ્ય વસ્તુઓમાં પણ જીવની ઉત્પત્તિ થઈ શકે છે. (જીવ જન્મ ધારણ કરે છે), જીવની બાહ્ય અને આંતરિક દશા વિભિન્ન રીતે પણ કેવા પ્રકારે હોય છે, આત્માની વિશુદ્ધ દશા કેવી છે, વિગેરે જીવતત્ત્વ સંબંધી જ્ઞાનની સંપૂર્ણતાનો ખ્યાલ જૈન દર્શનમાં દૃષ્ટિગોચર થાય છે.

જીવની ભિન્ન ભિન્ન વૃત્તિયોને અનુસાર જીવની અવસ્થાઓ પણ ભિન્ન ભિન્ન પ્રકારે કેવી રીતે બની રહે છે, એનો સ્પષ્ટ ખ્યાલ જૈન દર્શનમાંથી મળી રહે છે. એ અવસ્થાઓના આધારે તત્ત્વોના નવભેદ પણ જૈન દર્શનમાં કહ્યા છે. જીવ–અજીવ–પુન્ય–પાપ–આશ્રવ–સંવર–નિર્જરા બંધ અને મોક્ષ એ નવભેદોમાં અમુક અવસ્થા જીવની પોતાની જ છે, અમુક બન્નેની મિશ્રિત અવસ્થાઓ છે, અને અમુક અજીવની અવસ્થા છે. આ રીતે વિભિન્ન તત્ત્વોની માન્યતા વિભિન્ન દૃષ્ટિકોણોથી છે.

જોકે જૈનદર્શનની માન્યતાનુસાર મુખ્ય રૂપથી જીવ અને અજીવ અગર ચેતન અને જડ એ બેજ તત્ત્વ છે. પરંતુ એ બન્ને તત્ત્વોના વિશ્લેષણ યા અવસ્થા વિશેષથી ભિન્ન ભિન્ન સંખ્યક તત્ત્વોની રચના યા બોધ થઈ શકે છે.

જીવની દુઃખ પ્રાપ્ત અવસ્થાનું મુખ્ય કારણ પુદ્દગલ દ્રવ્ય હોઈ પુદ્દગલ દ્રવ્યનું વિસ્તૃત વર્ણન જૈન દર્શનમાં બતાવવામાં આવ્યું છે. પુદ્દગલ દ્રવ્યનું સ્વરૂપ સમજી શકનાર જ જગતની વિચિત્રતાનો ખ્યાલ પ્રાપ્ત કરી શકે છે.

જગતમાં જે કોઈ દૃશ્ય પદાર્થો છે તે સર્વ અને શરીર શ્વાસોચ્છ્વાસ, શબ્દ અને વિચાર એ સર્વ પુદ્દગલ દ્રવ્યનું જ પરિણમન છે. જુદાજુદા સમયે વૈજ્ઞાનિકો જે આવિષ્કારો કરે છે તે શરીર, શબ્દ અને વિચાર રૂપે પરિણિત પુદ્દગલોમાંથી જ કરે છે. અને જગતને આશ્ચર્ય મુગ્ધ બનાવે છે. પરંતુ શરિરાદિનું પરિણમન, શામાંથી થાય છે તે વૈજ્ઞાનિકો જાણી શકતા નથી. અમુક સંખ્યા પ્રમાણ પરમાણુ સમુહ-

રૂપ સ્કંધોમાંથી જ શરીર, શ્વાસોચ્છવાસ, શબ્દ અને વિચારનું પરિણમન થઈ શકે છે. આ પરિણમનમાં મૌલિક તત્ત્વરૂપે યોગ્યતા ધરાવતા સ્કંધો અતિ સૂક્ષ્મ છે. તેમાં રૂપ–રસ–ગંધ અને સ્પર્શ હોવા છતાં પણ તે સ્કંધો એટલા બધા સૂક્ષ્મ છે કે ઇન્દ્રિય પ્રયત્ક્ષ થઈ શકતા નથી.

છતાં પણ તે સ્કંધ સમુહોમાંથી શરીરાદિરૂપે પરિણિત દશા, ઇન્દ્રિય પ્રત્યક્ષ હોવાથી તેના અસ્તિત્ત્વ વિષે શંકા રહેતી નથી. સ્થૂલતા અને સૂક્ષ્મતાની દૃષ્ટિએ છ પ્રકારના જે પુદ્ગલ સ્કંધો કહ્યા છે, તે પૈકી પાંચમો પ્રકાર સૂક્ષ્મ સ્કંધોનો જે કહ્યો છે તે જ પ્રકારના સ્કંધોમાંથી શરીરાદિનું પરિણમન થઈ શકે છે. તે સ્કંધોનું વર્ણન આગળ આઠ ગ્રહણ વર્ગણા તરીકે વિચારાઈ ગયું છે.

આ પરિણમન જીવના પ્રયત્નથી જ થાય છે. જીવના પ્રયત્ન વિના તે પરિણમન થઈ શકતું નહીં હોવાથી તે પરિણમનને "પ્રયોગ પરિણમન" કહેવાય છે. જીવ દ્વારા તેનું પરિણમન કેવી રીતે થાય છે તે આગળ વિચારીસું. પરંતુ આ રીતે જીવ દ્વારા થતા પ્રયોગપરિણમનમાં કયા સાધનથી જીવ, તે તે સ્કંધોમાંથી શરીરાદિરૂપે પરિણમન કરી શકે છે તે પણ વિચારવું અતિ જરૂરી છે. આત્માની સાથે અમુક સ્વરૂપે પરિણમન પામેલ પુદ્ગલોના સંબંધથી જ જીવ, ઉપરોક્ત સૂક્ષ્મ પુદ્ગલ સ્કંધોનું શરીરાદિ રૂપે પરિણમન કરી શકે છે. તેના વિના તે થઈ શકતું નથી. સમસ્ત બ્રહ્માંડમાં શરીર, શ્વાસોચ્છવાસ, ભાષા અને મન

વર્ગણાઓના પુદ્ગલ સ્કંધો સ્થળે સ્થળે ભરચક હોવા છતાં પણ કાર્મણ વર્ગણાના સ્કંધોમાંથી કર્મરૂપે પરિણામ પામેલ પુદ્ગલ સ્કંધોના સંયોગ વિનાનો આત્મા, આઠે ગ્રહણ યોગ્ય પુદ્ગલ વર્ગણાના સ્કંધોમાંથી શરીરાદિરૂપે પરિણમન કરતો નથી. એટલે દૃશ્ય જગતના પદાર્થોના પરિણમનમાં અગરતો જીવના ભિન્ન ભિન્ન પ્રકારના આત્મિક, શારીરિક, વાચિક અને માનસિક વિકાસના નારોધમાં મુખ્ય તત્ત્વરૂપે કાર્મણ વર્ગણાના સ્કંધસમુહોમાંથી પરિણમનપામેલ કર્મદ્રવ્ય જ ભાગ ભજવી રહ્યું છે. જગતમાં જે જે દ્રવ્યોના જે જે ગુણો અને પર્યાયો છે તે તમામ દ્રવ્યો—ગુણો અને પર્યાયોથી જીવને અનભિજ્ઞ રાખનાર પોતાની સાથે કર્મરૂપે સંમિશ્રિત બની રહેલ પુદ્ગલ દ્રવ્ય જ છે. તે અનભિજ્ઞતા જ જીવને દુઃખદાયી છે. એટલે દુઃખના મૂળ તે કર્મરૂપ પુદ્ગલ દ્રવ્યને જાણનાર, અને સમજનાર જ તેના સંયોગથી મુક્ત બની શકે છે. તે કર્મરૂપે પરિણત થતા કાર્મણ વર્ગણાના પુદ્ગલ સ્કંધો આત્માની સાથે કેવી રીતે વળગે છે, ચોંટે છે તે આગળ વિચારીશું. અહીં તો એટલું જ સ્પષ્ટ કરવું જરૂરી છે કે શરીર, શ્વાસોચ્છવાસ, વચન અને વિચાર રૂપ પુદ્ગલ પરિણમન, જીવના પ્રયત્નથી જ થતું હોવાથી "પ્રયોગ પરિણમન" કહેવાય છે. અને તે પ્રયોગ પરિણમિત પુદ્ગલ સ્કંધોમાંથી જુદાજુદા સમયે જુદાજુદા વૈજ્ઞાનિકો ભિન્ન ભિન્ન આવિષ્કારો દ્વારા ભૌતિક સામગ્રીમાં ઉપયોગી જે પુદ્ગલરચના કરે છે તે મિશ્ર પરિણમન કહેવાય છે. જો કે પ્રયોગ અને મિશ્ર બન્ને

પરિણમનમાં જીવનો પ્રયત્ન તો છે જ. પરંતુ જે પુદ્ગલોના પરિણમનમાં પહેલ વહેલો જ જીવનો પ્રયત્ન થાય છે તે પરિણમનને પ્રયોગ પરિણમન કહેવાય છે. પ્રયોગ પરિણમનને યોગ્ય આઠ ગ્રહણ યોગ્ય પુદ્ગલ વર્ગણાઓનું અને અન્ય અગ્રહણ યોગ્ય પુદ્ગલ વર્ગણાઓનું વર્ગણારૂપે થયેલ પરિણમન, જીવના પ્રયોગ વિના સ્વયં પરિણિત હોઈ તેને "વિસ્રસા પરિણામ" કહેવાય છે. જો કે દૃશ્ય જગતનું મૌલિક તત્ત્વ પરમાણુ જ છે. છતાં જીવના પ્રયોગનો પ્રારંભ આઠ ગ્રહણ યોગ્ય પુદ્ગલ વર્ગણા ઉપર જ થતો હોઈ, દૃશ્ય વસ્તુઓના મૌલિક તત્ત્વ તરીકે આઠ ગ્રહણ યોગ્ય પુદ્ગલ વર્ગણા જ છે. આ રીતે જૈન દર્શનકારોની દૃષ્ટિ, પદાર્થના અંત સુધી–મૂળ સુધી પહોંચવામાં તેમની સર્વજ્ઞતા જ કારણભૂત છે.

અહીં કોઈને શંકા થાય કે વિસ્રસા અને પ્રયોગ રૂપે પરિણામ પામેલ પુદ્ગલ અવસ્થા તો જૈન દર્શનમાં બતાવી, પરંતુ ભિન્ન ભિન્ન સમયે વૈજ્ઞાનિકો દ્વારા ભિન્ન ભિન્ન સ્વરૂપે થતા આવિષ્કારોરૂપ પુદ્ગલપરિણામ કે જે મનુષ્યોને જીવનોપયોગી બની રહે છે તેવા આવિષ્કારોનું વર્ણન જૈન દર્શનકારો સર્વજ્ઞ હોવા છતાં જૈન દર્શનમાં કેમ જોવામાં આવતું નથી. પુદ્ગલના તમામ પર્યાયોના જાણકારે તો ત્રિકાલિક પર્યાયોનું વર્ણન બતાવવું જ જોઈએ.

આનું સમાધાન એ છે કે સર્વજ્ઞ દેવો સર્વ દ્રવ્યોના

ત્રિકાલિક ગુણ અને પર્યાયોને જાણવાની શક્તિવાળા છે. કોઈ પણ કાળે સામાન્ય મનુષ્યે આવિષ્કારિત કોઈ પણ આવિષ્કાર સર્વજ્ઞ દેવોથી અજ્ઞાત હોતોજ નથી. અજ્ઞાત હોય તો સર્વજ્ઞ કહી શકાય જ નહીં. વળી અનંતાનંત આવિષ્કારો કુદરતના પડદા પાછળ જગતજીવોથી અજાણરૂપે છે તે પણ તમામ, સર્વજ્ઞ દેવોથી તો જ્ઞાત જ છે. પરંતુ પ્રયોગથી સિદ્ધ બતાવવા જતાં વાસનાનો ભૂખ્યો, તૃષ્ણાનો દાઝયો મનુષ્ય એનાથી અનર્થ મચાવી દે છે! અરે કદાચ! વિશ્વનો સંહાર કરવામાં પણ એ શક્તિઓ ખર્ચી નાખે છે. આજની વૈજ્ઞાનિક સિદ્ધિઓ પાછળ તો અઢળક દ્રવ્ય અને કાળ વ્યય થાય છે. છતાં પુર્ણ સફલતા તો અનિશ્ચિત બને છે.

જ્યારે ભૂતકાળમાં તો તાંબા કે ચાંદીનું સોનું બનાવવાના, અમુક શબ્દપ્રયોગ દ્વારા જગતમાં ઉપસ્થિત મુશ્કેલીઓને દૂર હટાવવાના, દેવતાઓને વશ કરવાના, ભુતલ કે આકાશમાં ઉડ્ડયન કરવાના પૌદ્ગલિક આવિષ્કારો બીલ્કુલ મામુલી દ્રવ્ય અને કાળવ્યયથી ભારતના સંતો કરતા હતા. છતાં પણ આ ભૌતિક આવિષ્કારો કરતાં આત્મિક આવિષ્કારોની મહત્તા તે સમયે વિશેષ હતી. એટલે આવા આવિષ્કારોનો વ્યય, પરાર્થને વિસરી સ્વાર્થ વૃદ્ધિમાં કે દયા–દાન–સહાનુભુતિ અને પરોપકારને ભૂલી જઈ સંગ્રહવૃત્તિમાં ન હતો.

એવા આવિષ્કારોના ઉપયોગમાં ભોગની લાલસા કે અસંતોષની જવાલા નહતી અહંભાવ–સ્વાર્થ અને ભયને

ઉપસ્થિત થવા નહીં દેવામાં તે આવિષ્કારકો સજાગ હતા. ભૌતિકતાની બિમારીથી રોગગ્રસ્ત ન થઈ જવાય તેની સાવધાની હતી. કષાયોની ગ્લાનિ હતી. દુરાચારી વિદ્વાન કરતાં સદાચારી અભણ પ્રત્યે આદર હતો.

તે સમયે આત્મા પ્રત્યે ઉપેક્ષાભાવ ન હતો. જેથી આધ્યાત્મિક સંસ્કૃતિના રક્ષણ સમયે ઉપસ્થીત થતી કટોકટીને નિવારવા માટે જ ભારતના સંતો દ્વારા આવા પ્રયોગો થતા. મરણાંત કષ્ટ આવે તો પણ સ્વદેહના રક્ષણ માટે પરનો ધ્વંસ કરવામાં તેનો ઉપયોગ ન થતો. કારણ કે એ સંતપુરૂષોના જીવનમાં સ્વાર્થ ગૌણ અને પરાર્થ મુખ્ય હતો.

સમય પલટો થતાં માનવીઓમાં સ્વાર્થવૃત્તિ અને વિષયલાલસાઓનું સામ્રાજ્ય વૃદ્ધિ પામતાં તે વસ્તુઓના સદ્વ્યયને બદલે દુર્વ્યય થવાના પરિણામે તે શક્તિઓ હ્રાસ પામી. આ કારણથી જૈનાચાર્યો કેવળ જૈનદર્શનપ્રણિત મૌલિક તત્ત્વને જ નીરૂપીને મૌન રહ્યા છે.

ત્રિકાલિક દ્રવ્ય–ગુણ અને પર્યાયને અનુભવવા માટે વિરાટ જ્ઞાનની જરૂર છે. એ માટે આત્માનો અનુપમ શુદ્ધિકરણ પ્રયોગ જ જરૂરી છે. એ એક પ્રયોગ સિદ્ધ થયેથી વિશ્વનું કોઈ પણ તત્ત્વ અજ્ઞાત રહેતું જ નથી. એ પ્રયોગની સિદ્ધતા માટે કર્મસ્વરૂપને સંપૂર્ણપણે સમજી જૈન દર્શનપ્રણિત આચાર દ્વારા, આત્માની સાથે સંબંધિત કર્મરૂપ પુદ્ગલવર્ગણાને હટાવવાની કોશિષ કરવી જરૂરી

છે. એ રીતે કોશિષ કરનારાઓ જ સર્વજ્ઞ બન્યા છે અને બનસે. તથા શાશ્વત સુખના ભોક્તા બની શકશે.

ભિન્ન ભિન્ન સ્વરૂપે થતું પુદ્દગલ પરિણમન યા પુદ્દગલ આવિષ્કારો થવામાં પરમાણુની વૃદ્ધિ અને ન્યૂન થવાની રીત, પરમાણુની અનંત શક્તિઓનું વર્ણન, પુદ્દગલની ૨૮ સૂક્ષ્મ વર્ગણાઓ, ગ્રાહ્ય–અગ્રાહ્ય વર્ગણાઓ, અચિત મહાસ્કન્ધો, વિવિધ પરિણામો, આ બધાનું શાસ્ત્રીયવર્ણન, પદ્ધત્તિસર, વિસ્તારપૂર્વક સૂક્ષ્મ વિચારોથી જૈન શાસ્ત્રમાં આજે પણ એટલું બધું જોવામાં આવે છે કે જગતના અન્ય કોઈ ગ્રંથમાં નથી. કોઈ પણ વૈજ્ઞાનિક શોધી શકે તેમ નથી. પરંતુ તે વાચવામાં–વિચારવામાં–સમજવામાં નથી કોઈ ટાઈમ લેતું કે નથી કોઈ ટાઈમ લેવાની આવશ્યક્તા સમજતું. ભારતની અમૂલ્ય સમૃદ્ધિરૂપ આ જૈન શાસ્ત્રરૂપી ધન, આધુનિક કાળે બકરીની કોટે બાંધેલા મણિ રત્ન જેવું થઈ ગયું છે. વધુ અફસોસની વાત તો એ છે કે જૈન સમાજનો પણ બહોળો વર્ગ આ વસ્તુથી બિલ્કુલ અજ્ઞાત છે. ધનિકોનો ધન પ્રવાહ, ઉપદેશકોનો ઉપદેશપ્રવાહ, બુદ્ધિમાનોનો બુદ્ધિ પ્રવાહ આજે કોઈ અન્ય માર્ગે જ વહી રહ્યો છે. એટલે જન શાસ્ત્રનો આ વિષય દિનપ્રતિદીન ભૂલાતો જ જાય છે.

પ્રસંગોપાત અહીં આટલો વિષયાંતર કરવો પડયો છે. મુળ વાત તો આપણે અહીં કર્મ અંગે વિચારવાની છે. એટલે કર્મ એ શું ચીજ છે, શામાંથી તૈયાર થાય છે,

કેવી રીતે તૈયાર થાય છે, તેના સંયોગથી આત્માની દશા કેવી બને છે, સૃષ્ટિ રચનામાં પુદ્ગલનો ઉપયોગ કેવી રીતે થતો રહે છે, તે બધું સમજવા માટે બ્રહ્માંડમાં રહેલ પુદ્ગલ વર્ગણાનું સ્વરૂપ આપણે વિચાર્યું. અને તે સ્વરૂપની તથા તે સ્વરૂપના પ્રણેતા સર્વજ્ઞ હોવાની સત્યતા સિદ્ધ કરવા માટે પ્રસંગોપાત વૈજ્ઞાનિક આદિ અન્ય હકિકતો પણ વિચારી. આમાં નથી કોઇના પ્રત્યે દ્વેષભાવ, નથી કંઈ ઝઘડવાનો ભાવ. માત્ર ભાવ છે વસ્તુનિરૂપણ અને સત્યતાની તથા મૌલિક તત્વની કસોટીનો.

હવે આગલા પ્રકરણમાં આત્માની સાથે થતા કાર્મણ વર્ગણાના પુદ્ગલ સંબંધ અંગે વિચારીએ.

# પ્રકરણ ૫ મું

## પુદ્ગલ ગ્રહણ અને પરિણમન

આ જગતમાં રહેલ અનંત પુદ્ગલપદાર્થોના પુદ્ગલ પિંડોમાં રહેલ પરમાણુઓની જુદી જુદી સંખ્યાના કારણે ઔદારિક, વૈક્રિય, આહારકાદિ વર્ગણાઓ બનેલી હોય છે. તેમાં અમુક સંખ્યા સુધીના પરમાણુપીંડની કાર્મણ વર્ગણા બને છે. જીવની સાથે ક્ષીરનીરવત્ સંબંધિત થયેલ તે કાર્મણ વર્ગણાને જ શ્રી સર્વજ્ઞદેવોએ કર્મ તરીકે ઓળખાવેલ છે.

કાર્મણવર્ગણાની સંજ્ઞાથી ઓળખાતા તે પુદ્ગલ પિંડોનું અસ્તિત્વ સદાના માટે લોકાકાશમાં સર્વત્ર વ્યાપ્ત હોવાથી ગમે તે કાળે અને ગમે તે સ્થાનથી જ્ઞાનાદિ ગુણવાળો આત્મા, સલેશ્ય વીર્યરૂપ યોગ વડે તે કાર્મણ વર્ગણાના પુદ્ગલપિંડોને ગ્રહણ કરી, ગ્રહણ સમયે જ કર્મસ્વરૂપે બનાવી દે છે. અહીં સલેશ્ય વીર્ય એટલે શું ? તે વિચારીએ.

વીર્ય અંગે વિચાર કરવાથી વીર્યનો અર્થ યોગ, ઉત્સાહ, બળ, પરાક્રમ, શક્તિ ઈત્યાદિ થાય છે. આ વીર્ય બે પ્રકારનું છે. (૧) લબ્ધિવીર્ય અને (૨) કરણવીર્ય.

આત્મામાં શક્તિરૂપે રહેલું વીર્ય તે લબ્ધિવીર્ય અને તે વીર્યની પ્રવૃત્તિમાં નિમિત્તભૂત મન-વચન અને કાયારૂપ સાધન તે કરણ વીર્ય છે.

કરણવીર્યમાં આત્મિકવીર્યના વાહન રૂપથી વીર્ય શબ્દનો ઉપચાર છે. આત્મજ્ઞાન રહિત જીવને વીર્યગુણની પ્રાથમિક સમજ, કરણવીર્ય દ્વારા જ આપી શકાય છે. કારણ કે લબ્ધિવીર્ય પ્રગટ હોવામાં કરણવીર્ય સંબંધ ધરાવે છે. માટે તે ઉપચાર યોગ્ય છે. વાસ્તવિક રૂપથી તો વીર્યએ શરીરની નહીં પરંતુ આત્માની વસ્તુ છે. વીર્ય એ શરીરનો ગુણ નથી, પરંતુ શરીરનું સર્વ પ્રકારનું સંચાલન કરવાવાળો જે આત્મા શરીરમાં રહેલો છે તેનો ગુણ છે.

વીર્યના સત્ય સ્વરૂપથી અજ્ઞાત લોકો, શરીરની તાકાતને બળને જ વીર્ય સ્વરૂપમાં સમજે છે. પરંતુ શરીરની અંદર રહેલું વીર્ય તો પુદ્ગલમાંથી બનેલું હોવાથી તે તો પૌદ્ગલિક વીર્ય કહેવાય છે. આ પૌદ્ગલિક વીર્યની પ્રકટતાનો આધાર આત્માના વીર્ય ગુણના પ્રકટીકરણ પર જ છે.

જગતના નાના મોટા સર્વ પ્રાણીઓની મન-વચન તથા શરીરની સ્થૂલ યા સૂક્ષ્મ પ્રવૃત્તિમાં આત્માનું વીર્ય જ કામ આપે છે. મન-વચન અને કાયા તો જડ હોવાથી આત્માના વીર્ય વિના કોઈપણ પ્રકારની ક્રિયા કરી શકતાં નથી. કેટલાંક પ્રાણિઓમાં શારીરિક બળ ઉત્કૃષ્ટ હોવા છતાં પણ

માનસિક બળ હોતું નથી. અને કેટલાંક પ્રાણિઓમાં શારીરિક બળ ઓછું હોવા છતાં પણ માનસિક શૌર્ય વિશેષપણે દેખવામાં આવે છે. તેનું કારણ એ છે કે શારીરિક બળનો આધાર આત્મિક બળના વિકાસ પર જ હોય છે. કેટલાંક દુબલાં પ્રાણિ જે નિર્બળ દેખાય છે. તે કયારેક કયારેક અસાધ્ય પુરૂષાર્થ કરી નાખે છે. તથા મોટા શરીરવાળા લોકો એક સાધારણ કાર્યમાં પણ અસફળ થાય છે. એજ આત્મિક બળની આધારનો પ્રત્યક્ષ પુરાવો છે. શારીરિક બળની પ્રચુરતાવાળા કેટલાક મનુષ્યો ડરપોક અને મૂઢ પણ હોય છે. કેમકે તેમની પાસે આત્મવીર્યને પ્રગટ કરવાનું બળ હોતું નથી. તેથી સમજવું જોઈએ કે શારીરિક બળની પરોક્ષમાં આત્મિક બળ વીર્ય જ કામ કરે છે.

આત્મા જ્યારે શરીરનો ત્યાગ કરીને ચાલ્યો જાય છે, ત્યારે મજબુતમાં મજબુત શરીર પણ કાષ્ટની માફક થઈ પડયું રહે છે. એટલે સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે આત્મિક બળ વીર્યના અભાવમાં શારીરિક બળ વ્યર્થ છે.

શરીરગત પૌદ્‌ગલિક વીર્ય એ બાહ્યવીર્ય છે. બાહ્યવીર્ય એ આત્મિક વીર્યના અનેક બાહ્ય સાધનોમાંનું એક બાહ્ય સાધન છે. અર્થાત આત્મિક વીર્ય પ્રગટ હોવામાં બાહ્ય વીર્ય પણ સંબંધ ધરાવે છે. કેવળજ્ઞાની ભગવંતની જ્ઞાનશક્તિથી પણ બે ભાગ થઈ ન શકે એવા અવિભાજ્ય વીર્યનો એક ભાગ "અવિભાજ્ય વીર્ય" કહેવાય છે. એવા અનંત "વીર્ય અવિભાગ" પ્રત્યેક આત્મામાં હોય છે. કેવલી

ભગવાન તથા સિદ્ધ પરમાત્મામાં તો વીર્યાંતરાય કર્મના ક્ષયથી સંપૂર્ણ અને એકસરખું અનન્તલબ્ધિવીર્ય પ્રગટ થયેલું હોવાથી આત્માના તમામ વીર્યાંશ–વિભાગ ખુલ્લા હોય છે. અર્થાત્ તેમનું વીર્ય, "ક્ષાયિક વીર્ય" કહેવાય છે. ક્ષાયિક વીર્યમાં સમગ્ર જગતને પલટાવી નાખવાની શકિત હોય છે. પરન્તુ એ રીતે પલટાવવાનું કોઈ કાળે કરતા નથી. કારણ કે તેવી રીતના પ્રગટ વીર્ય-વાળા આત્માને એવું કરવાનું કોઇ પ્રયોજન હોતું જ નથી. વીર્યના વિષયમાં આવી સ્પષ્ટ હકીકત જૈનદર્શનસિવાય જગતના કોઈ સાહિત્યમાં સમજાવવામાં આવી નથી.

આત્મિક વીર્યની અપૂર્ણતા–અલ્પતા યા બાહુલ્યતા તો પોતપોતાના વીર્યાંતરાય કર્મના ક્ષયોપશમના જ આધારે છે. કોઈપણ વીર્યના તમામ વીર્યાંશ તો કયારે ય પણ ઢંકાતા નથી. કેમકે જો સંપૂર્ણ વીર્યાંશ ઢંકાઈ જાય તો, શરીરનેયોગ્ય પુદ્ગલગ્રહણ એવમ્ પરિણમન તથા ભાષા, શ્વાસોચ્છવાસ, અને મનોવર્ગણાના પુદ્ગલોનું ગ્રહણ પરિણમન તથા આલંબન જીવ કરી શકતો નથી. અને તે વિના જીવ, જીવરૂપે પણ રહી શકતો નથી.

जोगेहिं तयणु रूवं. परिणमइ गिण्हइ ऊणपंचतणू,
पाउग्गे वाऽऽलंबइ, भासाऽऽणु–मणत्तणे खंधे ॥

—कर्मप्रकृति.

અર્થ—મન, વચન અને કાયાના યોગથી (પોત-

પોતાના ) વીર્યયોગના ક્ષયોપશમાનુસારે પાંચ શરીરને યોગ્ય પુદ્ગલ ગ્રહણ કરીને-પરિણમાવીને આત્મા પોતાની સાથે સંબંધિત કરે છે. અને ભાષા શ્વાસોચ્છવાસ તથા મનોવર્ગણાના પુદ્ગલોને ગ્રહણ કરી તે રૂપે પરિણમાવી તેને છોડવામાં હેતુભૂત સામર્થ્યને ઉત્પન્ન કરવા માટે તે ઉશ્વાસાદિ પુદ્ગલોને જ અવલંબે છે. પણછ પર ચઢાવેલું બાણ આગળ ફેંકવાને માટે જેમ પ્રથમ પાછળ ખેંચવું પડે છે. અને એ પશ્ચાદાકર્ષણરૂપ પ્રયત્નથી જ બાણમાં જે અગ્રગમનરૂપ શક્તિ પેદા થાય છે, તેવી રીતે જ ઉશ્વાસાદિ વિસર્જનમાં સમજવું. શરીર પુદ્ગલોનું તો આત્મા વિસર્જન કરતો નથી, પણ સંબંધિત કરીને રાખે છે. અને ઉશ્વાસાદિમાં તો સંબંધિત કરીને રાખી નહીં મુકતાં વિસર્જન કરે છે.

એટલે શરીર પુદ્ગલોમાં ગ્રહણ અને પરિણમન એ બેજ ક્રિયા હોય છે અને ઉશ્વાસાદિમાં તો ગ્રહણ-પરિણમન-આલંબન અને વિસર્જન એ ચાર ક્રિયા પ્રવર્ત્તે છે. આ ગ્રહણ-પરિણમન અને આલંબનમાં મુખ્ય પ્રવર્ત્તક તો આત્મવીર્યરૂપ લબ્ધિવીર્ય જ છે. પરંતુ કરણવીર્ય તેનું સાધન છે.

મન-વચન અને કાયાના પુદ્ગલો દ્વારા પ્રવર્ત્તતું જે આત્મવીર્ય તે યોગ કહેવાય છે. આ મન-વચન અને કાયાનાં પુદ્ગલો સહકારિ કારણ હોવાથી કાર્યનો આરોપ કરીને તેનો પણ શાસ્ત્રમાં યોગ તરીકે વ્યવહાર કર્યો છે.

એટલે જ મન–વચન અને કાયારૂપ સહકારી કારણ દ્વારા ઉત્પન્ન થતા સલેશ્ય વીર્યની યોગ સંજ્ઞા છે. આ યોગસંજ્ઞક વીર્યવડેજ ગ્રહણયોગ્ય પુદ્ગલવર્ગણાઓમાંથી આત્મા, ગ્રહણ–પરિણમન–અવલંબન અને વિસર્જન યથા-યોગ્ય કરે છે.

લેશ્યાવાળા જીવોનું વીર્ય તે સલેશ્યવીર્ય છે. અને લેશ્યા વિનાના જીવોનું વીર્ય તે અલેશ્યવીર્ય છે. લેશ્યા સહિત વીર્યવાળા જીવો સયોગિ કહેવાય છે. અને લેશ્યા રહિત વીર્યવાળા જીવો અયોગી કહેવાય છે. તેનું કારણ એ છે કે લેશ્યાવાળા જીવોના લબ્ધિ (આત્મ) વીર્યનું પ્રવર્ત્તન મન–વચન અને કાયા દ્વારા થતું હોઈ તે જીવો સયોગિ કહેવાય છે. અને લેશ્યા વિનાના જીવોના લબ્ધિ વીર્યમાં મન–વચન અને કાયારૂપ સાધનનો ઉપયોગ હોતો નથી.

અલેશ્ય વીર્ય તો અયોગી કેવલી ગુણસ્થાનકવાળાઓને તથા સિદ્ધોને હોય છે. અલેશ્ય વીર્યદ્વારા પુદ્ગલોનું ગ્રહણ –પરિણમન વિગેરે નહીં હોવાથી અયોગી ગુણસ્થાનકવાળા જીવો કે સિદ્ધના જીવો બિલ્કુલ પુદ્ગલોને ગ્રહણ કરતા નથી.

અલેશ્ય વીર્ય તે વીર્યાંતરાય કર્મના સંપૂર્ણ ક્ષયથી જ હોય છે. અને સલેશ્ય વીર્ય તો વીર્યાંતરાય કર્મના સંપૂર્ણ ક્ષયવાળું પણ હોય છે અને દેશક્ષયવાળું પણ હોય છે. તે અનુક્રમે ક્ષાયિક અને ક્ષયોપશમિક વીર્ય કહે-વાય છે. સલેશ્ય ક્ષાયિક વીર્ય તે સયોગી કેવલીને હોય

છે, અને ક્ષયોપશમિક વીર્ય તે છદ્મસ્થ ( અસર્વજ્ઞ ) ને હોય છે. આ સલેશ્ય ક્ષાયિકવીર્ય તે અકષાયિ જ હોય છે. અને સલેશ્ય ક્ષયોપશમિક વીર્ય તે સકષાયિ અને અકષાયિ એમ બન્ને પ્રકારનું હોય છે. તેમાં સલેશ્ય અકષાયિ ક્ષયોપશમિક વીર્ય તે ઉપશાંત મોહ તથા ક્ષીણમોહ ગુણસ્થાનકવાળાઓને હોય છે. અને સકષાયિ ક્ષયોપશમિક વીર્ય તે સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાનક સુધીના તમામ જીવોને હોય છે.

વળી કૈવલિકવીર્ય અને છાદ્મસ્થિકવીર્ય એ બે પ્રકારનું વીર્યગણી, કૈવલિક વીર્યના સલેશ્ય અને અલેશ્ય એમ બે ભેદ પાડી શકાય છે. તે બન્ને ભેદ અકષાયિ જ હોય છે.

છાદ્મસ્થિકવીર્ય તો સલેશ્ય જ હોય છે, પરંતુ તેના સકષાયિ અને અકષાયિ રૂપ બે ભેદ હોય છે.

લેશ્યાયુક્ત છદ્મસ્થ જીવોના વીર્યાંશ વિભાગ, વીર્યાંતરાય કર્મના સંબંધથી તમામ તો ખુલ્લા હોતા જ નથી. અર્થાત્ ન્યૂનાધિક અંશથી ખુલ્લા હોય છે. અને બીજા વીર્યાંતરાય કર્મથી ઢંકાએલા હોય છે. કયા જીવમાં કેટલા પ્રમાણમાં આત્મિક વીર્ય ખુલ્લું હોય છે, તેની અલ્પતા અને અધિકતાનું વર્ણન, જૈનશાસ્ત્રમાં, અતિ સુંદર રીતે બતાવ્યું છે.

સલેશ્ય ક્ષયોપશમિક અને સલેશ્ય ક્ષાયિક એમ બન્ને પ્રકારના વીર્યમાં દરેકના અભિસંધિજ અને અનભિસંધિ

જ એમ બબ્બે પ્રકાર હોય છે. કર્મના સંયોગથી આત્મપ્રદેશમાં ઉકળતા પાણીની માફક સતત કંપન ચાલુ હોય છે. અને તેની અસર શારીરિક–માનસિક અને વાચિક અનેક બાહ્ય પ્રવૃત્તિઓથી વ્યક્ત થાય છે.

શરીમાં અનેક ધાતુઓ–ઉપધાતુઓ બને છે. પારસ્પરિક સંક્રમણ થાય છે, અનાવશ્યક પદાર્થ શરીરમાંથી વિસર્જિત થાય છે.

નિંદ્રાવસ્થામાં પણ એ પ્રવૃત્તિયો ચાલુ જ રહે છે. આ પ્રકારે થવાવાળી સર્વ પ્રવૃત્તિયોમાં પ્રવૃત્તવીર્યને "અનભિસંધિજવીર્ય" કહેવાય છે.

આપણે હાલીયે છીએ, ચાલીયે છીએ, તે સમયે અગર તો હાથ વડે કંઈક ઉંચકવા ટાઈમે વિશેષ બળની જે આશ્યકતા રહે છે, એવી ઐચ્છિકપ્રવૃત્તિયોમાં પ્રવૃત્ત વીર્યને "અભિસંધિજવીર્ય" કહેવાય છે.

આ બન્ને પ્રકારે થતા વીર્યપ્રવર્તનથી આત્મામાં સતત રૂપે કર્મનો પ્રવેશ થતો જ રહે છે, અને કર્મબન્ધન થાય છે. આત્મામાં અસંખ્ય આત્મપ્રદેશો છે, અને પ્રત્યેક આત્મપ્રદેશમાં અંસખ્ય અસંખ્ય વીર્યાંશ છે. સલેશ્ય આત્માના વીર્યમાંથી જેટલું વીર્ય, કર્મ વડે અવરાએલું છે, તેટલા વીર્યને આવૃત્ત વીર્ય કહેવાય છે. વીર્યાંતરાય કર્મના ક્ષયોપશમ અથવા ક્ષયથી પ્રગટ થયેલું વીર્ય તે લબ્ધિ વીર્ય કહેવાય છે. અને લબ્ધિ વીર્યમાંથી જેટલું વીર્ય, મન–

વચન અને કાયયોગ દ્વારા પ્રવર્ત્તે છે, તેને પરિસ્પન્દ વીર્ય કહેવાય છે. ઉકળતા પાણીના ચરૂમાં જેમ પાણી ઉકળતું જ રહે છે, તેવી રીતે આત્મપ્રદેશમાં પણ કર્મના સંબંધથી મને વિગેરેની પ્રવૃત્તિયાં ચાલુ હોવાથી સ્ફુરણા થતી જ રહે છે. જેથી સયોગી આત્માનું લબ્ધિવીર્ય સ્થિર નહીં રહેતાં પ્રકંપિત બને છે. આત્મવીર્યની પ્રકંપિત અવસ્થામાં બળ–શક્તિ અને મન વીગેરેની પ્રવૃત્તિ અનુસાર, ન્યુનાધિક પ્રમાણમાં કાર્મણ વર્ગણાના પુદ્‌ગલ સમૂહ–સ્કંધોને આત્મા ગ્રહણ કરે છે. કાર્મણ વર્ગણાનાં પુદ્‌ગલ સમુહ તો લોકાકાશમાં સર્વત્ર વ્યાપ્ત હોવા છતાં પણ, જે આકાશપ્રદેશોને વિષે જીવ અવગાહી રહ્યો હોય છે, તે પ્રદેશે જ અવગાહી રહેલ કર્મસ્કંધના દલિકોને જીવ ગ્રહણ કરે છે. અંનતર કે પરંપર પ્રદેશાવગાઢ દલિકોનું ગ્રહણ જીવ કરતો નથી. વળી તે પુદ્‌ગલ ગ્રહણમાં જીવના પોતાના સર્વ પ્રદેશોનો પ્રયત્ન થાય છે. કારણ કે પ્રત્યેક જીવના સર્વ જીવ પ્રદેશોનો પરસ્પર સંબંધ સાંકળના અંકોડાની પેઠે હોવાથી જેમ કોઈ વસ્તુ ગ્રહણ કરવા માટે અંગુલી પ્રવર્ત્તે એટલે કરતલ––મણિબંધ–ભુજા–ખભો એ સર્વ અનંતર પરંપરાએ બળ કરે છે, તેવી રીતે પુદ્‌ગલ ગ્રહણમાં પણ સર્વ જીવ પ્રદેસો અંગે સમજવું. અહીં સાંકળની કડીઓનું દ્રષ્ટાન્ત પરસ્પર ભિન્ન નહિં પડવારૂપ સંબંધની અપેક્ષાએ છે.

જીવના સર્વ પ્રદેસોવડે ગ્રહણકરાતા તે પુદ્‌ગલ સ્કંધ સમૂહોમાં અનંત વર્ગણાઓ તથા પ્રત્યેક વર્ગણામાં અનન્ત પરમાણુઓ હોય છે.

યોગ સ્થાનકો તે આત્માને નવાં નવાં કર્મોનું બન્ધન કરાવતાં હોવાથી પ્રતિસમયે અનેક પુદ્ગલસમુહ સતત રૂપથી આત્મામાં આવ્યા જ કરે છે. એ પ્રમાણે વિભાવદશામાં (કર્મથી સંબંધિત અવસ્થામાં) આત્માના વીર્યની વિપરીત પ્રવૃત્તિ વડે અસંખ્ય પુદ્ગલોથી આત્મા ઢંકાઇ જાય છે. મન-વચન અને કાયા દ્વારા થતું વીર્યપ્રવર્ત્તન તે વિપરીત પ્રવર્ત્તન છે.

પ્રકંપિત વીર્યદ્વારા આત્મામાં નવાં નવાં કર્મોનો બંધ થતો જ રહે છે. પરંતુ તે સમયે કર્મનું શુભાશુભ રૂપે ઉત્પન્ન થતું પરિણમન તો તે સમયે વર્ત્તતા જીવના જ્ઞાનોપયોગ અને દર્શનોપયોગના આધારે જ છે. કેમકે ઉપયોગ વિના વીર્ય સ્ફુરિત થઈ શકતું નથી. માટે કર્મનું શુભાશુભપણું ઉપયોગના અનુસારે જ થાય છે. આ જ્ઞાનો-પયોગ અને દર્શનોપયોગની સમજ આગળ વિચારાઈ ગઈ છે. આ ઉપયોગની પ્રવૃત્તિ જ્યારે શુભ કાર્યમાં હોય છે, ત્યારે શુભ ઉપયોગ કહેવાય છે. અશુભ તથા અશુદ્ધ ભાવે પ્રવૃત્તિ હોય છે ત્યારે અશુભ યા અશુદ્ધ ઉપયોગ કહેવાય છે. ધર્મધ્યાનાદિ શુભમાં પ્રવૃત્તિ તે શુભ ઉપયોગ છે.

વિષય વાસનાદિ ઈન્દ્રિયોના વિષયમાં થતી પ્રવૃત્તિ તે અશુભ ઉપયોગ છે. અને રૌદ્રધ્યાન-તીવ્ર ક્રોધાદિ વિચાર અને વર્ત્તન ઇત્યાદિમાં અશુદ્ધ ઉપયોગ છે. શુભ ઉપયોગ પ્રવૃત્તિથી દેવ અને મનુષ્યની ગતિ તથા અશુભ ઉપયોગથી તિર્યંચની ગતિ અને અશુદ્ધ જ્ઞાન-દર્શનોપયોગથી નરક-

ગતિને યોગ્ય કર્મ બંધાય છે. શુભ–અશુભ અને અશુદ્ધ ઉપયોગ ઉપરાંત ચોથો શુદ્ધ ઉપયોગ પણ છે. સહજ સ્વરૂપથી નિર્વિકલ્પ સ્વરૂપમાં પરિણમિત રહેવાની સ્થિતિ તે શુદ્ધ ઉપયોગ છે. શુદ્ધ ઉપયોગની પ્રવૃત્તિમાં કર્મનિર્જરા અને મોક્ષ પ્રાપ્તિ થાય છે.

કેવા ભાવથી ઉપયોગને પરિણમિત કરવો અગર ન કરવો તેની જાગૃતિની ક્ષણે ક્ષણે જીવને અતિ અગત્યતા છે. શુદ્ધ ઉપયોગ જે નિરાકાર અને નિર્વિકલ્પ સ્વરૂપ છે, તેમાં જ શાંતિ, આનંદ અને કર્મક્ષય કરવાનું સામર્થ્ય છે. તે સિવાય શુભ–અશુભ અને અશુદ્ધ ઉપયોગમાં (જ્ઞાનોપયોગ અને દર્શનોપયોગમાં) દુઃખની ઉત્પત્તિ થાય છે. જેમજેમ શુભ, અશુભ અને અશુદ્ધ ઉપયોગમાં લીન થવાય છે તેમ તેમ આત્માનો વિકાસ રોકાઈ જાય છે. શુદ્ધ ઉપયોગમાં સ્થિરતા રહી ન શકે તો પણ શુદ્ધ ઉપયોગનું લક્ષ રાખીને શુભ ઉપયોગમાં પરિણત રહેવાથી, શુદ્ધ ઉપયોગમાં જવાની સરલતા થાય એવાં સાધન જીવને પ્રાપ્ત થાય છે. એ અપેક્ષાએ શુભ ઉપયોગ ઠીક છે.

પરંતુ શુદ્ધ ઉપયોગના લક્ષ વિના વિશ્વની માયાના લક્ષથી કરાતો શુભ ઉપયોગ ભાવિ દુઃખના કારણભૂત થાય છે. શુભ–અશુભ અને અશુદ્ધ ઉગયોગ તે વૈભાવિક છે. તે ત્રણે ઉપયોગમાં રાગ–દ્વેષની પરાધીનતા હોવાથી પરભાવ રસણ છે. એવા વૈભાવિકઉપયોગની રમણતામાં સહાયક વીર્ય

પણ વૈભાવિક છે. એ પ્રકારે વૈભાવિકરૂપે પ્રવર્ત્ત હોવાવાળી આત્મગુણોવાળી આત્મદશા પણ વૈભાવિક છે.

જ્યારે આત્મા શુદ્ધ ઉપયોગમાં લીન થાય છે, ત્યારે જ્ઞાન અને દર્શનનો ઉપયોગ તે રાગ–રાગદ્વેષની પરાધીનતા રહિત હોવાથી ચારિત્રરૂપ સ્વભાવ દશામાં આત્માનું રમણ થાય છે. તે સમયનું સહાયક વીર્ય, સ્વભાવિક વીર્ય કહેવાય છે. એ રીતના સ્વભાવિકરૂપથી પ્રવૃત્ત હોવાવાળું વીર્ય, ઉત્કૃષ્ટ વીર્ય કહેવાય છે. ઉત્કૃષ્ટ વીર્ય પર યોગનો કોઈ પ્રભાવ પડી શકતો નથી. જેમ જેમ કર્મની સંખ્યા ઓછી થતી જાય છે, તેમ તેમ વીર્યમાં સ્થિરતા થતી જાય છે.

અર્થાત્ ઉચ્ચ ગુણસ્થાનકની પ્રાપ્તિથી ત્રણે યોગની પ્રવૃત્તિયોમાં મંદતાના પ્રમાણમાં આત્મવીર્ય અનાવૃત્ત બની વિકસીત થતું જાય છે. તથા મન–વચન અને કાયાના યોગોની સ્થિરતા વૃદ્ધિ પામવાથી આત્મશક્તિની ચંચલતા પણ ઓછી બની જઈ સ્થિર થતી જાય છે. આગળના ગુણસ્થાનકોમાં જેમ જેમ યોગની સ્થિરતા થતી જાય છે, તેમ તેમ આત્મ શક્તિ વૃદ્ધિ પામે છે. જેમ જેમ આત્મ શક્તિ વૃદ્ધિ પામે છે, તેમ તેમ મન–વચન અને કાય યોગોનો પ્રભાવ આત્મા ઉપરથી ઓછો થતો જાય છે. અને ધીમે ધીમે આત્મામાં પુદ્ગલો લેવાનું બંધ થતું જાય છે. અહીં પુદ્ગલ અને આત્મા બન્ને સ્વતંત્ર થઈ જાય છે. ત્યારબાદ એક બીજા પર કોઈ પ્રભાવ રહેતો નથી. એ રીતે રત્નત્રયીની સંપૂર્ણ પ્રાપ્તિથી અને વીર્યાંતરાય કર્મનો સર્વથા ક્ષય થઈ

જવાથી મેરૂપર્વત તથા સમગ્ર વિશ્વને પણ પલટાવી શકે એવું અક્ષય આત્મવીર્ય, ક્ષાયિકભાવથી પ્રકટ થાય છે. એવા વીર્યદ્વારા આત્મા, શૈલેશી મેરૂ પર્વત જેવો સ્થિર અને દૃઢ થઈ જાય છે. અને યોગ રહિત થવાથી સ્થિર વીર્યવંત બને છે. પછી આત્મા પુદ્ગલ ગ્રહણ કરતો નથી. કારણ કે અહીં તેની અયોગિ અવસ્થા છે.

આ ઉપરથી સમજી શકાય છે કે જે વીર્યપ્રવૃત્તિમાં મન–વચન અને કાયાનો સહકાર છે તે વીર્યની "યોગ" સંજ્ઞા છે. કાર્મણવર્ગણાનાં પુદ્ગલોનું ગ્રહણ પણ આ યોગ સંજ્ઞક વીર્યથી જ થાય છે. આ કાર્મણવર્ગણા અનંતાનંત પ્રદેશયુક્ત સ્કંધોવાળી હોય છે. ચૌદ રાજલોકનો એક પણ અંશ, કાર્મણ વર્ગણા રહિત નથી. એટલે કોઇ પણ જગ્યાએ રહેલા જીવને કાર્મણવર્ગણા મળી રહે છે. ચૌદ રાજલોકમાં સર્વત્ર કાર્મણવર્ગણાઓ હોવા છતાં તે વર્ગણાઓ કંઈ સ્વયં ઉડીને આત્મ પ્રદેશો સાથે ચોંટી જતી નથી. જેમ લોઢાનો સ્વભાવ ખેંચાઈને અયસ્કાન્ત મણિને વળગી જવાનો છે, પરંતુ લોઢા સામે અયસ્કાન્તમણિનું આકર્ષણ હોય તો જ લોઢું અયસ્કાન્તમણિને વળગે છે. એમને એમ વળગી જતું હોત તો જગતમાં કોઇ સ્થળે અયસ્કાન્તમણિ અને લોઢું અલગઅલગ દૃષ્ટિગોચર થાત જ નહીં. તેવી રીતે કાર્મણ વર્ગણાને, યોગના બળથી જ આત્મા પોતાના ભણી ખેંચે છે.

જેમ અયસ્કાન્તમણિમાં લોઢાને ખેંચવાની કુદરતી શક્તિ છે, અને લોઢામાં ખેંચાવાની લાયકાત છે, તેમ

આત્મામાં યોગબળથી કાર્મણવર્ગણાને ખેંચવાની શક્તિ છે, અને કાર્મણવર્ગણામાં ખેંચાવાની લાયકાત છે. જેમ લોઢામાં ખેંચવાની કે અયસ્કાન્તમાં ખેંચાવાની લાયકી નથી તેમ કાર્મણ વર્ગણામાં આત્માને ખેંચવાની કે આત્મામાં ખેંચાવાની લાયકી નથી.

કાર્મણ વર્ગણાના પુદ્ગલોને આત્મા કર્મરૂપે, પોતાના સ્વભાવને આવરનાર તરીકે બનાવે અને પુદ્ગલમાં એવી તાકાત છે કે તે આત્માના સ્વભાવને આવરનાર તરીકે પરિણામ પામી શકે.

બે પૃથક્ પૃથક્ વસ્તુમાં એકનો ખેંચાવાનો અને બીજાનો ખેંચવાનો સ્વભાવ હોય તો જ બે વસ્તુનો સંબંધ થઈ શકે છે. અને એજ ન્યાયે કાર્મણવર્ગણાઓ જીવને ચોંટી શકે છે. વસ્તુનો આવો સ્વભાવ તે કૃત્રિમ નથી પણ કુદરતી છે.

પ્રત્યેક સમયે સંસારીજીવ કાર્મણવર્ગણાઓને ખેંચે છે. પરમાણુઓમાં ચિકાશ હોવાથી પૂર્વના કર્મ સાથે બીજી નવી આવેલી કાર્મણવર્ગણા–કર્મ ચોંટી જાય છે. જીવ પ્રત્યેકસમયે કંઈ સરખીસંખ્યાપ્રમાણ કાર્મણ-વર્ગણાઓ ખેંચતો નથી, પરંતુ તે ખેંચાતી કાર્મણ વર્ગ-ણાની સંખ્યાનું પ્રમાણ, અને પૂર્વના કર્મની સાથે નવી આવતી કાર્મણવર્ગણા ચોંટવાના જોસનું પ્રમાણ તે સમયે વર્ત્તતા જીવના યોગબળ ઉપરજ આધાર રાખે છે. યોગ-

બળ ઓછું હોવાના સમયે કાર્મણવર્ગણાનું ગ્રહણ ઓછી સંખ્યા પ્રમાણ હોય છે. અને યોગબળની વિશેષ પ્રવૃત્તિના સમયે કાર્મણવર્ગણાનું ગ્રહણ વિશેષ પ્રમાણમાં હોય છે.

સંસારી જીવે ગ્રહિત, પ્રતિસમય કર્મરૂપે પરિણમન પામતી કાર્મણવર્ગણાના પ્રદેશસમૂહના આત્મા સાથે મિશ્રણ થવા ટાઈમે જુદા જુદા ભાગ પડી જાય છે. અને તે પ્રત્યેક ભાગમાં સ્વભાવનો નિર્ણય, આત્મપ્રદેશો સાથે મિશ્રિતપણે ટકી રહેવાના વખતનો નિયમ અને સ્વભાવ બતાવવાના જુસ્સાનો પણ માપપૂર્વક ચોક્કસ ધોરણસર નિયમ, તે કાર્મણવર્ગણાના ગ્રહણ સમયે જ નિયત થઈ જાય છે. વળી પ્રતિસમય ગ્રહિતકાર્મણવર્ગણામાંથી કર્મરૂપે થતા પરિણમનમાં સર્વ પ્રદેશ (અણુ) સમુહના સ્વભાવ –સ્થિતિ અને રસનું નિર્માણ કંઈ એક સરખું થતું નથી. પરંતુ ભાગલારૂપે વ્હેંચાઈ પ્રત્યેક ભાગલાના પ્રદેશ સમુહમાં તે નિર્માણ જુદી જુદી રીતનું થાય છે.

દરેક ભાગમાં પ્રદેશસમુહની વ્હેંચણી પણ સરખી સંખ્યા પ્રમાણ નહીં થતાં અમુક નિયત ધોરણેજ ન્યુનાધિક રીતે થાય છે.

આ રીતે એકજ સમયે ગ્રહિત કાર્મણવર્ગણામાંથી પરિણામ પામેલ કર્મના ભાગલા પડી જઈ, પ્રત્યેક ભાગમાંના પ્રદેશ સમુહની અલગ અલગ રીતે સ્વભાવ–સ્થિતિ અને રસ (પાવર–જુસ્સો) તથા પ્રદેશ

સંખ્યાના નિર્માણ થવાની હકિકત કેટલાકને આશ્ચર્યકારી લાગશે, પરંતુ તેમાં કંઈ આશ્ચર્ય જેવું નથી. કારણ કે જીવ અને પુદ્ગલોની અચિંત્ય શક્તિઓ પ્રત્યક્ષ દેખાય છે. એકજ કારણથી થતા કાર્યમાં અનેક વિચિત્રતા ઉત્પન્ન થવાની પ્રત્યક્ષતા, એકસ્વરૂપવાળા એવા એક બીજાથી વિચિત્ર પ્રકૃત્યાદિવાળા વિચિત્ર અવયવોવાળી વનસ્પતિઓમાં આપણે અનુભવીયે છીએ. તદુપરાંત ભોજનનો કોળીયો ઉદરમાં પ્રવેશ્યા બાદ તેજ કોળીયાનું રસ–રૂધિર–માંસ–મેદ–અસ્થિ–મજ્જા અને વીર્ય એ સાત ધાતુરૂપ વિવિધ રીતે થતું પરિણમન તે આપણા રોજેરોજના અનુભવની વાત છે.

શરીરમાં સાતે ધાતુઓની નિરંતર એક પ્રકારની રસાયનિક ક્રિયા ચાલ્યા કરે છે. જે ખોરાક ખાવાપીવામાં આવે છે તે હોજરી અને આંતરડામાં પરિપકવ થઈ નાડીઓમાં ખેંચાઈ તેમાંથી મળમૂત્ર જુદાં પડે છે. અને તેમાંથી સારરૂપ જે રસના સ્થાન હૃદયમાં જઈ હૃદયમાંહેના મૂળ રસમાં મળે છે, અને ત્યાંથી શરીરમાં પ્રસાર પામી સર્વ ધાતુઓનું પોષણ કરે છે. હૃદયમાં ગયા પછી આ રસના ત્રણ વિભાગ થાય છે. ૧. સ્થૂલ ૨. સૂક્ષ્મ અને ૩. મળ. સ્થૂલરસ પોતાની જગ્યાએ રહે છે, સૂક્ષ્મરસ ધાતુમાં જાય છે. અને મળ તે રસધાતુઓના મળમાં જઈ મળે છે.

આહારમાંથી થતી આ રીતની રસાયનિક ક્રિયા

ઉપરથી સમજુ માણસ સ્હેજે સમજી શકશે કે એક જ સમયે ગ્રહિત કાર્મણવર્ગણાના, કર્મરૂપે થતા પરિણમનમાં પણ અમુક અમુક સંખ્યા પ્રમાણ પ્રદેશ સમુહવાળા જુદા જુદા પ્રકારના ભાગલા પડી જઈ તે પ્રત્યેક ભાગલાવાળા કર્મપ્રદેશસમુહમાં, સ્વભાવ–સ્થિતિ અને રસ (પાવર)નું નિર્માણ, વિવિધ રીતે પરિણમે એમાં કંઈ આશ્ચર્ય જેવું નથી.

આ રીતે એકજ અધ્યવસાયવડે ગ્રહણ કરાતા કાર્મણવર્ગણાના દલિકોમાંથી કેટલાંક દલિકો જ્ઞાનાવરણ કર્મપણે પરિણમે છે, કેટલાંક દર્શનાવરણપણે પરિણમે છે. એ પ્રમાણે વધુમાં વધુ આઠકર્મરૂપે પરિણમે છે. આ પ્રમાણે એકાધ્યવસાયગૃહિત દલિકના, વધુમાં વધુ આઠ ભાગલા પડી જુદા જુદા આઠ સ્વભાવ ઉત્પન્ન થાય છે.

સાત કર્મ બાંધનાર જીવને સાત ભાગ, છ કર્મ બાંધનાર જીવને છ ભાગ, અને એક કર્મ બાંધનાર જીવને એક જ ભાગ થાય છે. કર્મની મૂલ પ્રકૃતિ આઠ હોવાથી ગૃહિત દલિકોના-વધુમાં વધુ ભાગલા પડે તો આઠ જ પડે છે. અને પછી મૂલ પ્રકૃતિના દલિકોમાંથી તેની ઉત્તર પ્રકૃતિરૂપે જુદા જુદા ભાગ પડે છે.

આ ઉપરથી સમજી શકાય છે કે કર્મ એ પુદ્ગલ દ્રવ્યની એક પ્રકારની અવસ્થા છે. કાર્મણવર્ગણા સ્વરૂપે

રહેલ પુદ્ગલઅવસ્થાનો આત્માની સાથે સંબંધ થવા ટાઈમે તે અવસ્થા પલ્ટો પામી કર્મસ્વરૂપની અવસ્થાને પ્રાપ્ત થાય છે. વસ્તુની અવસ્થામાં પલ્ટો થવો તે તેનું પરિણમન કહેવાય છે. પરિણમન થવામાં કંઈ કોઈ મૌલિક તત્ત્વની નવી ઉત્પત્તિ નથી. મૌલિક વસ્તુ તો તેમાં કાયમી છે, પરંતુ પરિણમન યા અવસ્થાનો તેમાં પલ્ટો છે. જેમ પ્રાણિઓના શરીરમાં રહેલી સાત ધાતુઓ (રસ–રૂધિર–માંસ–મેદ–અસ્થિ–મજ્જા અને વીર્ય) તે પ્રાણિએ ગ્રહણ કરેલ ખોરાકનું પરિણમન છે, તેમ કર્મ એ પુદ્ગલનું એક પરિણમન છે. પરિણમન પામેલ પુદ્ગલના વર્ણ–ગંધ–રસ અને સ્પર્શમાં પલ્ટો થઈ જવાથી તેના સ્વભાવમાં પણ પલ્ટો થાય છે. પુદ્ગલ પરિણમન સદાના માટે એક સરખું ટકી રહેતું નથી. અમુક ટાઈમ સુધી અમુક પરિણમનરૂપે રહી ત્યારબાદ અન્ય પરિણમનરૂપે પરિણમે છે. અનાજમાંથી પરિણમેલ સપ્તધાતુમાં જે સ્વભાવ પ્રગટ થાય છે તે સ્વભાવનું પ્રાગટ્ય અનાજમાં હોતું નથી. તેવી રીતે કાર્મણ-વર્ગણાના પુદ્ગલોમાંથી પરિણમેલ કર્મમાં જે સ્વભાવ પ્રગટ થાય છે તે સ્વભાવનું પ્રાગટ્ય કાર્મણવર્ગણાના પુદ્ગલોમાં કર્મરૂપે પરિણમેલ અવસ્થા પહેલાં હોતું નથી.

ખોરાકનું સપ્તધાતુરૂપે થતું પરિણમન પ્રાણિયોના શરીરમાં જ થાય છે. પ્રાણિયોના ઉદરમાં પ્રવેશ્યા સિવાય સૃષ્ટિમાં ઢગલા બંધ પડેલા અનાજનું જેમ સપ્તધાતુરૂપે પરિણમન થતું નથી, તેમ પુદ્ગલોમાં અનેકરૂપે પરિણમન

થવાનો સ્વભાવ હોય છે, પરંતુ અમુક અમુક સંયોગોની પ્રાપ્તિએજ તે તે સંયોગને અનુરૂપ પૃથક્ પૃથક્ રીતે પરિણમન થઈ શકે છે. અને તેથીજ કર્મરૂપે થતું પુદ્‌ગલ પરિણમન તે કાર્મણવર્ગણારૂપે રહેલ પુદ્‌ગલમાંથી જ થઈ શકે, અને કાર્મણવર્ગણાના પુદ્‌ગલમાંથી કર્મરૂપે પરિણમન તો આત્માની સાથે સંબંધ થવાથી જ થઈ શકે. માટે કર્મને એક વસ્તુ કે એક પદાર્થ જે જાણે તેજ કર્મ સ્વરૂપ બરાબર સમજી શકે.



# પ્રકરણ ૬ ઠું

## પ્રકૃતિ બંધ

આત્માની સાથે સંબંધિત થવા સમયે કાર્મણવર્ગણાના પુદ્ગલોના કર્મરૂપે થતા પરિણમનમાં તે પુદ્ગલોના પ્રદેશસમુહો આઠ વિભાગમાં વહેંચાઈ જઈ તે દરેક ભાગમાં જુદા જુદા સ્વભાવોનું નિર્માણ થાય છે. તે સ્વભાવદ્વારા તે કર્મપુદ્ગલો, આત્માને અમુકઅમુક પ્રકારની અસર કરનારાં થાય છે. તે સ્વભાવને અનુલક્ષીને તે કર્મપુદ્ગલોનાં જૈનશાસ્ત્રમાં અન્વર્થ નામો નિયત કરવામાં આવ્યાં છે. કર્મના આ સ્વભાવ નિર્માણને પ્રકૃતિબંધ કહેવાય છે.

કર્મના અસંખ્ય પ્રભાવો આપણે અનુભવીએ છીએ. એટલે તે પ્રભાવોના ઉત્પાદક સ્વભાવપણ વાસ્તવિક રીતે તો અસંખ્યાત છે. તો પણ તે સર્વનું થોડામાં વર્ગીકરણ કરીને આઠ વિભાગ રૂપે દર્શાવ્યું છે.

જૈન કર્મશાસ્ત્રમાં કર્મની આઠ મૂળ પ્રકૃતિયો માનવામાં આવી છે. તે પ્રકૃતિયો પ્રાણિને ભિન્ન ભિન્ન પ્રકારે અનુકૂળ અને પ્રતિકુળ ફળ આપનારી થાય છે. તે આઠ મૂળ પ્રકૃતિનાં નામ આ પ્રમાણે છે.

(૧) જ્ઞાનાવરણીય (૨) દર્શનાવરણીય (૩) વેદનીય (૪)

મોહનીય (૫) આયુ (૬) નામ (૭) ગોત્ર અને (૮) અંતરાય.

મતિઆદિ પાંચ જ્ઞાનોનું આવરણ કરવાના સ્વભાવવાળો કર્મપ્રદેશનો જે જત્થો તે **જ્ઞાનાવરણીય** કર્મ કહેવાયછે.

ચક્ષુદર્શનાદિ દર્શનોનું આવરણ કરવાના સ્વભાવવાળા કર્મપ્રદેશના જત્થાને **દર્શનાવરણીય** કર્મ કહેવાય છે.

સાંસારિક સુખ–દુઃખના સંવેદન કરાવવાના સ્વભાવવાળો કર્મપ્રદેશનો જત્થો તે **વેદનીય** કર્મ કહેવાય છે.

આત્મામાં મોહ અને અજ્ઞાન ઉત્પન્ન કરવાના સ્વભાવવાળા કર્મપ્રદેશના જત્થાને **મોહનીય** કર્મ કહેવાય છે.

અમુક ભવમાં અમુક ટાઈમ સુધી જીવને ટકાવી રાખવાના સ્વભાવવાળા કર્મપ્રદેશના જત્થાને **આયુષ્ય** કર્મ કહેવાય છે.

આત્માને જુદા જુદા આકારો, નામો વિગેરે ધારણ કરવામાં કારણભૂત સ્વભાવવાળા કર્મપુદ્ગલોના જત્થાને **નામ** કર્મ કહેવાય છે.

પ્રાણિઓની જાતિઓમાં ઉચ્ચપણાનું તથા નીચપણાનું પ્રેરક જે કર્મ છે, તેને **ગોત્ર કર્મ** કહેવાય છે.

આત્માની દાનાદિ પાંચ લબ્ધિઓનું આવરણ કરવા સાથે તે પ્રવૃત્તિ કરવામાં રોકાવટ કરવાના સ્વભાવવાળા કર્મપુદ્ગલના જત્થાને **અંતરાય** કર્મ કહેવાય છે.

જ્ઞાનાવરણીય—

આ કર્મનો સ્વભાવ આત્માના જ્ઞાનગુણને આચ્છાદન કરવાનો છે. ભિન્ન ભિન્ન જીવોમાં જ્ઞાનશક્તિ ભિન્ન ભિન્ન પ્રકારે વર્ત્તતી હોઈ તે તમામ જ્ઞાનશક્તિઓને પાંચ પ્રકારમાં ગણી લેવાથી તે પાંચ પ્રકારમાંથી જે જે પ્રકારના જ્ઞાનને જે જે કર્મપુદ્ગલોનો જત્થો આવરે છે, તે તે જત્થાને તે તે પ્રકારનું જ્ઞાનાવરણીય કર્મ કહેવાય છે. જ્ઞાન પાંચ હોવાથી જ્ઞાનાવરણીયકર્મનાં પુદ્ગલોની જાત પણ પાંચ પ્રકારે છે. (૧) મતિજ્ઞાનાવરણીય (૨) શ્રુતજ્ઞાનાવરણીય (૩) અવધિજ્ઞાનાવરણીય (૪) મનઃપર્યવજ્ઞાનાવરણીય અને (૫) કેવલજ્ઞાનાવરણીય.

આ પ્રમાણે જ્ઞાનાવરણીય કર્મના ઉત્તરભેદો પાંચ પ્રકારે છે.

મતિજ્ઞાનનું આચ્છાદન કર્મ તે **મતિજ્ઞાનાવરણીય.**

શ્રુતજ્ઞાનનું આચ્છાદન કર્મ તે **શ્રુતજ્ઞાનાવરણીય.**

અવધિજ્ઞાનનું આચ્છાદન કર્મ તે **અવધિજ્ઞાનાવરણીય.**

મનઃપર્યવજ્ઞાનનું આચ્છાદન કર્મ તે **મનઃપર્યવજ્ઞાનાવરણીય.**

કેવલજ્ઞાનનું આચ્છાદન કર્મ તે **કેવલજ્ઞાનાવરણીય.**

આ જ્ઞાનાવરણીય કર્મોનું આચ્છાદન ગમે તેટલું આત્મપ્રદેશો પર હોવા છતાં જીવની જ્ઞાનમાત્રા બીલ્કુલ તો ક્યારેય પણ ઢંકાઈ જતી નથી. થોડીઘણી જ્ઞાનમાત્રા તો સદાના માટે જીવમાં ખુલ્લી જ રહે છે. એટલે કેવલ જ્ઞાનાવરણીય કર્મવડે કેવલજ્ઞાનનું આચ્છાદન થવા છતાં પણ જ્ઞાનનો ખુલ્લો રહેલો પ્રકાશ, અવધિ અને મનઃપર્યવ જ્ઞાનાવરણીય કર્મ વડે આવરાય છે.

ત્યારબાદ પણ ખુલ્લા રહેલા પ્રકાસનું મતિ અને શ્રુત જ્ઞાનાવરણીય કર્મ તે આવરણ બને છે. તેમ છતાં પણ ખુલ્લા રહેલા મતિ અને શ્રુત જ્ઞાનના ક્ષયોપશમરૂપ યથા શક્તિ પ્રકાશ વડે સર્વ જીવોનો પોતપોતાનો વ્યવહાર ચાલે છે.

**દર્શનાવરણીય—**

આ કર્મનો સ્વભાવ, જીવના દર્શન ગુણને આચ્છાદન કરનારો છે. જ્ઞાનનું આવરણ તે જ્ઞાનાવરણીય અને દર્શનનું આવરણ તે દર્શનાવરણીય.

અહીં આવરણ કર્મનું અસ્તિત્વ તે જ્ઞાન અને દર્શનના હિસાબે જ છે. આવરણ પામનારી ચીજ હોય તોજ આવરણ કરનારી ચીજ હોઈ શકે..

આવરણ પામનારી ચીજ જ ન હોય તો આવરણ કરનારી ચીજ આવરણ પણ શાનું કરે ? માટે જ્ઞાનાવરણીય તે જ્ઞાનનું આવરણ કરનાર હોવાથી જ્ઞાનની સંખ્યા પ્રમાણ જ

જ્ઞાનાવરણીય કર્મ હોય. કારણકે જ્ઞાન હોઇને જ જ્ઞાનાવરણીય કર્મનું અસ્તિત્વ છે. માટે જ્ઞાન પાંચ તો જ્ઞાનાવરણીય કર્મ પણ પાંચ છે.

એ રીતે દર્શન તે ચાર છે, તો દર્શનાવરણીય કર્મ પણ ચાર જ હોઈ શકે. પરંતુ જ્ઞાનાવરણીય કર્મ કરતાં દર્શનાવરણીય કર્મમાં એક વિશેષતા એ છે કે ચક્ષુઆદિ દર્શનાવરણીય કર્મના ક્ષયોપશમથી ખુલ્લા રહેલા દર્શનગુણનું પણ આવરણ કર્મ છે. અને તે નિદ્રારૂપે ભોગવાય છે. કેવલદર્શનાવરણીય તે કેવલદર્શનલબ્ધિનો સર્વથા ઘાત કરે છે, પરન્તુ તથાસ્વભાવથી દર્શનનો થોડો અંશ અનાવૃત–ખુલ્લો રહે છે, તેનો ચક્ષુ–અચક્ષુ અને અવધિ દર્શનાવરણીય કંઈક ઘાત કરે છે. અને આ ત્રણેના ક્ષયોપશમથી પ્રાપ્ત દર્શન લબ્ધિનો, નિદ્રાદિ ઘાત કરે છે.

ચક્ષુ આદિ દર્શનાવરણચતુષ્ક તે દર્શનલબ્ધિની ઉત્પત્તિનું ઉચ્છેદક હોવાથી મૂળથી જ દર્શનલબ્ધિનો ઘાત કરે છે. અને તેનો ઘાત કરવા છતાં તથાસ્વભાવથી અને ક્ષયોપશમથી અવશિષ્ટ રહેલી દર્શનલબ્ધિનો, નિદ્રાદિ ઘાત કરે છે. એટલે નિદ્રાદિતો પ્રાપ્ત થયેલી દર્શનલબ્ધિના ઉપઘાતમાં વર્ત્તે છે.

જાગૃત અવસ્થામાં ચક્ષુઆદિ દર્શનાવરણના ક્ષયોપશમથી પ્રાણિઓમાં, વસ્તુના સામાન્ય સ્વરૂપના બોધની જે અસ્પષ્ટતા વર્ત્તે છે, તે અસ્પષ્ટ સમજણ પણ નિદ્રાથી ઘણી

રોકાઈ જાય છે. આત્માને જેટલી જેટલી ઈન્દ્રિયોની અનુકુળતા, તેટલે તેટલે અંશે દર્શનગુણનો ક્ષયોપશમ વિશેષપણે વર્ત્તે છે. પરંતુ ઈન્દ્રિયોની અનુકુળતામાંય નિંદ્રાનો ઉદય તે ક્ષયોપશમને બાધિત કરનાર થાય છે.

નિંદ્રાને પ્રાપ્ત મનુષ્યની પાસે બેસી સ્પર્શ કરવા છતાં પણ "મને કોણ સ્પર્શ કરે છે" તેની તેને સમજ પણ પડતી નથી. આ ટાઈમે તેને પ્રાપ્ત ચક્ષુ–અચક્ષુ દર્શનની લબ્ધિનો નિંદ્રાદ્વારા ઘાત થઈ રહ્યો છે. જેથી નિદ્રા પણ દર્શનાવરણીય કર્મનો જ ઉદય છે.

નિંદ્રા તે તમામ પ્રાણિઓને એક સરખી નહીં હોવાથી જગતના તમામ પ્રાણિઓની તમામ પ્રકારની નિંદ્રાને સ્થૂલરૂપે પાંચ પ્રકારમાં સંક્ષેપી લેવામાં આવી છે. અને એ પાંચ નિંદ્રારૂપે ભોગવાતા કર્મને દર્શનાવરણીય કર્મની પાંચ પ્રકૃતિરૂપે જુદું બતાવ્યું છે. એટલે બધા મળીને દર્શનાવરણીય કર્મના નવ ભેદ છે.

નિંદ્રાવસ્થાને પ્રાપ્ત પ્રાણિ, કંઈ અચેતન નથી બની જતો. કારણકે ગમે તેટલો દર્શનાવરણીય કર્મનો ઉદય હોય તો પણ આત્માનો દર્શનગુણ બિલ્કુલ તો અવરાઈ જતો જ નથી. અતિ અસ્પષ્ટપણે પણ સામાન્ય બોધ તો વર્ત્તે જ છે. પરંતુ જાગૃત અવસ્થા કરતાં નિંદ્રાવસ્થામાં આત્માની ચેતના બહુ જ મંદપણે વર્ત્તે છે.

દર્શન પણ એક રીતે તો જ્ઞાનની જ અવસ્થા હોવાથી

દર્શનાવરણીય કર્મને જ્ઞાનાવરણીયમાં ય ગણી શકાય, પરંતુ તેથી ચડતા ઉતરતા વિવિધ પ્રકારના ઉપયોગરૂપ ભેદનો, વ્યવસ્થિત અને વિસ્તૃત રીતે થતો ખ્યાલ ચુકાઇ જવાય. વળી તેથી સામાન્યોપયોગ કે વિશેષોપયોગના આવરણ કર્મની ભિન્નતા પણ સમજી ન શકાય.

દર્શનાવરણીય કહેવાથી સમજી શકાય કે સામાન્યોપયોગની રોધક વસ્તુ ઉપસ્થિત છે. અને જ્ઞાનાવરણીય કહેવાથી સમજી શકાય કે વિશેષોપયોગની રોધક વસ્તુ ઉપસ્થિત છે.

દર્શનાવરણીયકર્મના નવ ઉત્તરભેદોની વ્યાખ્યા નીચે મુજબ છે.

૧ ચક્ષુ વડે દર્શન–સામાન્ય અવબોધ તે ચક્ષુ દર્શન, તેને આચ્છાદન કરનાર તે ચક્ષુદર્શનાવરણીય કર્મ.

૨ ચક્ષુ સિવાય બાકીની ઈન્દ્રિયો અને મન, તે વડે દર્શન–સામાન્ય અવબોધ તે અચક્ષુદર્શન. તેને આચ્છાદન કરનાર તે અચક્ષુદર્શનાવરણીય કર્મ.

૩ ઈન્દ્રિયાદીની અપેક્ષા સિવાય રૂપી દ્રવ્યનો સમાન્ય અવબોધ તે અવધિદર્શન, તેનું આવરણ કરનાર કર્મ તે અવધિદર્શનાવરણીય કર્મ.

૪ રૂપી અને અરૂપી સર્વ દ્રવ્યો અને તેના સર્વ પર્યાયોનો ઈન્દ્રિયાદિની અપેક્ષા સિવાય સામાન્ય અવબોધ

તે કેવલદર્શન, તેનું આચ્છાદન કરનાર કર્મ તે કેવલ-દર્શનાવરણીય કર્મ.

૫ જે અવસ્થામાં ચપટીવગાડવા માત્રવડે પ્રાણી જાગૃત થાય એવી નિદ્રારૂપે વેદાતું ઈન્દ્રિય દર્શનનું આવરણ કરનારૂં કર્મ, તે નિદ્રાવેદનીય દર્શનાવરણીય કર્મ કહેવાય છે.

૬ ગમે તેમ ઢંઢોળવા છતાં મહામુશ્કેલીએ જાગે, એવી નિદ્રારૂપે વેદાતું ઈન્દ્રિયદર્શનનું આવરણ કરનારૂં કર્મ તે નિદ્રા–નિદ્રાવેદનીય દર્શનાવરણીય કર્મ કહેવાય છે.

૭. બેઠાબેઠા કે ઉભાઉભા પણ નિદ્રાધીન કરનારૂં કર્મ, તે પ્રચલા વેદનીય દર્શનાવરણીય કર્મ કહેવાય છે.

૮ ચાલતાં ચાલતાં કે કામકાજ કરતાં પણ નિદ્રાધીન કરનારૂં કર્મ તે પ્રચલાપ્રચલાવેદનીય દર્શનાવરણીય કર્મ કહેવાય છે.

૯ દિવસે ચિંતવેલું કામ રાત્રે નિદ્રિત અવસ્થામાં ઉઠી કરવાવાળા જીવની નિદ્રાને "થીણદ્ધી" નિદ્રા કહેવાય છે. એવી નિદ્રારૂપે વેદાતું કર્મ થીણદ્ધીવેદનીય દર્શનાવરણીય કહેવાય છે.

થીણદ્ધી માટે સ્ત્યાનર્દ્ધિ–સ્ત્યાનગૃદ્ધિ એવા શબ્દો પણ છે. સ્ત્યાન–એકઠી થયેલી, ઘાટી–થયેલી, થીજી ગયેલી. ઋદ્ધિ–શક્તિ. ગૃદ્ધિ–આસક્તિ. અર્થાત્ એકઠી થયેલી આત્મ-

શક્તિ અને આસક્તિ જે નિંદ્રામાં હોય તેને સ્ત્યાનગૃદ્ધિ કહેવાય છે.

તે નિદ્રાના સદ્ભાવમાં પ્રથમસંઘયણ બળવાળાને વાસુદેવના અર્ધબળ જેટલી શક્તિ પ્રાપ્ત થાય છે. તે સિવાયના સંઘયણવાળાને પણ બમણું બળ પ્રાપ્ત થાય છે. આ નિદ્રાવાળો મનુષ્ય, નિદ્રાવસ્થાસહિત ઊઠીને ભયંકર કામો પણ કરી નાખે છે. આવી નિદ્રાના દાખલા શાસ્ત્રમાં ઘણાય મળી આવે છે. અને વર્ત્તમાન કાળે પણ તેવી નિદ્રાવાળા દાખલા સાંભળવામાં આવે છે. જે એક વખત ગોરખપુરથી પ્રગટ થતા હીન્દી કલ્યાણ માસિક છાપામાં વાંચવામાં આવ્યા હતા.

જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મના બંધ હેતુઓ એક જ હોવાથી બન્ને કર્મો સાથે એક જ હેતુથી બંધાય છે. એટલે ઇન્દ્રિયોની શક્તિની ન્યૂનપણે પ્રાપ્તિ પણ એ તે બન્ને કર્મોનું ફળ ગણાય.

એકેન્દ્રિયો જીવોને રસન, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્રના વિષયરૂપ લબ્ધિ અને ઉપયોગનું પ્રાયઃઆવરણ હોય છે. બે ઇન્દ્રિય જીવોને ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્રેન્દ્રિય લબ્ધિ અને ઉપયોગનું, તેઇન્દ્રિયોને ચક્ષુ અને શ્રોત્રનાલબ્ધિ અને ઉપયોગનું ચઉરિન્દ્રિય જીવોને શ્રોત્રેન્દ્રિય સંબંધી લબ્ધિ અને ઉપયોગનું આવરણ હોય છે. અને કુષ્ઠાદિ વ્યાધિ વડે પીડીત થતા શરીરની અપેક્ષાએ સ્પર્શેન્દ્રિય લબ્ધિ અને ઉપયોગનું આવરણ સર્વજીવોને પણ હોઈ શકે છે. વળી

પંચેન્દ્રિય છતાં પણ જેઓ જન્માંધ અથવા પાછળથી આંધળા અને બહેરા થયેલા છે, એવાઓને પણ ચક્ષુ વીગેરે ઇન્દ્રિયોની લબ્ધિ અને ઉપયોગનું આવરણ સમજવું. આ પ્રમાણે અંધાપણું—બહેરાપણું—ગુંગાપણું—હીન વિચારશક્તિ—જડતા—મૂર્ખતા વીગેરે જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મનું જ ફળ છે. ટુંકમાં દ્રવ્યેન્દ્રિયોનો અભાવ અને ભાવ ઇન્દ્રિયોનું હનન કરનારી ચીજ, એજ જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મ સમજવું.

આંખે પાટો બાંધવાથી કાંઈ પણ જોઈ, જાણી ન શકાય તેમ જ્ઞાનાવરણીય કર્મ આત્માની જાણવાની શક્તિને રોકે છે. અને દ્વારપાળે રોકેલ માણસ જેમ રાજાદિનું દર્શન જ કરી શકે નહિં. તેમ દર્શનાવરણીયકર્મ તે દર્શન થતું રોકે છે.

વેદનીય કર્મ :—

જે સુખાદિ સ્વરૂપે વેદાય—અનુભવાય તે વેદનીય. જો કે બધાં કર્મ વેદાય છે તોપણ વેદનીયશબ્દ તે પંકજાદિ શબ્દની પેઠે રૂઢિનો વિષય હોવાથી શાતા અને અશાતારૂપ કર્મ જ વેદનીય કહેવાય છે. બીજાં કર્મ વેદનીય કહેવાતાં નથી. વેદનીય કર્મની ઉત્તર પ્રકૃતિયાં બે છે. (૧) શાતા વેદનીય અને (૨) અશાતા વેદનીય. જે કર્મના ઉદયથી પ્રાણિને અનુકુળ વિષયોની પ્રાપ્તિથી સુખનો અનુભવ થાય છે, તેને શાતાવેદનીય કહેવાય છે. જે કર્મના ઉદયથી

પ્રતિકુળ વિષયોની પ્રાપ્તિથી દુઃખનો સંવેદન થાય છે, તેને અશાતાવેદનીય કર્મ કહેવાય છે.

મનોજ્ઞ (મનને પ્રિય) શબ્દો, મનોજ્ઞરસો, મનોજ્ઞ ગન્ધો, મનોજ્ઞ રૂપો, મનોજ્ઞ સ્પર્શો, માનસિકશાંતિ એ રીતે મનને સુખકારક સામગ્રી, અને સર્વના કાન અને મનને હર્ષ ઉત્પન્ન કરનાર સ્વવચનનું સુખ, તથા સુખી શરીર એ સર્વની પ્રાપ્તિ પ્રાણિઓને શાતા વેદનીય કર્મના ઉદયથી જ થાય છે.

મનોજ્ઞ શબ્દાદિ સિવાય પણ પ્રાણિઓ કદાચિત સુખ વેદે છે, જેમ કે તીર્થંકરાદિના જન્માદિ સમયે જગતના તમામ પ્રાણિઓને સુખ અનુભવાય છે તે પણ શાતા વેદનીનો જ ઉદય છે. ઉપરોક્ત વર્ણાદિથી વિપરીત વર્ણાદિ સામગ્રીઓની પ્રાપ્તિ પ્રાણિઓને અશાતા વેદનીય કર્મના ઉદયથી જ થાય છે.

વેદનીય કર્મનો વિપાક મધથી ખરડાએલી તલવારની ધારને ચાટવા સરખો છે. જેમ મધુલિપ્ત તલવારની ધાર ચાટતાં પ્રથમ મધનો મીષ્ટ સ્વાદ લાગે, અને પછી તલવારની ધારથી જીભ છેદાય. તેમ શબ્દાદિ અનુકુળ વિષયોના ભોગ કાળે જીવ, સુખનો અનુભવ કરે અને પછી તે વિષયના અભાવથી કે વિયોગથી દુઃખને અનુભવે. એ રીતે વેદનીય કર્મની સ્થીતિ છે.

આ શાતા અને અશાતા વેદનીયકર્મ ન્યૂનાધિક

પ્રમાણમાં દરેક જીવોને હોય છે. પરંતુ શાતાવેદનીયનું પ્રમાણ દેવ અને મનુષ્યગતિમાં વિશેષ હોય. અને અશાતા વેદનીયનું પ્રમાણ નારક અને તિર્યંચગતિમાં વિશેષ હોય છે.

અહીં સમજવું જરૂરી છે કે વેદનીય કર્મ વડે સુખ અને દુઃખનાં કારણો પ્રાપ્ત થાય છે. અને તે દ્વારા શાતા—અશાતા અનુભવાય છે. પણ સુખના કારણોમાં પ્રીતિ અને દુઃખના કારણોમાં અપ્રીતિ થવી તે વેદનીય કર્મનું ફળ નથી. પ્રીતિ—અપ્રીતિ થવી તેતો મોહનીયકર્મનો વ્યાપાર સમજવો.

આ વેદનીયકર્મ આત્માના અક્ષયસુખ ગુણનું આવરણ કરનાર છે. આત્માને વિષય નિરપેક્ષ સ્વરૂપસુખનો અનુભવ તો કોઈપણ કર્મના ઉદય વિના જ સ્વતઃ થાય છે. એવા પ્રકારનું વિશુદ્ધ સુખ જ આત્માનો સ્વધર્મ છે.

**મોહનીય કર્મ :—**

રાજ્ય, ધન, કુટુંબ ઈત્યાદિ ભૌતિક સામગ્રીઓમાં આત્માને મુંઝવનાર—લલચાવનાર કર્મનું નામ મોહનીય કર્મ છે.

આ કર્મની શાસ્ત્રકારોએ મદિરા સાથે તુલના કરી છે. મદિરા પીધેલ મનુષ્ય, કેફના આવેશમાં જેમ માતાને સ્રી તરીકે અને સ્રીને માતા તરીકે પણ ગણવામાં પ્રવૃત્ત થાય છે, અનેક અનાચારોનું સેવન કરે છે, તેમ મોહનીય કર્મથી પરવશ થયેલો પ્રાણી રાગમાં અંધ થઈ વિવેક

બુદ્ધિથી દૂર રહે છે. દ્વેષાનલમાં દગ્ધ થઈ, સ્વાત્મભાન ભૂલી જઈ, અન્યનું અહિત આચરવા તત્પર થાય છે. કષાયોથી અભિભૂત થઈ, ક્રોધી–અહંકારી–કપટી અને લોભી બને છે. મોહનીય કર્મના મુખ્ય બે ભેદ છે. અને ઉત્તર-ભેદ અઠ્ઠાવીસ છે.

(૧) દર્શન મોહનીય અને (૨) ચારિત્ર મોહનીય એ મુખ્ય ભેદ છે.

શુદ્ધ શ્રદ્ધા થવારૂપ સમ્યક્ત્વમાં મુંઝવે તે દર્શનમોહનીય કર્મ છે. જીવાદિ સત્યતત્ત્વનું શ્રદ્ધાન કરવું તે સમ્યગ્દર્શન છે. તેનું આવરણ કરીને દર્શનગુણમાં મુંઝવણનું વેદન કરાવનાર દર્શનમોહનીય કર્મ છે.

આ જીવ વીગેરે તત્ત્વો ચામડાની આંખે કે બીજી ઇન્દ્રિયો અથવા મન મારફત સાક્ષાત્ પિછાની શકાતા નથી. એ તત્ત્વો તો ઇન્દ્રિયોની તાકાતથી પર છે. એ તત્ત્વોને સાક્ષાત્ તો તેજ દેખી શકે કે જેઓ બિલ્કુલ રાગ–દ્વેષ વિનાના બની ગયા હોય અને એથી જ જેઓએ પોતાના અનંત જ્ઞાનરૂપ પ્રકાશ સ્વભાવને પૂરેપૂરો પ્રગટ કરી દીધો હોય. આવા મહાત્માઓ તે સર્વજ્ઞ ભગવાન તરીકે ઓળખાય છે

દોષવાળા જીવો જે ન દેખી શકે, ન જાણી શકે, તે પણ આ ભગવંતો પોતાની નિર્મળ જ્ઞાનરૂપ આંતર દિવ્યચક્ષુના પ્રભાવે દેખી અને જાણી શકે છે. ભૂતકાળનું અને

ભાવિકાળનું કશું ય એમનાથી છુપું ન હોય. આ મહાત્માઓની આશા કે તૃષ્ણા બિલ્કુલ દૂર થઈ ગયેલી હોય છે.

આથી જ તેઓને કોઈ પણ બાબત પરત્વે કશી જ નિસ્બત રહેતી નથી. એટલે જ તેઓ નિર્મળ જ્ઞાનવડે જગતના જીવોનું કલ્યાણ થાય તેવો માર્ગ બતાવે છે. છે. તેઓને કદી કોઈપણ બાબતમાં જુઠું બોલવાની કે કોઈનીયે ખુશામત કરવાની અથવા છેતરપીંડી કરવાની લવલેશ પણ જરૂર રહેતી નથી. જુઠી વાણી તેઓની જ હોય કે જેઓમાં રાગાદિ દોષો વિદ્યમાન હોય. દોષોના અભાવમાં જુઠી વાણી ઘટી શકે જ નહિ.

આથી જ કેવલજ્ઞાની મહાત્માના વચનમાં જુઠાણાનો અસંભવ જ હોય. એ વચન પ્રમાણિક જ હોય. આવા વીતરાગ સર્વજ્ઞના વચનસંગ્રહરૂપ શાસ્ત્રદ્વારા જ જીવાદિ નવતત્ત્વને તત્ત્વરૂપે સમજી શકાય છે. અતીંદ્રિય વસ્તુના બોધ અંગે શ્રીમાન્ હરિભદ્રસૂરીજી મહારાજ સ્વરચિત "યોગશતક" નામે ગ્રંથમાં કહે છે કે :—

एयंपुण निच्छयओ, अइसयनाणी वियाणई नवरं ।
इयरो वियलिंगेहिं, उवउत्तो तेण भणिएणं ॥

એ આત્મા અને કર્મના સંબંધની બાબતને નિશ્ચયથી–પ્રત્યક્ષપણે કેવલ, સાતિશયજ્ઞાની–પૂર્ણજ્ઞાની જ જાણે છે. અને બીજા છદ્મસ્થ જીવો પણ અનુમાન જ્ઞાનથી તેમ જ કેવલિકથિત શાસ્ત્ર જ્ઞાનથી એ બાબત જાણે છે.

આથી સમજી શકાય છે કે અતીન્દ્રિય એવા આત્મા –કર્મ વીગેરે સંબંધી વાસ્તવિકપણાની માન્યતા તે સર્વજ્ઞનો પ્રત્યક્ષનો વિષય છે. અને છદ્મસ્થ જીવો, તેનું શ્રદ્ધાન કરી તે વિષયનું નિરૂપણ, લિંગ–અનુમાન તથા આગમ પ્રમાણને આધારે જ કરે છે.

આ સંસારમાં જેટલી વસ્તુઓ છે તે સર્વને કંઈ અલ્પજ્ઞ મનુષ્ય, પ્રત્યક્ષ યા અનુમાનથી જાણી શકતો નથી. કેટલીક વાતોને તો બીજાના કહેવા ઉપર વિશ્વાસ રાખીને જ માનવી પડે છે. એવી રીતે કેટલાક સૂક્ષ્મ વિષયોને વીતરાગ સર્વજ્ઞ પુરૂષોના વચનામૃતથી સમૃદ્ધ શાસ્ત્રોદ્વારા જ જાણી શકાય છે. આવા સર્વજ્ઞ કથિત આગમ પ્રમાણનો સ્વીકાર તેનું નામ જ સમક્તિ છે. આ રીતનું સમક્તિ તે પરોક્ષ જ્ઞાન મૂલક હોવાથી શ્રદ્ધારૂપ છે. તે શ્રદ્ધા જ જૈન દર્શનમાં "સમ્યગ્ દર્શન" તરીકે ઓળખાય છે. જ્ઞાન અને વિવેકને સફળ બનાવનાર એક શ્રદ્ધા જ છે. શ્રદ્ધા એટલે સુદઢતા, એકનિષ્ટતા, પરિપૂર્ણ નિશ્ચળતા. "तमेव सच्चं निस्संकं जं जिणेहिं पवेइयं ।" "તેજ સાચું અને શંકા વિનાનું કે જે જિનોએ કહ્યું છે." ઈત્યાદિ ભાવના–શ્રદ્ધા જ ધર્મ જીવનનો પાયો છે.

આ શ્રદ્ધાસ્વરૂપ સમ્યગ્દર્શનની પ્રાપ્તિને રોકનાર કર્મને જ જૈન દર્શનમાં "દર્શન મોહનીય" કર્મ તરીકે ઓળખાવ્યું છે.

દર્શન મોહનીય કર્મના ઉદયથી વર્તતી આત્મદશા તે મિથ્યાત્ત્વ–અવિદ્યા–અસત્ જ્ઞાન તરીકે ઓળખાય છે.

સમ્યગ્દર્શન એ આત્માનો નિર્વિકલ્પ ગુણ છે, પણ આ ગુણ અનાદિથી દર્શનમોહનીયકર્મના ઉદયે, કડવી તુંબડીમાં નાખેલા દુધની જેમ મિથ્યા દર્શનરૂપ બની ગયો છે. આત્મા પોતાના શુદ્ધ ચેતન સ્વરૂપને ભૂલી, જડ એવી દેહાદિ પર વસ્તુમાં આત્મ ભ્રાંતિ પામ્યો, એ જ એનો અનાદિ વિપર્યાસરૂપ દર્શનમોહ છે. આપ આપકું ભૂલ ગયા, એ જ જીવની "સર્વભૂતની બીજભૂત ભૂલ" છે.

ત્રણે કાળમાં, ત્રણે લોકમાં સમ્યક્ત્વસમું પ્રાણિનું કોઈ શ્રેય નથી, અને મિથ્યાત્વસમું કોઈ અશ્રેય નથી. મિથ્યાત્વ વાસિત દશામાં જીવને સાચા ખોટાનું કે હિતાહિતનું ભાન હોતું જ નથી. તે સમયમાં સાચી શ્રદ્ધા નહિં હોવાથી થોડું ઘણું જ્ઞાન હોય તો તે પણ ઉલ્ટો પ્રકાશ કરનારૂં અને પાપાચરણમાં મસ્ત બનાવનારૂં થાય છે. કારણકે જ્ઞાનની શુદ્ધિ અને અશુદ્ધિનો આધાર બુદ્ધિ અને મનની શુદ્ધિ–અશુદ્ધિ ઉપર છે. બુદ્ધિ અને મનની શુદ્ધિ–અશુદ્ધિનો આધાર સમ્યકત્વ અને મિથ્યાત્વ આશ્રિત છે.

જ્ઞાનની શુદ્ધિ તે સમ્યકત્વ અને જ્ઞાનની અશુદ્ધિ તે મિથ્યાત્વ છે. ખરો જ્ઞાતા તો સત્ય આત્મા જ છે. આ આત્માની જેટલી પરાધીન સ્થિતિ છે, એટલી જ અશુદ્ધતા છે. અહીંઆં પર (અન્ય) ઉપર આધાર છે. બુદ્ધિ અને મનના ચશ્માદ્વારા તે પ્રકાશીત થાય છે. તેજ આડો મળ છે એટલે

બુદ્ધિ-મન જેટલાં મલીન-અશુદ્ધ, વિપરીત, તેટલું જ તેમાંથી પસાર થતું જ્ઞાન તે મલીન, અશુદ્ધ અને વિપરીત હોય છે.

અનિત્યમાં નિત્યતા, અશુચિમાં શુચિતા, દુઃખમાં સુખ અને જડમાં ચેતનતાની માન્યતા એજ બુદ્ધિની મલિનતારૂપ મિથ્યાત્વ છે.

મિથ્યાત્વદશામાં જીવને ધર્મક્રિયા કરવાનું તો સૂઝે જ નહિં. કદાચ ધર્મક્રિયા કરે તો ફક્ત સંસાર સુખની ખાતર પોતાની ઈચ્છા મુજબ કરે. યા તો દુનિયાના આવકાર-આકર્ષણ આદિના અંગે જ કરે. અહીં શ્રદ્ધા વિપરીત હોવાથી ભાવના પણ વિપરીત હોય છે. જેથી એ ક્રિયા વડે તેને આધ્યાત્મિક લાભ તો થતો જ નથી. બલકે પારાવાર નુકસાન થાય છે. કારણ કે એ કાળે સંસાર તરફ જ દિલ હોવાથી તે હતભાગી જીવ સંસારના તુચ્છ ફળો ખાતર જ ધર્મક્રિયા કરતો હોય છે. વળી તે દશામાં કદાચ ઉદારતા, દયા, દાન, ક્ષમા, દાક્ષિણ્યતા આદિ નૈતિક ગુણો હોય તો બહારથી દેખાતા તે ગુણોમાં મુદ્દલ વાસ્તવતા તો ન જ હોય. કારણ કે જીવ તે ટાઈમે બિલ્કુલ યોગ્યતા ધરાવતો નહીં હોવાથી એ ગુણો જેમ જેમ ખીલે તેમ તેમ તેનો વિકાસ તો ન જ થાય, બલ્કે તેનું આધ્યાત્મિક દૃષ્ટિએ તો પતન જ થાય. સાચા સુખના ભંડારરૂપ અને દુઃખના લવલેશવિહુણા મોક્ષ પ્રત્યે અથવા તેનાં રામબાણ સાધનો પ્રત્યે અને મોક્ષના અકસીર ઈલાજોને જીવનમાં વણી રહેલા

સંતો પ્રત્યે એને ભારે અણગમો હોય છે. જેથી મોક્ષના જ સાધક અને માત્ર તેનો જ ઉપદેશ દેનારા અને ભૌતિક સામગ્રી પ્રત્યે તુચ્છ નજરે જોનારા સંતોનો તે સમાગમ કરે જ નહિં. જંતર, મંતર કે ચમત્કાર બતાવી કંચન –કામિની–પુત્રાદિ ભોગ્ય સામગ્રી બતાવનાર અધ્યાત્મ વિહુણા કૃત્રિમ સંતો મળી જાય તો તેવાઓનો સંસર્ગ હોંસે હોંસે કરે. આ રીતે અનર્થને અર્થરૂપે એટલે કે તજવા યોગ્યને ગ્રહણ કરવા યોગ્ય માની અને સ્વીકાર કરવા યોગ્યને છોડવા યોગ્ય માની બેસીતમ ખુવાર થાય છે. જ્યાં સુધી ગાઢ મિથ્યાત્વનો ઉદય વિદ્યમાન હોય ત્યાં સુધી સાચો બોધ થાય જ નહિં, ઉલ્ટો થાય. મોક્ષ અંગે અરૂચિ થાય, આત્મા તરફ દૃષ્ટિ ન થાય, પાપ બાજુ વલણ રહે અને સંસારનાં સુખો જ ગમે. માત્ર ચાલુભવપુરતીજ દૃષ્ટિ રાખી તેને જ ખીલવવા હરેક પ્રકારે કોશિષ કરે.

મિથ્યાત્વથી બીજો કોઈ ભારે અનર્થ નથી. આ મિથ્યાત્વ, તે સંસાર રૂપી અટવીમાં હિત માર્ગને દેખાડનાર નહિં હોવાથી અંધત્વ સમાન, નરકાદિ નીચ ગતિરૂપ અનેક અનર્થ ઉપજાવવા વડે જાતે ભયંકર અને પરંપરાએ ઉપઘાત કરનાર હોવાથી અત્યંત અશુભનો અનુબંધ કરનાર છે.

મિથ્યાત્વ દશા અનેક પ્રકારની છે. જેથી મિથ્યાત્વની વ્યાખ્યા પણ સર્વવ્યાપક હોવી જોઈએ. નહિતર મિથ્યાત્વને બરાબર શમજી શકાય નહિં.

"દેવ-ગુરૂ અને ધર્મઅંગે વિપરીત માન્યતા તે મિથ્યાત્વ." જે જીવો દેવ-ગુરૂ અને ધર્મની માન્યતામાં ચાલ્યા તેવાઓ અંગે તો મિથ્યાત્વની આ વ્યાખ્યા ઠીક છે. પરંતુ જેઓ "સુ-અને-કુ" એકે પ્રકારના દેવ-ગુરૂ-ધર્મને માનતા જ નથી, તેવાઓમાં પણ મિથ્યાત્વ હોઈ શકે છે. એટલે મિથ્યાત્વનું સર્વવ્યાપક લક્ષણ તો તે જ કહેવાય કે "યથાસ્થિત તત્ત્વની શ્રદ્ધા ન થાય" તે જ મિથ્યાત્વ કહેવાય. સમ્યકત્વનોવિષય સર્વ દ્રવ્ય અને પર્યાયો છે, તેથી વિષય દ્વારાએ સર્વ ભાવો કે પદાર્થોને બતાવવાવાળું સમ્યગ્દર્શન છે. સર્વજ્ઞ દેવોએ પ્રરૂપિત પદાર્થોના એકાદ અંશ તરફ ઉલટી (વિપર્યાય) બુદ્ધિ થાય તો સમ્યગ્દર્શનમાં મીંડું થાય. જેમ જમાલી મોક્ષતત્ત્વ, કેવલજ્ઞાનમય આત્મા; છકાય, છ દ્રવ્ય, અને તત્ત્વો વિગેરે બધું માનતો હતો, પણ એકાદ વચનરૂપ એટલે કડમાણે કડે એ વચનમાં તેને અવિશ્વાસ થયો તો સમ્યગ્દર્શન ન રહ્યું. ગોષ્ઠામાહિલ પણ જીવ અજીવાદિ સર્વ તત્ત્વોને માનતો હતો, પણ આત્માની સાથે થયેલ સંબંધને ક્ષીર-નીરની જેમ નહિ, પણ કંચુકવત્ માન્યો તેથી સમ્યગ્દર્શનથી તે પણ ભ્રષ્ટ થયો, અને નિહ્નવ ગણાયો. સર્વજ્ઞ દેવો તે કેવલજ્ઞાની છે. કેવલજ્ઞાન તે સર્વ દ્રવ્ય અને પર્યાયના વિષયવાળું છે. તેથી મોક્ષના માર્ગરૂપ જે સમ્યકત્વ જણાવ્યું તે સર્વ દ્રવ્ય અને સર્વ ગુણ પર્યાયોની માન્યતા સર્વાંશે હોય તો કામ લાગે. એકાદ અંશને પણ ન માને તો મિથ્યાત્વી જ ગણાય. એક અક્ષર કે પદની શ્રદ્ધા ન થાય તો પણ મિથ્યાત્વ સમજવું.

જ્ઞાન, ચારિત્ર અને તપ એ ત્રણેની આત્મીય દૃષ્ટિથી સફલતા તો સમ્યગ્‌ના આધારે જ છે. પુદ્‌ગલની પરાધીનતાને નાશ કરનાર, કર્મ જંજીરોને તોડી નાખનાર અને કેવલજ્ઞાનને પ્રગટ કરનાર તે દર્શન–જ્ઞાન–ચારિત્ર અને તપ એ ચારે છે. પરંતુ દર્શન અર્થાત્ સમ્યકત્વ વિના અન્તિમ ત્રણેની કિંમત એકડા વિનાનાં મીંડાં જેવી છે.

મિથ્યા વિચારોનું, સમ્યક્ વિચારોમાં અને સમ્યક્ શ્રદ્ધામાં થતું આત્માનું પરિવર્તન તેજ સમ્યકત્વ છે. શાસ્ત્રકારો કહે છે કે આ રીતે પ્રથમ વિચારોનું પરિવત્તન કરો. વર્ત્તનનું પરિવર્ત્તન ન થાય તો પણ વિચારનું પરિવર્ત્તન કરો. વ્રત–પચ્ચકખાણ–પોષહ કરો, એક મહિનાદિકના ઉપવાસ કરો, પ્રભુમૂર્ત્તિની ચાહે તેટલી સેવા–ભક્તિ–બહુમાન કરો, અને ધર્મ ઉત્સવો કરો, ચાહે તેટલું અધ્યયન કરો, દાન દ્યો પણ સર્વજ્ઞ દેવે કથિત દ્રવ્ય–ગુણ અને પર્યાયોના તમામ અંશો અંગેની માન્યતાને સ્વીકૃત કરવા રૂપ વિચારપરિવર્ત્તન ન થાય, તે વિચાર પરિવર્ત્તનમાં એકપણ અંશની અમાન્યતા રહે ત્યાં સુધી તમારી ઉપરોક્ત ક્રિયાની કિંમત નથી.

વિચાર પરિવર્ત્તન વિનાનું જ્ઞાન પણ અજ્ઞાન છે.મિથ્યાજ્ઞાન છે.જે પદાર્થ સર્વજ્ઞવચનાનુસાર જે રૂપે જાણવામાં આવે તે રૂપેજ માનવામાં પણ આવે તોજ જાણપણું સમ્યગ્જ્ઞાંન તરીકે ગણાય. અભવ્યો જે પદાર્થ જેવા રૂપે હોય, તે રૂપે જાણે ખરા પણ માને નહિં. નવ તત્ત્વોને તત્ત્વરૂપે જાણે પણ માને નહિં. જેમ પારકી માતામાં માપણું જાણવા છતાં સ્વમાતા

જેવો ઉલ્લાસ કે પ્રેમ પુત્રને થતો નથી, કારણકે તેમાં પરની અપેક્ષાએ માપણું છે. તેમ અહિં અભવ્યો મોક્ષાદિ તત્ત્વોને કહે ખરા, પરંતુ "જીનેશ્વરો એમ કહે છે," એ રીતે કહે. જેથી તેઓ જાણે છતાં મિથ્યાત્વી કહેવાય. આથી જ્ઞાન તો ભવ્ય કે અભવ્યોને સરખું થાય, પણ દર્શન તે શ્રદ્ધા અર્થાત્ માનવું તે સરખું હોતું નથી. જેમ ભણાવનાર પંડિતો તત્ત્વાર્થાદિ ગ્રન્થો ભણાવે ખરા, પણ માને નહિં.

જે જ્ઞાન, સદ્-અસદ્‌ના વિવેકને ન જણાવી શકે તે જ્ઞાન જ નથી, પણ અજ્ઞાન જ છે. અને તેથી જિનભદ્ર ગણિ ક્ષમાક્ષમણ મહારાજ કહે છે કે મિથ્યાદૃષ્ટિનું જ્ઞાન તે અજ્ઞાન જ છે. સમ્યગ્દૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિ બંને ઘટ-પટ આદિ પદાર્થો સરખી રીતે જાણે, પણ સમ્યગ્દૃષ્ટિ હેયોપાદેયનો વિશેષ વિવેક કરે. મિથ્યાદૃષ્ટિને હેયોપાદેયનો વિવેક ન હોય.

જેમ જિતશત્રુ રાજાનો સુબુદ્ધિ મંત્રી સમ્યગ્દૃષ્ટિ હોવાથી પુદ્‌ગલનો સ્વભાવ અને પરિણામ જાણતો હતો. તેથી પોતાના રાજાને ભોજનનું આમંત્રણ આપી પુદ્‌ગલનું પરિણમન સમજાવ્યું. સમ્યગ્દૃષ્ટિને એજ વિચાર થાય કે પુદ્‌ગલની હેયતાનો ખ્યાલ રહેવો જોઈએ.

ઘટ-પટ આદિ પદાર્થ જાણવામાં સમ્યક્ત્વી અને મિથ્યાત્વી બંને સરખા પણ પરિણામમાં અને વર્તનમાં મિથ્યાદૃષ્ટિ કહે કે આ ઘટ કેટલો સારો છે? આવું કહે, પણ સમ્યગ્દૃષ્ટિ કહે કે

હોલ સારો છે, પણ જડ સ્વભાવ હોવાથી છેવટે તે હેય છે. એમ સમજે અને વર્ત્તે છે.

મિથ્યાદૃષ્ટિ કે અભવ્ય જે પદાર્થ દેખે તે વર્ત્તમાન પર્યાયને જુએ, પણ અતીત અનાગત કાળના પર્યાયોને તે જુએ નહિ, કારણકે તેઓ ભૂતભાવિ પર્યાયોને માનતા નથી, તો પછી જુએ શાના ? સમ્યગ્દૃષ્ટિભવ્ય તો વર્ત્તમાન પર્યાયોને જોતાં ભૂતભાવિ પર્યાયોની અપેક્ષા રાખે છે. દ્રવ્યમાં વર્ત્તમાન પર્યાયની વિશિષ્ટતા જોવા સાથે અતીત અનાગત પર્યાયોને જુએ તે જ્ઞાન, સમ્યગ્જ્ઞાન કહેવાય. જૈનધર્મની આરાધનામાં જ્ઞાનાચાર રૂપે જ્ઞાનની આરાધના કરાય છે.

જ્ઞાન આરાધનનો મુખ્ય દિવસ જ્ઞાન પંચમી છે. આ આરાધનામાં ઈન્દ્રિયોના સંબંધથી થતાં જે જ્ઞાનો છે તેની તેટલા લક્ષ્ય પૂરતી આરાધના નથી. પણ સમ્યગ્જ્ઞાનની અપેક્ષાએ જ આરાધ્યતા છે. જે ચક્ષુથી સમ્યગ્ દૃષ્ટિ જુએ તેજ ચક્ષુથી મિથ્યાદૃષ્ટિ જુએ, તો પણ તેમાં જ્ઞાન અને અજ્ઞાન એમ ભેદો પડે છે. અનાદિકાળથી જીવનું જે જ્ઞાન, ભવ (સંસાર) ભ્રમણ હેતુરૂપ હોય છે તે જ્ઞાન સમ્યગ્દર્શનના પ્રભાવથી એક સમય માત્રમાં જ ભવનિવૃત્તિરૂપ બની જાય છે.

જીવને નવપૂર્વ સુધીનું જ્ઞાન હોય, પરન્તુ સમ્યકત્વ રહિત હોય તો તે જ્ઞાન નહીં હોતાં અજ્ઞાન જ કહેવાય છે. અને ફક્ત અષ્ટ પ્રવચન માતા જેટલું જ્ઞાન પણ સમ્યકત્વ પૂર્વક હોય તો તેટલું જ્ઞાનપણ જ્ઞાન કહેવાય છે.

કહેવાનો તાત્પર્ય એ છે કે જ્ઞાનરૂપી દસ્તાવેજ પર સમ્યક-ત્વરૂપી છાપ લાગે તો જ તેને જ્ઞાન ગણી શકાય છે.

અઢાર પાપ સ્થાનકોમાંથી માત્ર મિથ્યાત્વશલ્યનામના અઢારમા પાપસ્થાનકના ત્યાગથી મનુષ્ય શુદ્ધ શ્રદ્ધાધારક સમ્યકત્વી બને છે. અસત્ માન્યતા અને અસત્ શ્રદ્ધાને સત્ માન્યતા અને સત્ શ્રદ્ધામાં પરિણત કરવારૂપ સમ્યગ્દર્શન ફક્ત માનસિક અથવા આત્મ વિચારણીય વસ્તુ છે. કેમકે તે શુદ્ધ તત્ત્વની શ્રદ્ધારૂપ છે.

શ્રદ્ધાપણ શુદ્ધ તત્ત્વની યા યથાર્થ તત્ત્વની હોવી જોઈએ. પણ તત્ત્વની શુદ્ધતા યા યથાર્થતા કોણે પ્રરૂપેલ તત્ત્વમાં સમજવી તેનો ખ્યાલ ન રાખે તો ઉલ્ટે માર્ગે દોરવાઈ જાય. એટલા જ માટે કહેવું પડ્યું કે जिणपण्णत्तंतत्तं. તત્ત્વને કહેનારા હોય તે જિનેશ્વર છે, એમ નથી કહ્યું પરંતુ જિનેશ્વરે કહેલું તત્ત્વ તેજ યથાર્થ તત્ત્વ છે એમ કહ્યું. માટે યથાર્થ તત્ત્વની શ્રદ્ધા પ્રાપ્ત કરવાને પરીક્ષા તત્ત્વની નહિં, પણ જિનેશ્વરની કરો.

જિનેશ્વર ભગવાનને કેવલજ્ઞાનવાળા કહ્યા તેથી રૂપી-અરૂપી સર્વ પદાર્થ અને તેના સર્વ પર્યાયના જાણકાર છે. કોઈ ધર્મવાળા પોતાના ઈષ્ટદેવને અલ્પજ્ઞ માનવા તૈયાર નથી, પણ સહુ સર્વજ્ઞ જ માનવા તૈયાર છે. અને પોતે માની લીધેલ સર્વજ્ઞદ્વારા પ્રરૂપાએલ તત્ત્વો જ યથાર્થ છે એમ સ્વીકારે છે. પરંતુ જૈન દર્શન તો કહે છે કે સર્વજ્ઞનો સ્વીકાર, પરીક્ષા કર્યા વિના થઈ જ ન શકે. મહાપુરૂષોએ તો કહ્યું છે કેઃ—

भव बीजाङ्कुर जनना, रागाद्याः क्षय मुपागतायस्य ।
ब्रह्मा वा विष्णुर्वा; हरो जिनो वा नमस्तस्मै ॥

સંસારરૂપી બીજાંકુર પેદા કરનાર રાગાદિ દોષ જેના નષ્ટ પામ્યા છે, તે નામથી તો ભલે બ્રહ્માહો, વિષ્ણુ હો, હર હો, અથવા જિન હો, સર્વને અમારા નમસ્કાર હો.

અહીં રાગાદિ શબ્દથી રાગ વીગેરે અઢાર દોષો સમજવા.

"દાનન્તરાય, લાભાંતરાય, ભોગાંતરાય, ઉપભોગાંતરાય, વીર્યાન્તરાય, હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા, કામ, મિથ્યાત્વ, અજ્ઞાન, નિદ્રા, અવિરતિ, રાગ અને દ્વેષ એ અઢારે દોષરહિત હોય તે જ સર્વજ્ઞ–જિનેશ્વર દેવ કહેવાય છે.

એવા દેવે પ્રરૂપેલ માર્ગાનુસારે કેવલ મોક્ષ માર્ગની જ સાધના કરનાર, પંચ મહાવ્રતધારી, કંચન કામિનીના સર્વથા ત્યાગી તે ગુરૂ, અને અહિંસા લક્ષણ પ્રધાન જ ધર્મ છે.

આવા દેવદ્વારા પ્રરૂપિત, આવા ગુરૂદ્વારા ઉપદેશિત તત્ત્વ જ યથાર્થ તત્ત્વ છે. સાચા સર્વજ્ઞ દેવને સ્વીકારવામાં પણ કેટલો નિષ્પાક્ષપાત અથવા કદાગ્રહ રહિતપણું છે? વ્યક્તિરાગ નહિં હોતાં ગુણરાગની પ્રચુરતા આમાં કેટલી છે તે સ્પષ્ટપણે સમજાઈ શકે તેવું છે. આમાં મારૂં તે સાચું નહિં પણ સાચું તે મારૂં એ દૃષ્ટિ છે.

શાસ્ત્રોમાં દેવનાં ઈશ્વર, પરમાત્મા, પરમેશ્વર, અચિન્ત્ય શક્તિ, સર્વ દોષાતીત, સર્વજ્ઞ, વીતરાગ, જિનેશ્વર, તીર્થંકર, સચ્ચિદાનંદમય, આદિ નામ પ્રસિદ્ધ છે. આથી એ સર્વ નામોનો સમન્વય, દેવમાં અવશ્ય હોવો જોઇએ. અન્યથા એ નિરર્થક નામ હાસ્યાસ્પદ મનાય છે. માટે પ્રથમ તો સર્વજ્ઞ દેવ કહેવરાવનારમાં જગતના સર્વ દૂષણ રહિતપણું, રાગ-દ્વેષ અને અજ્ઞાન ચેષ્ટા રહિતપણું, શુદ્ધ સત્ય નિરાબાધ તત્ત્વ વકતાપણું અને સર્વજ્ઞતા આદિલક્ષણ અવશ્ય હોવાં જોઈએ.

એ લક્ષણોની પરીક્ષા તેમની જીવનક્રીડા, વ્યવહાર અને ઉપદેશના આધારે જ સુલક્ષિત થાય છે. સંસાર પરિભ્રમણના અંતિમ જીવનમાં જેઓએ હિંસા, અસત્ય, ચોરી, વ્યભિચાર, તૃષ્ણાદિ દુર્ગુણોને કર્ત્તવ્ય માની તેનું સેવન કર્યું ન હોય, લીલા માની એવું આચરણ કરવાનો લોકોને ઉપદેશ દીધો ન હોય, ભોગપદાર્થોની તૃષ્ણામાં આશક્ત બની મસ્ત રહ્યા ન હોય, ભૌતિકમાયામાં ફસાઈ જઈ આત્મ જીવન વ્યતીત કરવામાં જે આકાંક્ષી રહ્યા ન હોય, આ તો ઈશ્વરની અલિપ્ત લીલા છે એવા પ્રપંચોથી લોકોને ઠગવાનો જેઓએ પ્રયત્ન કર્યો ન હોય, પરંતુ કર્મજન્ય ઉપાધિઓને સહન કરી, સુઅવસરની પ્રાપ્તિમાં સંસારિક પ્રપંચોનો ત્યાગ કરી, રાજ્ય ધન, સ્ત્રી, પુત્રાદિ, કુટુંબ પરિવારને વસ્ત્ર પર પડેલી ધૂળની માફક દૂર કરી, ઘોર તપશ્ચર્યા કરી, અણસમજુ લોકો દ્વારા ઉત્પન્ન કરેલ અનેક પરિષહો, કષ્ટો,

ઉપદ્રવો, તાડન, તર્જના, અપમાન તથા ઉપસર્ગોને એકાંત ક્ષમાભાવથી, રાગ–દ્વેષ રહિત પ્રસન્ન અંતઃકરણથી દૃઢતા પૂર્વક સહન કરી, અનાદિકાળથી આત્માની સાથે વળગેલાં કર્મોને આત્માથી અલગ કરી, શુદ્ધ નિર્દોષ કંચનવત્ નિષ્કલંક આત્મસ્વરૂપને અનંત જ્ઞાનને જેઓએ પ્રાપ્ત કર્યું અને ફક્ત આત્મિક શુદ્ધ સચ્ચિદાનંદની લીલામાં મગ્ન બની અન્ય આત્માઓના ઉદ્ધાર કરવાને માટે શુદ્ધ ઉપદેશ કર્યો તેજ પુરૂષો પરમાર્થથી ઈશ્વર, દેવાધિદેવ, પરમાત્મા અને વીતરાગ નામ ધારણ કરવાને યોગ્ય કહી શકાય છે. એવા જ દેવ પતિત પાવન, જગદુદ્ધારક, ઉત્તમોત્તમ, પરમાત્મા, અશરણ શરણ, હિતકર્ત્તા, સંસાર ભયરક્ષક, કૃતકૃત્ય કહેવરાવવાના અધિકારી છે. અને એવા જ દેવ નિઃસ્વાર્થી બની જગતને યથાર્થ તત્ત્વ બતાવી શકે છે.

શિષ્ટ પુરૂષોએ તો પૂરી કસોટી કર્યા બાદ જ દેવ-ગુરૂ અને ધર્મનો સ્વીકાર કરવાનું કહ્યું છે. દેવાદિ મોટા છે, માટે તેમની પરીક્ષા નાનાઓથી ન થઈ શકે, એવો નિયમ સર્વજ્ઞ દર્શનમાં હોઈ શકે જ નહિં. સર્વજ્ઞ દર્શનમાં તો પરીક્ષાનો વિશેષ આગ્રહ છે અને કસોટી પણ પૂરી રખાઈ છે. આવી પરીક્ષા અને કસોટી કર્યા બાદ જ દેવ, ગુરૂ અને ધર્મનો સ્વીકાર કરવાવાળું દર્શન જ સર્વજ્ઞ દર્શન કહેવાય છે. સર્વજ્ઞ શાસન તો ઘોષણા કરે છે કે તમે ઈશ્વરની લીલા યા ચમત્કાર દેખી ગાડરીયા પ્રવાહની માફક અનુસરણ કરીને અથવા કોઈની પ્રેરણા માત્રથી અથવા

અમારા પર વિશ્વાસ રાખી દેવને દેવ માનવામાં પતંગીઆની માફક અગ્નિમાં કૂદી ન પડો, પરંતુ સર્વ પ્રથમ સર્વજ્ઞપણાની, સુવર્ણની માફક પરીક્ષા કરીને ઈશ્વરના નિર્દોષ, નિષ્કલંક સ્વરૂપને વિચારી, પછી સર્વજ્ઞપણે માનવા તૈયાર બનો. જો :તમારામાં એટલી પરીક્ષક શક્તિ ન હોય તો ત્યાગી, નિઃસ્વાર્થી, શુદ્ધોપદેશક, તત્ત્વદર્શી મહર્ષિગણ જે કહે તેને ધ્યાનમાં રાખી તેમના અનુસાર આચરણ કરો. તો જ પોતાના હિતની સાધના કરી શકશો.

અહીં સ્હેજે પ્રશ્ન ઉપસ્થિત થાય જ કે જૈનદર્શનમાં એક તરફ શ્રદ્ધાની વાત છે, અને બીજી તરફ પરીક્ષાની વાત છે. આમ પરસ્પર બન્ને વિરોધી વાત શા માટે? પરીક્ષામાં તો પોતાનું મન માને તો જ કબુલવાનું છે અને શ્રદ્ધામાં તો, મન માને કે ન માને તો પણ માન્યે જ છૂટકો! પરીક્ષા અને શ્રદ્ધા બન્નેય તો સામસામી દિશામાં રહેનારા છે. જેથી શ્રદ્ધા તથા પરીક્ષા બેય વાત કરવી તે તો ખીચડો કર્યો ગણાય. જૈનદર્શન સિવાય અન્ય તો એકલી શ્રદ્ધાની અગર એકલી પરીક્ષાની વાત કરે છે, જ્યારે જૈનદર્શનમાં બન્ને વાત શા માટે?

આનું સમાધાન એ છે કે જૈનદર્શનમાં યથાર્થતત્ત્વના કહેનાર અંગે પરીક્ષાનું કથન છે અને યથાર્થતત્ત્વના સ્વીકાર અંગે શ્રદ્ધાનું કથન છે.

જૈનદર્શનમાં દેવ, ગુરુ અને ધર્મ ત્રણે તત્ત્વોની પરીક્ષાની પ્રથમ સંપૂર્ણ છૂટ છે. જૈનદર્શન કહે છે કે

પોતાની બુદ્ધિથી પરીક્ષા કરી ઉપરોક્ત કસોટી મુજબ કસીને દેવ-ગુરૂ અને ધર્મને નિર્દોષ તથા સ્વીકાર્ય માન્યા, આત્માને આદર્શરૂપ લાગ્યા, પછી તેમાં ગડબડ કરો તે ન ચાલે. પછી તો તેમાં શ્રદ્ધા જ રાખો.

આ પ્રમાણે દેવ, ગુરૂ અને ધર્મની પરીક્ષા કરવાની પૂર્ણ સ્વતંત્રતા છે. પરન્તુ સ્વીકાર કર્યા બાદ માનવાનો જ આદેશ છે. આથી પહેલી પરીક્ષા અને પછી શ્રદ્ધા એ સિદ્ધાન્ત જે દર્શનનો હોય તે જ દર્શન સંપૂર્ણ સત્ય છે.

માટે પરીક્ષા પૂર્વક પ્રાપ્ત દેવને આદર્શરૂપે સ્વીકારવાથી જ યથાર્થતત્ત્વની શ્રદ્ધારૂપ સત્ અસત્નો વિવેક પેદા થાય છે.

સર્વજ્ઞ એવા જિનેશ્વર દેવોની પ્રમાણિકતામાં તેમણે કહેલા તત્ત્વોની પ્રમાણિકતા સ્વયંસિદ્ધ છે. એટલે તર્કાનુસારીઓએ યુક્તિ અને અનુભવ ચાલે ત્યાં સુધી તર્ક કરી તત્ત્વની પણ પરીક્ષા કરવાની છૂટ છે, પરંતુ તર્ક કે બુદ્ધિ ન ચાલે ત્યાં તો સર્વજ્ઞ કથિત આજ્ઞા પ્રમાણે જ માનવાનું છે.

દરેક જિનેશ્વર ભગવાનના શાસનમાં જે કહેવાનું હોય તે એક સરખું જ કહેવાનું હોય, કાળભેદે આચારની વ્યવસ્થામાં કદાચ ભિન્નતા હોય, પરંતુ તત્ત્વની પ્રરૂપણામાં કદાપી ભિન્નતા ન હોય. જૈનદર્શનાનુયાયીમાં પણ આચારની ભિન્નતા જોવામાં આવે પણ તત્ત્વની માન્યતામાં ભિન્નતા હોઈ શકે જ નહીં. તત્ત્વની માન્યતામાં ભિન્નતા સ્વીકારનાર જૈન કહી શકાય જ નહીં. અનંત જિનેશ્વરોએ જે કહ્યું તે

જ ભગવાન મહાવીરે કહ્યું. ભગવાન મહાવીરે કહેલ તત્ત્વનો સ્વીકાર મહાવીરપણાને અંગે નહિં પણ જિનેશ્વર પણાના અંગે છે. માટે "वीरपन्नत्तंतत्तं" નહીં કહેતાં "जिणपन्नत्तंतत्तं" કહીએ છીએ.

આ પ્રમાણે જિનેશ્વર દેવોએ પ્રરૂપિત તત્ત્વ જ યથાર્થ તત્ત્વ હોઈ શકે. તેવા તત્ત્વની સંપૂર્ણ શ્રદ્ધા તેનું નામ જ સમ્યકત્વ છે.

પ્રશ્ન–તત્ત્વની પ્રમાણિકતા તત્ત્વના પ્રરૂપકની પ્રમાણિકતાના આધારે હોઈ તેવા તત્ત્વનું યથાર્થપણું સિદ્ધ છે. તો જગતના દરેક પ્રાણિને તે તત્ત્વ કેમ ગ્રાહ્ય–શ્રદ્ધેય થતું નથી ? તત્ત્વ યથાર્થ હોય તો દરેકને ગ્રાહ્ય થવું જ જોઈએ.

સમાધાનઃ–યથાર્થ તત્ત્વ હોવા છતાં પણ તે તત્ત્વ દરેકને ગ્રાહ્ય–શ્રદ્ધેય થાય એવો નિયમ નથી. અને કોઈને શ્રદ્ધેય ન થાય તેથી તત્ત્વની યથાર્થતા ઉડી જતી નથી. કમળાના રોગવાળાને શ્વેત વસ્તુ શ્વેત રૂપે ન ભાસે તેથી શ્વેત વસ્તુની શ્વેતતા અસિદ્ધ નથી. ત્યાં તો શ્વેતવસ્તુ શ્વેત પણે નહીં ભાસવામાં કમળાનો રોગ આવરણરૂપે પડયો છે. કમળો જ્યાં સુધી નહીં ખસે ત્યાં સુધી ચાહે તેટલો પ્રયત્ન કરવા છતાં શ્વેત વસ્તુ પીળી જ દેખાસે. અહીં શ્વેત વસ્તુને પિત્ત જોવામાં કમળો જ કારણભૂત છે તેવી રીતે યથાર્થ તત્ત્વનો લેશમાત્ર પણ અસ્વીકાર કરવામાં, અર્થાત્ વસ્તુ તત્ત્વની વિપરીત માન્યતામાં જીવને "દર્શન મોહનીય" નામે કર્મ જ આવરણરૂપ છે.

આજે તો તીર્થંકરોના વિરહકાળમાં તત્વની યથાર્થ સમજ આપનાર પ્રભુ મહાવીરનું શાસન છે. પરંતુ તીર્થંકરો સાક્ષાત્ ઉપદેસ આપવા બેસે ત્યારે પણ તીર્થંકરોના સમવ-સરણમાં ય મિથ્યાત્વીઓ હોય છે. તે સર્વને કંઈ તીર્થંકરની વાણી સંપૂર્ણપણે શ્રદ્ધેય થતી નથી. તીર્થંકરને તીર્થંકર તરીકે કે તેમનાં પ્રરૂપેલ તત્ત્વોને યથાર્થતત્ત્વ તરીકે તે જ માન્ય રાખે કે જેના દર્શન મોહનીય કર્મનો ઉપશમ–ક્ષયોપશમ કે ક્ષય થયો હોય.

સામાન્ય માણસ પણ પોતાની બુદ્ધિથી–બોલવાની છટાથી જેઓને લટ્ટુ બનાવી શકે તેવાઓ કદાચ તીર્થંકર મહારાજાઓ પ્રત્યે કે તીર્થંકર દેવોએ પ્રરૂપિત તત્ત્વની યથાર્થતા પ્રત્યે શ્રદ્ધાવાળા–વિશ્વાસુ ન બને તેમાં તીર્થંકરોની સર્વજ્ઞતાનો કે વીતરાગતાનો દોષ નથી, પરંતુ તે વ્યક્તિના મિથ્યાત્વની પ્રબલતાનો દોષ છે. સામેની વ્યક્તિમાં મિથ્યાત્વનું જોર અત્યંત પ્રબલપણે હોય ત્યાં કેવલજ્ઞાનીનો ઉપદેશ પણ શું કરે?

યથાર્થ તત્ત્વની શ્રદ્ધારૂપ સમ્યક્ત્વગુણને રોકનાર, તે આત્માનું દર્શનમોહનીય (મિથ્યાત્વ મોહનીય) કર્મ જ છે. આત્માની સાથે તે કર્મનો સંબંધ વર્ત્તે છે કે નહિં તેની પરીક્ષા રૂપે जिणपन्नत्तंतत्त છે. જિનેશ્વરોએ પ્રરૂપિત તત્ત્વમાં અશ્રદ્ધા થાય, તો સમજવું કે દર્શનમોહનીય કર્મનો સંબંધ આત્મામાં છે. પણ તે તત્ત્વોનું નિરૂપણ પ્રાણિઓની સન્મુખજ ન આવે કે તે તત્ત્વો સાંભળવાનો કે

સમજવાનો અવસર જ ન આવે તેથી કરીને તે જીવોમાં દર્શનમોહનીય (મિથ્યાત્વ મોહનીય) કર્મ વર્ત્યું જ રહ્યું છે એમ ચોક્કસપણે કહી શકાય નહિ. જૈનદર્શનમાં કહેલ પંદર પ્રકારે થયેલ સિદ્ધના ભેદોમાં "અન્યલિંગ સિદ્ધ"નું પણ વર્ણન આવે છે. આવા જીવો સમ્યકત્વ પામ્યા બાદ ટુંક સમયમાં જ કેવલજ્ઞાન પામ્યા છે. ત્યાં સમ્યકત્વ પામવા ટાઈમે તેમને યથાર્થ તત્ત્વનો ખ્યાલ પણ ન હતો. કોઈ સમજાવનાર પણ ન હતું, પરંતુ તત્ત્વની યથાર્થતાના સ્વીકાર્યમાં રોધ કરનારૂં દર્શનમોહનીય કર્મ ખસી જવાથી જ સમ્યકત્વ પામી કેવલજ્ઞાન પામ્યા. દર્શન મોહનીય કર્મ ખસ્યું ન હોત તો તો કેવલજ્ઞાન તેઓ પામત જ નહિં.

દર્શન મોહનીય કર્મ ખસવા ટાઈમે અને કેવલજ્ઞાન પ્રાપ્તિ સમય પહેલાં યથાર્થ તત્ત્વનું નિરૂપણ જો તેમની પાસે કોઈ કરનાર હોત તો તેમને તે તત્ત્વ અસ્વીકાર્ય બનત જ નહીં. અને પછી તો કેવલજ્ઞાન પામ્યા એટલે તત્ત્વોની પૂર્ણ યથાર્થતા સ્વયં આત્મ પ્રત્યક્ષ જ અનુભવવા લાગ્યા. ગૌતમ સ્વામીની લબ્ધિ દેખી પ્રતિબોધિત થયેલા પંદરસો તાપસ થોડા જ સમયમાં કેવલજ્ઞાન પામ્યાં. સમ્યકત્વ, યથાખ્યાત ચારિત્ર, અને કેવલજ્ઞાન, એ ત્રણે થોડા જ ટાઈમમાં થયાં. ગૌતમસ્વામિની લબ્ધિ જોયા પહેલાં તો તાપસ અવસ્થા હતી. અહીં સમ્યકત્વના અધુરા અભ્યાસીઓ કે બીન અભ્યાસીઓ તર્ક ઉઠાવે કે "જૈનત્વ સિવાય સમ્યકત્વ ન હોય તો તાપસોમાં સમ્યકત્વ કયાંથી આવ્યું ? તાપસો

ક્યાં જીવાદિતત્વોને વિસ્તૃત રીતે સમજવા બેઠા હતા ? એટલા થોડા ટાઈમમાં તત્ત્વોનું સ્વરૂપ સમજી શકાય પણ કેવી રીતે ? માટે ગૌતમસ્વામીથી સંબંધ થયા પહેલાં પણ તેઓમાં સમ્યકત્વ હસે જ તો જ તુરત કેવલજ્ઞાનને પામ્યા. એટલે તાપસ અવસ્થામાં તો પ્રભુ મહાવીરે પ્રરૂપેલ તત્ત્વની શ્રદ્ધાવાળા ન હતા. આ ઉપરથી જૈનદર્શનને માન્ય તત્ત્વોને નહિં સ્વીકારનારમાં પણ સમ્યકત્વનો નિષેધ થઈ શકે નહિં."

આનું સમાધાન એ છે કે ગૌતમસ્વામીની લબ્ધિ જોયા પહેલાં જ તે તાપસોને સમકિત થયેલું હોવું જ જોઈએ એમ કહેવું તે સમ્યકત્વની સમજનો જ અભાવ છે. શ્રી ગૌતમ સ્વામીનો સંબંધ થવા પહેલાં તો તે તાપસોમાં મિથ્યાત્વ હતું. અને સમ્યકત્વની પ્રાપ્તિ તો તેમને ગૌતમસ્વામીનો સંબંધ થયા બાદ તુરતમાં જ થઈ છે. અને પછી કેવલજ્ઞાન થયું છે.

" જીવાદિ તત્ત્વોનું વિસ્તૃત રીતે સમજવાનો ટાઈમ જ નથી રહ્યો એટલા ઉપરથી ગૌતમ સ્વામીથી પ્રતિબોધિત તે તાપસો અલ્પ સમયમાં સમ્યકત્વ પામી જ ન શકે તેમ માનવું તે પણ ભૂલ ભરેલું છે. કારણ કે 'સમ્યકત્વની પ્રાપ્તિતો દર્શન મોહનીય કર્મના ઉપશમ–ક્ષયોપશમ કે ક્ષયથી જ થાય છે. અને તેમાં બહુ જ અલ્પ સમય લાગે છે, તે આગળ વિચારવામાં આવસે. યથાસ્થિત તત્ત્વશ્રદ્ધા તે તો સમ્યકત્વની કસોટી છે.

કસોટીએ કસતાં સુવર્ણ ન લાગે તો સમજવું કે સુવર્ણ નથી. પણ કસોટીએ ન ચડયું હોય તેથી કરીને કંઈ સુવર્ણ નથી એમ કહી જ ન શકાય. તેવી રીતે યથાસ્થિત તત્ત્વસ્વરૂપ વર્ણવતાં તેમાં કંઈ પણ અશ્રદ્ધા થાય તો તો સમજવું કે સમ્યક્ત્વમાં ખામી છે. પણ અલ્પ સમયમાં જ સમ્યક્ત્વ પામી તુરત જ કેવલજ્ઞાન પ્રાપ્ત કરનાર આત્માને સમ્યક્ત્વ પ્રાપ્તિથી કેવલજ્ઞાન પ્રાપ્તિ વચ્ચેના અલ્પકાળમાં યથાસ્થિત તત્ત્વથી કસી ન શકાય તેટલા માત્રથી સમ્યક્ત્વની પ્રાપ્તિ તે ટાઈમે નથી થઈ એમ કેમ માની શકાય?

વળી કોઈ શંકા કરે કે તાપસોને પ્રતિબોધ કરી સમ્યક્ત્વ પમાડવામાં તો ગૌતમસ્વામી હતા. પરંતુ અન્ય લિંગે સિદ્ધ થયેલ જીવોને સમ્યક્ત્વ પમાડવામાં કોઈ વ્યક્તિ ન હતા. છતાં પણ તેમને સમ્યક્ત્વ થયું હતું. માટે જનેતરો પણ સમકિતી હોઈ શકે.

અહીં સમજવું જોઈએ કે સમ્યક્ત્વ પ્રાપ્તિ કોઈ મહાત્માના ઉપદેશથી જ થાય એવો એકાંત નિયમ નથી. સ્વયં પરિણામની વિશુદ્ધિ દ્વારા પણ સમ્યક્ત્વ પ્રાપ્તિ જીવમાં થઈ શકે છે. એટલે યથાર્થ તત્ત્વોપદેશકના અભાવે પણ સમ્યક્ત્વ પ્રાપ્તિ જૈનદર્શનમાં કહી છે.

વળી જૈનેતર તે સમ્યક્ત્વી થઈ શકે, પણ સમ્યક્ત્વ પામ્યા પછી જૈનેતર ન હોય. કારણ કે સમ્યક્ત્વ પ્રાપ્તિની પૂર્વ અવસ્થા જૈનેતર હોય, પરંતુ સમ્યક્ત્વ પ્રાપ્તિ સમયે

જનેતર ન કહેવાય. સમ્યક્ત્વ પ્રાપ્તિ પછી આયુષ્ય લાંબું હોય તો તે જીવ બાહ્યથી પણ જનદર્શનાનુસાર જ આચાર વિચારવાળો બને. અને આયુષ્ય બહુ જ અલ્પકાળનું હોય તો કદાચ કેવલજ્ઞાન પણ પ્રાપ્ત કરી નિર્વાણ પામે તો બાહ્યથી અન્ય લીંગી પણ હોય. તેથી જ તેવા આત્માઓને જનદર્શનમાં "અન્યલિંગ સિદ્ધ" તરીકે ઓળખાવ્યા છે.

વળી જનકુળમાં જન્મવા માત્રથી જ તે જૈન કે સમ્યક્ત્વી કહેવાય એવું નથી. જનકુળમાં જન્મ પામેલ હોય કે અન્ય કુળમાં જન્મ પામેલ હોય, જૈન સાધુ વેષે હોય કે અન્ય લીંગી હોય, પરંતુ સમ્યક્ત્વ તો, દર્શન-મોહનીય કર્મની ઉપશમતા-ક્ષયોપશમતા કે ક્ષયના આધારે જ છે. પોતાને જન કહેવરાવતા અભવ્ય જીવો પણ જન સાધુપણું અંગીકાર કરે છે, નવ પૂર્વ સુધીનું જ્ઞાન ભણે છે, અને સારામાં સારો બાહ્ય ત્યાગ કરી શરીર ઉપરની મૂર્છા ઉતારી તીવ્રતપ તપે છે. આવા જીવો વ્યવહારથી ભલે જન કહેવાય પરંતુ તેટલા માત્રથી તેઓ સમકીતી કહેવાતા નથી. અને જૈનદર્શનમાં તેઓની સમકીતી તરીકે ગણના પણ નથી. એટલે કેવલ, સંયોગથી કે વેશથી જન કે સમ્યક્ત્વી ન કહી શકાય. જૈન સાધુ વેષ ધારણ કરવા છતાં પણ જિનાજ્ઞાવિરૂદ્ધ આચાર વિચારમાં પ્રવૃત્ત એવા પાર્શ્વસ્થ-અવસન્ન-કુશીલ-સંસકત અને યથાછંદ એ પાંચ પ્રકારના સાધુઓને જૈનદર્શનમાં અવંદનીય કહ્યા છે. સાચો જૈન તો તેજ છે કે જે જૈનશાસનપ્રત્યે શ્રદ્ધા, પ્રતીતિ અને રૂચિવાળો છે. અને કેવલ આત્મસ્વરૂપ પ્રાપ્તિનો જ ઈચ્છુક છે.

સમ્યક્ત્વની પ્રાપ્તિ જીવને બે રીતે થાય છે. નિસર્ગ અને અધિગમ. સહજ વિચાર કરવાથી સમ્યક્ત્વ પ્રાપ્તિ થાય તે નિસર્ગ અને અન્યના ઉપદેશ વડે સમ્યક્ત્વ પ્રાપ્તિ થાય તે અધિગમ સમ્યક્ત્વ છે. તત્ત્વાર્થ ભાષ્યમાં જે માટે કહ્યું છે કેઃ—

"तस्यानादौ संसारे परिभ्रमतः कर्मत एव कर्मणः स्वकृतस्य बन्ध निकाचनोदय निर्जरापेक्षं नारक तिर्यग् योनि मनुष्यामर भव ग्रहणेषु विविधं पुण्य-पाप-फलमनुभवतो ज्ञान-दर्शनोपयोग स्वाभाव्यात् तानि तानि परिणामाध्यवसाय स्थानान्तराणि गच्छतोऽनादि मिथ्यादृष्टेरपि सतः परिणाम विशेषाद पूर्वकरणं तादृग् भवति येनास्यानुपदेशात् सम्यग्दर्शनमुत्पद्यते इत्येतत् निसर्ग सम्यग् दर्शनम् ॥

આ સંસારચક્રમાં કર્મવશવર્તી જીવ સ્વકર્માનુસારે ચારે ગતિમાં પરિભ્રમણ કરતો નાના પ્રકારનાં સુખ-દુઃખોનો અનુભવ કરતો, નિર્જરા વડે આત્મસત્તામાં રહેલ કર્મપરમાણુઓનો પરિશાટ કરતો, શુભાશુભ અધ્યવસાયના યોગે પુનઃ નવીન કર્મને ઉપાર્જન કરતો છતો પાણીના રેંટની માફક સંસારમાં પરિભ્રમણ કરે છે.

એ પ્રમાણે અનંતા પુદ્ગલપરાવર્તન સુધી અવ્યવહાર રાશિમાં સૂક્ષ્મનિગોદમાં પરિભ્રમણ કરીને જન્મ-મરણાદિના અસહ્ય પરિતાપને ભોગવતો અકામ નિર્જરા વડે કર્મક્ષય કરતો અનુક્રમે વ્યવહાર રાશિમાં આવે છે.

એ વ્યવહાર રાશિમાં પણ પુન્યના ઉદયથી પર્યાપ્ત સંજ્ઞિપંચેંદ્રિયપણું પ્રાપ્ત થાય, ત્યારે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવની શુભ સામગ્રીને પામી ભવ્યત્વના યોગે યથાપ્રવૃત્તિ કરણુ વડે કર્મલાઘવ કરે છે; અને અપૂર્વકરણાદિ સામગ્રી પ્રાપ્ત કરી ક્રમશઃ ઔપશમિક સમ્યક્ત્વને પામે છે. આ "निसर्ग सम्यक्त्व કહેવાય છે. અર્થાત્ તીર્થંકરાદિનો ઉપદેશ, અને જિનબિંબનાં દર્શન વિગેરે સમ્યગ્દર્શન થવાનાં નિમિત્તો વિના જ સ્વભાવિક રીતે ભવ્ય પ્રાણીને જે સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે, તે "निसर्ग" સમ્યગ્દર્શન છે.

હવે બીજો પ્રકાર–ગુરૂપદેશાદિ કોઈપણુ બાહ્યનિમિત્તથી આત્મામાં ઉત્પન્ન થયેલ તથાપ્રકારના અધ્યવસાય વડે મિથ્યાત્વમોહનીયનો જે ઉપશમાદિ થવો, અને તેથી આત્માને જે ઔપશમિકાદિ સમ્યક્ત્વની પ્રાપ્તિ થવી તેનું નામ "अधिगम सम्क्त्त्व" છે. અહીં એટલું ખાસ લક્ષમાં રાખવાનું છે કે પ્રથમ જણાવેલ निसर्ग સમ્યક્ત્વ તેમજ આ अधिगम સમ્યકત્વ તે મિથ્યાત્વ મોહનીયનો ઉપશમ (અથવા ક્ષયોપશમ) થવાથી જ પ્રાપ્ત થાય છે.

અર્થાત્ ઔપશમિક સમ્યગ્દર્શનની પ્રાપ્તિ મિથ્યાત્વ મોહનીયના ઉપશમથી જ થાય છે.

અહીં निसर्ग સમ્યક્ત્વ તે સ્વભાવ જન્ય છે, અને अधिगम સમ્યક્ત્વ તે નિમિત્ત જન્ય છે. અધિગમ તે નિમિત્તરૂપ છે. નિસર્ગ સમ્યક્ત્વવાળાને પણ પૂર્વ જન્મોમાં અધિગમ હોવો જોઈએ. અધિગમ વડે કરીને જ સમ્યક્ત્વ

પ્રાપ્તિની યોગ્યતાનો પ્રારંભ, નિસર્ગ સમ્યકત્વ પામવાના પૂર્વભવમાં થયેલ હોય છે. અને તે યોગ્યતા ક્રમેક્રમે પૂર્ણ કક્ષાએ પહોંચતાં પુનઃ અધિગમ વિના પણ તે જીવોમાં સમ્યક્ત્વનો પ્રાદુર્ભાવ થઈ જાય છે. યોગ્યતાના પ્રારંભે અધિગમ હોય, પરંતુ યોગ્યતાની પૂર્ણતાએ સમ્યક્ત્વ પ્રગટ થવા ટાઈમે અધિગમ નહીં હોવાથી નિસર્ગ સમ્યક્ત્વ કહ્યું. સમગ્ર ભવચક્રમાં એકપણ અધિગમ વિના જ સમ્યક્ત્વ પામીને મોક્ષે જનારા જીવોની સંખ્યા મરૂદેવા માતાની જેમ વિરલ હોય છે. મરૂદેવી માતાને પણ સમવસરણની ઋદ્ધિના દર્શનરૂપી અધિગમ તો હતો જ.

મિથ્યાત્વ માટે આલંબનની–નિમિત્તની જરૂર નથી. કારણ કે અનાદિકાળના અસદ્‌ભ્યાસથી, મલીન વાસનાઓના જોરથી જીવ કુદરતી રીતે જ મિથ્યાત્વ આચાર–વિચારવાળો તો છે જ. એ સ્થિતિમાં એને સમ્યગ્‌વૃત્તિ સહજ રીતે જાગે એવું છે જ નહિં. મિથ્યાત્વ વાસનાઓથી તો જગત ભરેલું જ છે.

પરંતુ ઉપદેશ વિના કે નિમિત્ત વિના સમ્યક્ત્વ થતું નથી. તેમાં પણ નિમિત્ત પ્રાયઃ સમ્યગ્દર્શનીનું જ હોય. કદાચિત્ત નિમિત્તરૂપે મિથ્યાત્વી પણ હોય, પરંતુ તેનો ઉપદેશ સમ્યગ્દર્શનને અનુસરતો જ હોય. જૈનશાસ્ત્રમાં અભવ્ય જીવોના ઉપદેશથી પણ કેઈક ભવ્ય જીવોને સમ્યક્ત્વ થયાનું વર્ણન આવે છે. આવા અભવ્ય ઉપદેશકો તો ત્રણેય કાળ મિથ્યાત્વમોહનીય કર્મના ઉદયવાળા હોય છે.

છતાં તેઓને યથાપ્રવૃત્તિકરણ થતું હોવાથી તીર્થંકર પ્રભુના સમવસરણ સુધી જઈ શકે છે. અને દેવલોક વિગેરે સાંસારિક સુખપ્રાપ્તિની ઇચ્છાથી જૈન સાધુપણુ લઈ, પાલન પણ બહારથી ઉંચા પ્રકારનું કરે છે, નવ પૂર્વ સુધીનું જ્ઞાન પણ ભણે છે, દ્રવ્યઅહિંસાનું પણ પાલન કરે છે, અને એ રીતે નવમા ગ્રૈવેયક સુધી ઉત્પન્ન થાય છે. આવા જીવોનો ઉપદેશ, સર્વજ્ઞ પ્રણિત યથાર્થ તત્ત્વ નિરૂપણનો જ હોય છે, પરંતુ પોતે ઉપદેશક હોવા છતાં પણ મિથ્યાત્વ મોહનીયના તીવ્ર ઉદયથી પોતાનો આત્મા ભૌતિક સુખ પ્રાપ્તિની જ દૃષ્ટિવાળો હોઈ પોતે સમ્યક્ત્વ પામી શકતો નથી. જ્યારે તેમના બાહ્ય ઉપદેશથી અન્ય જીવો સમક્તિ પામી જાય છે.

તેમ છતાં પણ અહિં ખાસ ખ્યાલમાં રાખવું જરૂરી છે કે મિથ્યાત્વીનો ઉપદેશ,મિથ્યાત્વીનો સંસર્ગ,અને મિથ્યાત્વના સંયોગો કરતાં, સમ્યક્ત્વીનો ઉપદેસ, સમ્યક્ત્વીનો સંસર્ગ અને સમ્યક્ત્વના સંયોગો જ સમ્યક્ત્વ પ્રાપ્તિના નિમિત્ત કારણમાં ધોરી માર્ગ છે. અને તેથી જ સુદેવ–ગુરૂ–ધર્મના સ્થાનો તરફ રૂચિ, સામાન્ય પ્રશમાદિ ભાવો અને સમ્યગ્દર્શનના બાહ્ય અધિષ્ઠાનોમાં સહકાર વગેરે હોવા ટાઈમે માર્ગાનુસારી અવસ્થામાં પણ તેને વ્યવહારથી સમ્યગ્દર્શન કહેવાય છે.

કોઈ કહે કે બીજાના પરાભવથી, બીજાની નિંદાથી અને પોતાનો ઉત્કર્ષ કરવાથી અનેક ભવકોટીએ છૂટી ન

શકે એવું નીચ ગોત્રકર્મ બંધાય. માટે કોઈને મિથ્યાત્વી કહેવો એ સારૂં ન કહેવાય.

આ વાત બરાબર છે. પણ સાથે સમજવું જોઈએ કે અન્યનો પરાભવ કરવા કરાવવામાં, પોતાનો ઉત્કર્ષ કરવા કરાવવામાં, ગણવા ગણાવવામાં વપરાતાં વચનો, નિંદા અને દ્વેષાદિનાં સ્થાન ગણાય. તેથી નીચગોત્ર બંધાય તે ભવાંતરમાં પણ છોડવું મુશ્કેલ પડે. પણ અહિં તો સમ્યક્ત્વના વર્ણનમાં સ્વરૂપ નિરૂપણની બુદ્ધિ છે. ધિક્કારની બુદ્ધિ નથી. વસ્તુતત્ત્વના કથનમાં અન્ય પ્રત્યેના ધિક્કારની, અપમાનની કે પોતાનો ઉત્કર્ષ મનાવવાની બુદ્ધિ હોવી જોઇએ નહીં. માર્ગદર્શનની મનોવૃત્તિમાં વાંધો નથી. માર્ગદર્શનની મનોવૃત્તિને જો નિંદાના સ્વરૂપમાં ગણાતી હોત તો જગતમાં સત્ય અને અસત્ય, શાહુકાર અને ચોર, ધર્મી અને પાપી, ડાહ્યો અને મૂર્ખનું નિરૂપણ કોઈ કરી શકત જ નહીં. પણ એ રીતે વસ્તુનું નિરૂપણ કરનારને આપણે નિંદાખોર કહી શકતા નથી. માટે સમ્યક્ત્વનું નિરૂપણ કરનારને નિંદાખોર કહી શકાય જ નહીં.

વ્યક્તિને અપમાનજનક વચનો ન કહેવાય, એ વિધાનમાં વાંધો નથી. સમષ્ટિગત કથનમાં તથા વ્યક્તિગત કથનમાં ભેદ છે. સામાન્ય નિરૂપણમાં પણ નિંદાને અવકાસ નથી. જૈનદર્શનમાં ગોશાલા, જમાલિ વગેરેને વ્યક્તિગત કહેવામાં આવ્યું છે. જમાલી તે પણ કોઈ જૈનેતર નહીં પણ જૈનદર્શની. એટલું જ નહીં પણ જૈન સાધુ અને તેમાં ય

વર્ત્તમાન જનશાસનપતિ પ્રભુ મહાવીરનો ગૃહસ્થપણાનો જમાઈ. જ્યાં સત્યનો પક્ષપાત છે ત્યાં વ્યક્તિનો પક્ષપાત હોઈ શકે જ નહીં. વ્યક્તિના પક્ષપાતથી પ્રેરાઈ સત્યના પક્ષને ત્રોડી નાખનાર તે મિથ્યાત્વી જ કહેવાય. જૈનદર્શનમાં તો યથાર્થ તત્ત્વનો પક્ષપાત છે, વ્યક્તિનો પક્ષપાત નથી.

શ્રી તીર્થંકરના જીવો અંગે પણ સમ્યક્ત્વપ્રાપ્ત ભવથી પ્રારંભી કેવલજ્ઞાનપ્રાપ્ત ભવ સુધીમાં વ્યતીત સારા બુરા જીવનનું વિવરણ તે વસ્તુસ્વરૂપના નિરૂપણની બુદ્ધિએ સ્પષ્ટપણે જૈનદર્શનમાં કરેલું છે. અમારા ભગવાન છે, માટે તેમના છદ્મસ્થકાળમાં આધ્યાત્મિક દૃષ્ટિએ થએલી તેમની ભયંકર ભૂલો જગત સમક્ષ ખૂલ્લી ન મૂકાય એ માન્યતા જૈનદર્શનમાં નથી. અહિં તો સ્વરૂપનું નિરૂપણ કરવાની બુદ્ધિ છે. જગતના જીવોને સન્માર્ગગામી બનાવવાની બુદ્ધિએ સારી અને બુરી બન્ને હકિકતનું નિરૂપણ હોવું જોઈએ. એ રીતનું નિરૂપણ ન હોય તો કઈ ચીજ બુરી છે અને કઇ ચીજ સારી છે તેનો જગતને ખ્યાલ પણ ન રહી શકે. અનશનધારી આનંદશ્રાવક પાસે ગણધર ભગવાન શ્રી ગૌતમસ્વામીજી પધારે છે. પરસ્પર વાતચિતમાં મતભેદ થાય છે. શ્રી ગૌતમસ્વામીજી ત્યાંથી પ્રભુ મહાવીર પાસે આવે છે ત્યારે પ્રભુમહાવીર તેમને કહે છે કે "ગૌતમ! આનંદનું કથન સત્ય છે. તારૂં કથન અસત્ય છે. માફી માંગ!. શ્રી ગૌતમસ્વામીજી મહારાજા તે આનંદ શ્રાવકના મન્તવ્ય પ્રત્યેની દ્વેષ બુદ્ધિથી બોલ્યા નહતા પણ તે પદા-

ર્થના મન્તવ્યમાં જ ભિન્નતા હતી.શ્રી ગૌતમસ્વામીજી કોણ ? ભગવાનના પ્રથમ ગણધર ! પોતાની જમણી ભુજા જેવા. એવા શ્રી ગૌતમ ગણધર પાસે પણ ભગવાન્ મિચ્છામિદુક્કડં દેવરાવે છે. આવું ત્યાં જ બને કે જ્યાં વ્યક્તિ કે સ્થાનનો પક્ષપાત નહિં હોતાં સત્યનો જ પક્ષપાત હોય.

જનદર્શનને માન્ય દેવ–ગુરૂ–ધર્મનો અનન્યરાગી વ્યક્તિ પણ તત્ત્વની પ્રરૂપણા અંશ માત્ર વિપરીતપણે કરે તેવાઓને ય જૈનદર્શને સત્યના સંરક્ષણની બુદ્ધિએ નીડરપણે મિથ્યા-ત્વી ગણી વખોડી કાઢ્યા છે. પોટ્ટશાલ નામના પરિવ્રાજકને તત્ત્વજ્ઞાનની વિપરીત પ્રરૂપણાવડે હરાવી વિજય મેળવનાર જૈન સાધુને, તેના ગુરૂએ તેની ખોટી પ્રશંસા નહીં કરતાં વિપરીત પ્રરૂપણાની માફી નહિં માગવાથી સંઘ બહાર મૂક્યો હતો. હકિકત એવી હતી કે :—

શ્રી વીરપ્રભુના નિર્વાણ પછી ચારસોને ચુમ્માલીસ વર્ષે અંતરંજિકા નામની નગરીમાં વ્યંતરના ચૈત્યમાં રહેલા શ્રી ગુપ્ત નામના આચાર્યને વાંદવા માટે બીજા ગામથી આવતા એવા તેમના રોહગુપ્ત નામના શિષ્યે વાદીએ વગડાવેલા પટહનો ધ્વનિ સાંભલીને પોતે તેની સાથે વાદ કરવા જણાવ્યું. તથા તે વાત ગુરૂને આવીને કહી. પછી ગુરૂએ તેને વાદીની વીંછી–સર્પ–ઉંદર–હરિણી–ડુકરી–કાગડી તથા શકુનિકા નામની વિદ્યાઓને જીતવા માટે મયૂરી, નૈકુલી, બિડાલી, વ્યાઘ્રી, સિંહી, ઉલૂકી તથા શ્યેની નામની સાત વિદ્યાઓ આપી; તથા બાકીના ઉપદ્રવોને હરનારૂં

એવું એક રજોહરણ પણ આપ્યું. પછી બલશ્રી રાજાની સભામાં પોટ્ટશાલ નામના પરિવ્રાજકની સાથે તેણે વાદ કરવા માંડ્યો. ત્યાં તે પરિવ્રાજકે જીવ અજીવ, તથા સુખ દુઃખ રૂપી બે રાશિનું સ્થાપન કર્યું. ત્યારે રોહગુપ્તે ત્રણ જાતિના દેવ, ત્રણ અગ્નિ, ત્રણ શક્તિ, ત્રણ સ્વર, ત્રણ લોક, ત્રણ પદ, ત્રણ પુષ્કર, ત્રણ બ્રહ્મ, ત્રણ વર્ણ ત્રણ ગુણ, ત્રણ પુરૂષ, ત્રણ સંધ્યા, ત્રણ વચન તથા ત્રણ પુરૂષાર્થ વિગેરેના દૃષ્ટાંતથી, જીવ–અજીવ અને નોજીવ એવી ત્રણ રાશીઓ સ્થાપી. પછી તેની વિદ્યાઓને પોતાની વિદ્યાઓથી જીતી; તથા છેવટે વાદીએ મુકેલી રાસભી વિદ્યાને રજોહરણથી જીતીને, મહોત્સવપૂર્વક ગુરૂપાસે આવીને સઘલો વૃત્તાંત તેમને કહી સંભલાવ્યો.

ત્યારે ગુરૂએ કહ્યું કે હે વત્સ ! તેં ઠીક કર્યું; પણ જીવ–અજીવ અને નોજીવ એમ ત્રણ રાશિનું જે સ્થાપન કર્યું તે ઉત્સુત્ર છે. માટે હવે ત્યાં જઈ મિથ્યાદુષ્કૃત દેઈ આવ. ત્યારે તેણે અહંકાર લાવી કહ્યું કે, એવી રીતે સભામાં પ્રરૂપીને હવે પાછું તેને અપ્રમાણ કેમ કરૂં ? પછી ગુરૂએ છ માસ સુધી રાજસભામાં તેની સાથે વાદ કરીને, અંતે કોઈ દુકાનેથી તે "નોજીવ" લાવવાનું કહેતાં તે નહીં લાવવાથી, તથા ચમ્માલીસો પ્રશ્નોથી તેને હરાવીને, અંતે આગ્રહ નહીં છોડવાથી તેને સંઘ બહાર કર્યો. આ છે જૈનદર્શનની પ્રમાણિકતા અને યથાર્થ તત્ત્વની ગાહ્ય દૃષ્ટિ જૈનદર્શન કહે છે કે અમારૂં તે સાચું નહીં, પણ સાચું

તે અમારૂં. અમારા કહ્યા પ્રમાણે ચાલે તે મોક્ષે જસે અને અન્યના કહેવા પ્રમાણે ચાલનારો મોક્ષે નહીં જાય એમ નહીં, પરંતુ સાચાને માનનાર મોક્ષે જસે અને ખોટાને માનનારો મોક્ષે નહીં જાય. સાચાને માનનારો તરી જસે અને જૂઠાને માનનારો ડૂબી જસે.

અમારા દર્શનના વિરોધી ડૂબી જવાના અને અવિરોધી તરી જવાના એ રૂપે સમ્યક્ત્વ અને મિથ્યાત્વની વ્યાખ્યા જૈનદર્શનમાં નથી. અમને માનો કે ન માનો પણ સાચા રસ્તે આવેલો હોવો જોઇએ. જે પદાર્થો જેવા રૂપે છે તેવા રૂપે માન્યતાવાળો તરી જસે, અને નહીં માને તે તરવાનો નહીં, વસ્તુ સ્વરૂપ જેવું હોય તેવારૂપે માનવું તે સમ્યક્ત્વ અને તેથી વિપરીત માનવું તે મિથ્યાત્વ. આ બે શબ્દોમાં કોઈને વાંધો કે ઝગડો ન હોય.

હવે જગતને સાચું કબુલ છતાં પણ સાચું અને જુઠું કહેવું કોને? તેના નિર્ણયની પણ જરૂર રહે. ત્યાં જૈનદર્શન કહે છે કે "जिणपन्नत्तंतत्तं." મહાવીરે કહ્યું તેથી સાચું અને કપિલાદિએ કહ્યું તેથી જુઠું એમ નહીં, પણ જિનેશ્વરે કહ્યું તે સાચું અને અન્યે કહ્યું તે જુઠું. હવે જિન કોને કહેવા? તો તે અંગે વ્યાખ્યા આગળ વિચારાઈ ગઈ છે. એ વ્યાખ્યાનુસાર લક્ષણયુક્ત હોય તે જિન, પછી નામથી ભલે મહાવીર હોય, બ્રહ્મા હોય કે વિષ્ણુ હોય, પણ અઢાર દૂષણ રહિત તે જિન. અને તે જિનોએ

સ્થાપિત જે શાસન તે જૈનશાસન. તે શાસનને અનુસરનારો—માન્ય રાખનારો—શિરસાવંદ્ય સ્વીકારનારો તે જૈન.

આ રીતે સમ્યક્ત્વની પરીક્ષા તે યથાર્થ તત્ત્વથી, યથાર્થ તત્ત્વની પરીક્ષા તે તત્ત્વના પ્રરૂપકથી, તત્ત્વના પ્રરૂપકની પરીક્ષા તે રાગદ્વેષાદિ અઢાર દૂષણ રહિત જીવનથી સ્વીકારનાર જે દર્શન તેજ જૈનદર્શન છે, આવા જનદર્શનને પ્રાપ્ત કરનારો મનુષ્ય ફક્ત જનદર્શનને પામીને મગરૂબી બની અન્ય મિથ્યાત્વી છે અને હું સમક્તિી છું એવો અભિમાની ન બને. પરંતુ જૈનદર્શનમાં પ્રરૂપિત તત્ત્વાનુસાર પોતે હેય—જ્ઞેય અને ઉપાદેયના વિવેકવાળો છે કે નહીં તેની જ સાવચેતી રાખે.

આજે તો મિથ્યા માન્યતા કરતાં મિથ્યાત્વ નામથી ઘણા ભડકે છે. મિથ્યા માન્યતા ધરાવવામાં પોતાને જેટલું દુઃખ થતું નથી તેથી કઈ ગણું દુઃખ પોતાને કોઈ મિથ્યાત્વી કહે તેમાં છે. આત્માર્થી જીવ તો પોતાને કોઈ મિથ્યાત્વી કહે કે સમ્યક્ત્વી કહે તેનો ખ્યાલ નહીં કરતાં મારી કોઈ પણ માન્યતા મિથ્યા તો નહીં હોય ને? અતીન્દ્રિય તત્ત્વોની માન્યતા જેના બતાવેલ માર્ગથી સ્વીકારી હું ચાલી રહ્યો છું તે માર્ગના પ્રરૂપક છદ્મસ્થ હતા કે સર્વજ્ઞ હતા? તેમનું જીવન રાગ—દ્વેષાદિ અઢાર દૂષણ રહિત હતું કે કંઈ પણ દૂષણ સહિત હતું? આ બધી વિચારણા, પૂર્વગ્રહ છોડીને કરનાર જ સત્યમાર્ગને અપનાવી શકે.

આ બધી, સત્ય માન્યતારૂપ સમ્યક્ત્વ અને અસત્ય માન્યતારૂપ મિથ્યાત્વની પરીક્ષાની રીત છે, પરંતુ જૈનદર્શન કહે છે કે સમ્યક્ત્વને રોકનાર તો આત્માની સાથે સંબંધિત થયેલ "દર્શન મોહનીય" કર્મ જ છે. દર્શન મોહનીય કર્મ ત્રણ પ્રકારે છે. (૧) સમ્યક્ત્વ મોહનીય (૨) મિશ્ર મોહનીય અને (૩) મિથ્યાત્વ મોહનીય. અહીં કર્મ તો માત્ર મિથ્યાત્વ મોહનીય, તે જ દર્શનમોહનીય કર્મ છે.

પરંતુ બંધાયા પછી આત્માના પરિણામ વિશેષને લીધે તેના ત્રણ ભાગ પડી જાય છે.

(૧) તદ્દન અલ્પ રસવાળાં બની જવાથી દર્શન મોહનીયનાં દલિકો (કર્મપરમાણુઓ) શુદ્ધ રૂપે પ્રવર્તી તત્ત્વરૂચિરૂપ સમ્યક્ત્વમાં બાધા નહીં પહોંચાડતાં અતિચાર લગાડવા પુરતું જ નુકસાન કરનારાં હોય ત્યારે તે **સમ્યક્ત્વ દર્શન મોહનીય** નામે ઓળખાય છે.

(૨) દર્શન મોહનીયનાં દલિકોનો અમુક ભાગ, અર્દ્ધ-વિશુદ્ધ બની યથાર્થ તત્ત્વની રૂચિમાં જીવને નહીં રાગ-વાળો કે નહીં દ્વેષવાળો બનાવવાના સ્વભાવવાળો બનેલો હોય, અગર અરધું સમ્યગ્દર્શન કે અરધું મિથ્યાદર્શનનું વેદન કરાવવાના સ્વભાવવાળો બને તે **મિશ્રદર્શન મોહનીય કર્મ** નામે ઓળખાય છે,

(૩) દર્શન મોહનીય કર્મનાં જે દલિકો મિથ્યાત્વના જ તીવ્ર રસવાળાં બની રહેલાં હોય અને જેના ઉદયથી

જીવ આધ્યાત્મિક દૃષ્ટિએ મનાતા હિતને અહિત સમજે, અને અહિતને હિત સમજે, યથાર્થ તત્ત્વની રૂચિવાલો ન બને, તે કર્મ દલિકોને **મિથ્યાત્વ દર્શન મોહનીય કર્મ** કહેવાય છે.

અનાદિકાળથી સંસાર પરિભ્રમણમાં એકાદ વખત પણ સમ્યક્ત્વ પ્રાપ્ત ન થયું હોય તેવા જીવોને તો ફક્ત મિથ્યાત્વ દર્શનમોહનીય કર્મ જ હોય.

તે મિથ્યાત્વ મોહનીયના દલિકોમાંથી અમુકની મિશ્ર મોહનીયરૂપે અને અમુકની સમ્યક્ત્વ મોહનીયરૂપે સ્વભાવ પ્રાપ્તિ તો, એકાદ વખત સમ્યક્ત્વ પ્રાપ્ત જીવમાં જ હોઇ શકે છે. દર્શન મોહનીય કર્મદલિકોના આ ત્રણ ભાગને ત્રણપુંજ કહેવાય છે. મિથ્યાત્વ દર્શન મોહનીયનું પુંજ તદ્દન અશુદ્ધ, મિશ્રદર્શનમોહનીયનું પુંજ અર્દ્ધશુદ્ધ અને સમ્યક્ત્વ દર્શન મોહનીયનું પુંજ શુદ્ધ છે. અનાદિ મિથ્યાત્વીને તો અશુદ્ધ પુંજનો જ ઉદય વર્ત્તે છે. અને સત્તાગત દલિકો પણ મિથ્યાત્વ મોહનીયરૂપે જ હોય છે.

મિથ્યાત્વ મોહનીય કર્મના તીવ્ર રસને જૈનશાસ્ત્રમાં કઠીન અને ભીષણ ગ્રન્થી (ગાંઠ) તરીકે જણાવેલ છે. મિથ્યાત્વના આ તીવ્ર રસને તોડી નાખી એકદમ મંદ પાડી નાખવાના કાર્યને "ગ્રન્થીભેદ" કહેવાય છે. ગ્રન્થિ ભેદ કરવામાં વર્ત્તતા આત્મપરિણમને જૈનપરિભાષાએ "अपूर्वकरण" કહેવાય છે. આ ગ્રન્થિભેદ કર્યા સિવાય સમ્યક્ત્વ પ્રાપ્ત થઈ શકતું નથી. ગ્રન્થિભેદને યોગ્ય અપૂર્વ આત્મ સામર્થ્ય તેજ આત્મા કરી શકે કે જે આત્માને

આયુષ્ય કર્મ સિવાય શેષ સાતકર્મોની ઉત્કૃષ્ટ સ્થિતિમાંથી દરેકની સ્થિતિ માત્ર એક કોડાકોડિ સાગરોપમ સ્થિતિ કરતાં ઓછી રહે, અને બાકીની સ્થિતિનો ક્ષય થયેલો હોય. કર્મસ્થિતિની આવા પ્રકારની લઘુતા કરવામાં પ્રાપ્ત પરિણામને " યથાપ્રવૃત્તકરણ " કર્યું કહેવાય છે. આવું યથાપ્રવૃત્તિકરણ જીવને અનાભોગપણે થાય છે. અને તે પણ ભવચક્રમાં અનંતીવાર થાય છે.

યથાપ્રવૃત્તિકરણ થવા છતાં પણ જ્યાંસુધી જીવ આત્મ પુરૂષાર્થને વિકસીત કરી અસાધારણ સામર્થ્ય દ્વારા દુર્ભેદ દુર્ગ (ગ્રન્થિ)ને ભેદવામાં મગ્ન થતો નથી ત્યાંસુધી ગ્રન્થિ ભેદ કરવામાં સફળ થતો નથી. અને અનન્તીવાર ગ્રન્થિ સુધી આવી ગ્રન્થિભેદ કર્યા વિના જ પાછો પડી જઈ કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધવા માંડે છે. એમ અનંતીવાર પ્રાપ્ત યથાપ્રવૃત્તકરણ પૈકી છેલ્લા યથાપ્રવૃત્તિકરણમાં જીવને જ્યારે કષાય મંદ પડે છે, મોક્ષપ્રાપ્તિ સિવાય તેને કોઈ ઇચ્છા રહેતી નથી, અંતરમાં દયાનો સંચાર થાય છે, અને તેનો સંસાર અર્દ્ધપુદ્ગલ પરાવર્ત્તથી વિશેષ શેષ ન હોય ત્યારે જીવ, અપૂર્વ આત્મપરિણામ રૂપી ભાવોલ્લાસ પ્રાપ્ત કરી અપૂર્વ આત્મ સામર્થ્યદ્વારા ગ્રન્થિભેદ કરે છે.

યથાપ્રવૃત્તિકરણ, અપૂર્વકરણ અને હવે પછી કહેવાતું અનિવૃત્તિકરણ એ આત્માની ભિન્નભિન્ન અવસ્થાનાં પરિણામો છે. તેમાં યથાપ્રવૃત્તિકરણ થતાં પહેલાં તીવ્ર મિથ્યાત્વનો ઉદય હોવા છતાં પણ એક અંતર્મુહૂર્ત્ત સુધી અનેક પ્રકારની

અપૂર્વ વિશુદ્ધિ પ્રાપ્ત થાય છે. એટલે અપૂર્વ વિશુદ્ધિનો અંતર્મુહૂર્ત્ત કાળ, ત્યારબાદ કર્મસ્થિતિની લઘુતા કરવાનો યથાપ્રવૃત્તિ કરણનો અંતર્મુહૂર્ત્ત કાળ, ત્યારબાદ ગ્રન્થિભેદ કરવાના પરિણામરૂપ અપૂર્વ કરણનો અંતર્મુહૂર્ત્ત કાળ અને અપૂર્વકરણના અંતર્મુહૂર્ત્ત કાળ બાદ એક અંતર્મુહૂર્ત્ત કાળ "અનિવૃત્તિકરણ"નો હોય છે. આ અનિવૃત્તિકરણ રૂપ પરિણામના અંતર્મુહૂર્ત્ત કાળમાં ગ્રન્થિભેદ થયેલ હોવા છતાં પણ મિથ્યાત્વનો ઉદય તો વર્તતો જ હોય છે. પરંતુ તે સમયના આત્મપરિણામો દ્વારા તે અનિવૃત્તિ કરણના અંતર્મુહૂર્ત્ત બાદ ભોગવવા યોગ્ય ઉદયમાં આવવાનાં મિથ્યાત્વ મોહનીય કર્મનાં દલિકોને એવાં બનાવી દે છે કે અનિવૃત્તિ કરણનો કાળ પૂર્ણ થયા બાદ એક અંતર્મુહૂર્ત્ત કાળ સુધી તે દલિકો ઉદયમાં વર્ત્તી શકતાં નથી. અને સાંડસામાં પકડાયેલ સર્પની જેમ ઉપશાન્ત પડયાં રહે છે. મિથ્યાત્વ મોહનીય કર્મ દલિકોની ઉપશમતાના આ અંતર્મુહૂર્ત્ત કાળમાં સમ્યગ્દર્શન ગુણની પ્રગટતાથી જીવ યથાર્થ શ્રદ્ધા કરી શકે છે.

દેવ–ગુરૂ–ધર્મની વાસ્તવિક ઓળખાણવાળો થાય છે, અને जं जिणेसर भासिआइं तमेव सच्चं ના ઉલ્લસિત ભાવવાળો વર્ત્તે છે. તેના આત્મામાં શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિકતા પ્રગટે છે. અને કર્ત્તવ્ય તરીકે રત્નત્રયીની આરાધના જ ઇચ્છે છે. અહીંયાં મિથ્યાત્વ મોહનીય કર્મ અને અનંતાનુબંધી ચાર કષાયોની ઉપશમતાના

યોગે જ સમ્યક્ત્વ પ્રાપ્તિ થએલ હોઈ માત્ર અંતર્મુહૂર્ત્ત કાળ સુધી જ ટકી રહેનાર આ સમ્યક્ત્વને "ઉપશમ સમ્યગ્દર્શન" કહેવાય છે. મિથ્યાત્વમોહનીયરૂપ એક જ જાતના દર્શનમોહનીય કર્મના પ્રથમ કહ્યા મુજબ જે ત્રણ પુંજ થાય છે તે આ ઉપશમ સમ્યગ્દર્શનની ભાવ વિશુદ્ધિ વડે જ થાય છે. અને ત્રણ પુંજ થતાંમાં તો ઉપશમ સમ્યગ્દર્શનનું અંતર્મુહૂર્ત પુરૂં થઈ ગયા બાદ ત્રણ પુંજ રૂપે થએલ દર્શનમોહનીયના શુદ્ધ પુંજનો જો ઉદય શરૂ થાય તો તેનાં (શુદ્ધ પુંજનાં) ઉદયવર્ત્તિ દલિકોનો ક્ષય થતો જાય અને તે શુદ્ધ પુંજનો બાકીનો ભાગ અને બાકીના બે પુંજ (અર્દ્ધશુદ્ધ અને અશુદ્ધ) ઉપશમિત હોય. ઉપશમિત તે પુંજમાંથી તે ટાઈમે અશુદ્ધ પુંજના પ્રદેશો તે અર્દ્ધ પુંજમાં સંક્રમતા જાય અને અર્દ્ધ પુંજના પ્રદેશો શુદ્ધ પુંજમાં સંક્રમતા જાય.

એવી રીતે અશુદ્ધ પુંજમાંથી અને અર્દ્ધપુંજમાંથી પ્રદેશો સંક્રમતાં શુદ્ધ પુંજમાં એકત્ર થતા જાય. અહીં ઉદય તો શુદ્ધપુંજનો હોવાથી તત્ત્વ રૂચિમાં ખાસ અડચણ રૂપે થતાં નથી. આ રીતે દર્શન મોહનીયના શુદ્ધપુંજ (સમ્યક્ત્વ મોહનીય) રૂપ દલિકોના ઉદય સમયે વર્ત્તતું સમ્યક્ત્વ **ક્ષયોપશમ સમ્યગ્દર્શન** તરીકે ઓળખાય છે.

આ સમ્યક્ત્વનો એકધારો ઉત્કૃષ્ટ કાળ ૬૬ સાગરોપમ સુધી પણ હોઇ શકે છે. હવે કદાચ ઉપશમ સમકિતનો અંતર્મુહૂર્ત્તકાળ પૂરો થયે તુરત જ મિશ્રપુંજના દલિકોનો

ઉદય શરૂ થાય તો જીવ અરધું સમ્યગ્દર્શન અને અરધું મિથ્યાત્વ એમ મિશ્રભાવનો અનુભવ કરે છે, તેને **મિશ્ર-દર્શન** કહેવાય છે. આ મિશ્રદર્શન તો માત્ર અંતર્મુહૂર્ત્ત સુધી ટકી રહી ત્યારબાદ શુદ્ધપુંજનો ઉદય થાય તો ક્ષયોપશમ સમકિતની અને અશુદ્ધપુંજનો ઉદય શરૂ થાય તો મિથ્યાત્વની પ્રાપ્તિ થાય છે.

ઉપશમ સમકિતના કાળની પૂર્ણતાએ શુદ્ધ કે અર્દ્ધ-શુદ્ધ પુંજના દલિકોનો ઉદય શરૂ નહીં થતાં અશુદ્ધપુંજના દલિકોનો ઉદય શરૂ થવાનો હોય તો પ્રથમ છ આવલિકા પ્રમાણ ટાઈમ સુધી ફક્ત અનંતાનુબંધિ ચારે કષાયોમાંના કોઈ એક ક્રોધાદિનો ઉદય શરૂ થાય છે. આ છ આવલિકા સુધી સમ્યગ્, મિશ્ર કે મિથ્યાત્વ દશામાંથી એકે દશા નહીં વર્ત્તતાં ક્ષીર ખાધેલ મનુષ્યને ક્ષીરનાવમન ટાઈમે વર્ત્તતા ક્ષીરના સ્વાદની માફક ઉપશમ સમકિતના વમનથી વર્ત્તતી સમ્યગ્દર્શનના સ્હેજ સ્વાદવાળી દશા જીવને વર્ત્તે છે. તે ટાઈમે તેને **સાસ્વાદન દર્શન** સમ્યક્ત્વ કહેવાય છે. આ સ્થિતિ તો ઉપશમસમ્યક્ત્વથી પડવા ટાઈમે જ પ્રાપ્ત થાય છે. છ આવલિકા સુધી આ પ્રમાણે સાસ્વાદન દશા ટકી રહી, પછી જીવ મિથ્યાત્વ જ પામે છે. ક્ષયોપશમિક સમકિતથી મિથ્યાત્વે જતા જીવને સાસ્વાદનપણું હોઈ શકતું જ નથી. અનાદિ મિથ્યાત્વી જીવને પહેલવહેલું ઉપશમ સમકિત પ્રાપ્ત કરી ત્યાંથી મિથ્યાત્વે જતાં અગર ઉપશમ શ્રેણિથી પડતા જીવને ઉપશમસમકિતથી પતિત થઈ મિથ્યાત્વે જતાં સાસ્વાદનપણું હોય છે.

ક્ષયોપશમ સમ્યગ્દર્શન ટાઈમે અશુદ્ધ પુંજનાં દલિકોનું સંક્રમણ અર્દ્ધશુદ્ધમાં અને અર્દ્ધશુદ્ધનું સંક્રમણ શુદ્ધપુંજમાં થતાં થતાં તમામ દલિકો માત્ર શુદ્ધ પુંજરૂપે જ સંક્રમાઇ જાય, અને શુદ્ધપુંજનાં દલિકો ઉદયમાં વર્ત્તતાં વર્ત્તતાં વેદાઈને સંપૂર્ણ ક્ષય પામી જાય એટલે કે દર્શન મોહનીયકર્મના ત્રણેપુંજોનો દલિકસમુહ આત્મામાંથી બિલ્કુલ ખલાસ થઈ જાય તે વખતે જાગી ઉઠેલા આત્માના સંપૂર્ણ સમ્યગ્દર્શનને **ક્ષાયિક સમ્યગ્દર્શન** કહેવાય છે. આ સમ્યક્ત્વ કોઈપણ ટાઈમે ક્ષય નહીં પામવાના સ્વભાવવાળું હોવાથી તેનું નામ ક્ષાયિકસમ્યગ્દર્શન છે.

ક્ષયોપશમ સમ્યક્ત્વ ટાઈમે મિશ્ર કે અશુદ્ધ પુંજનો એક પણ કણ ઉપશમમાં નહોય, અને શુદ્ધપુંજનું વેદન એક સમય પુરતુંજ શેષ હોય તે ટાઇમે વર્ત્તતા સમ્યક્ત્વને **વેદક સમ્યક્ત્વ** કહેવાય છે.

અહીં ક્ષયોપશમિક સમ્યક્ત્વમાં દર્શન મોહનીય કર્મ પ્રકૃતિનો ઉદય તો છે, પરંતુ તેમાં શુદ્ધ મિથ્યાત્વનાં દલિકો (સમ્યકત્વ મોહનીય) નો ઉદય હોવાથી યથાર્થ તત્ત્વની શ્રદ્ધામાં આવરણરૂપે બનતાં નથી.

ઔપશમિક સમ્યક્ત્વમાં દર્શનમોહનીય કર્મપ્રકૃતિનો બિલ્કુલ ઉદય નહિ વર્ત્તતાં તે કર્મની સ્થિતિ, રાખમાં ભારેલા અગ્નિની જેમ ઉપશાંત છે.

એટલે તે ટાઈમે આત્મામાં દર્શનમોહનીયકર્મનું અસ્તિત્વ તો છે, માત્ર વેદનરૂપે નથી.

ક્ષાયિક સમ્યક્ત્વમાં તો તે દલિકોનો સર્વથા ધ્વંસ છે. એટલે પુનઃ તેના પ્રાદુર્ભાવને સ્થાન નથી.

ક્ષયોપશમિક સમ્યક્ત્વવાળાને શુદ્ધ થયેલાં દર્શન મોહનીયનાં દલિકો (સમ્યકત્વ મોહનીય) અશુદ્ધ થઈ જવાનો (મિથ્યાત્વ મોહનીયરૂપે થવાનો) અને ઔપશમિક સમ્યક્ત્વવાળાને ઉપશાંત દલિકો પ્રગટ થવાનો ભય રહે છે.

એકવાર સમ્યગ્દર્શન ગુણ પ્રગટ થયા બાદ જ્યાંસુધી આત્મામાં એ ગુણ ક્ષાયિક ભાવે પ્રગટ ન થાય ત્યાંસુધી પ્રાયઃ તે ગુણનો ઉદય અને અસ્ત, ઉદય અને અસ્ત એમ પરંપરા ચાલ્યા કરે છે. આત્મહિત માટે અનુકુળ નિમિત્ત મળતાં આત્મામાં અનુકુળતા પ્રગટ થાય છે, અને પ્રતિકુળ નિમિત્ત મળતાં પ્રતિકુળતા પ્રાપ્ત થાય છે.

પરંતુ આ પરિસ્થિતિ પ્રાયઃ ત્યારે જ બને છે કે એકવાર પણ આત્માને નિજાનંદનો અનુભવ થઈ ચૂકયો હોય. તેમ છતાં અંતર્મુહૂર્ત્ત માત્ર પણ સંમ્યક્ત્વ ગુણ આત્માને સ્પર્શી જાય તો તે આત્મા ઉદય અને અસ્તની પરંપરા અનુભવતો પણ વધુમાં વધુ જૈનપરિભાષાએ અર્દ્ધપુદ્ગલ પરાવર્ત્ત કાળે તો અવશ્ય મુક્તિ પામે છે.

સંસારચક્રમાં ઉપશમસમકિતની પ્રાપ્તિ જીવને વધુમાં વધુ પાંચ વખત, ક્ષયોપશમસમ્યક્ત્વની પ્રાપ્તિ સંખ્યાતા વખત અને ક્ષાયિક સમ્યક્ત્વની પ્રાપ્તિ એક જ વખત થાય છે. કારણકે એક વખત પ્રાપ્ત ક્ષાયિકનો પુનઃ અભાવ થતો જ નથી.

જ્યાંસુધી ક્ષાયિક ભાવનું સમ્યક્ત્વ જીવમાં પ્રગટ થતું નથી ત્યાંસુધી વિષયોની વધુ પડતી લોલુપતા હોય તો સમ્યગ્દર્શન વિગેરે ગુણોનો લાંબો સમય ટકાવ થતો નથી. ઈન્દ્રિયોના અસંયમથી એટલે કે વિષયોની તીવ્રલોલુપતાથી કષાય ભાવ પ્રગટ થાય છે, કષાય ભાવથી હિંસક પરિણામ પ્રગટ થાય છે, અને તીવ્રહિંસક ભાવ પરિણામરૂપ આત્મ-દોષના કારણે પ્રાપ્ત સમ્યક્ત્વનું વમન થઈ જાય છે. દીવો પ્રગટ થયા બાદ એ દીવાની જ્યોત ન બુઝાઈ જાય તે માટે જે કાચ વિગેરેના સંરક્ષણની જરૂર છે, તેજ પ્રમાણે આત્મગુણની પ્રગટ થયેલ જ્યોતને સજાગ રાખવા જીવનમાં સંયમ–તપ વિગેરેની ઘણી ઘણી જરૂર છે.

કારણ કે અનંતકાળની વિષયલોલુપતા તપ અને સંયમ સિવાય ટળતી નથી, એ નક્કી વાત છે. એટલે તપ અને સંયમનું પારમાર્થિક રહસ્ય જો કોઈપણ હોય તો વિષયોની લોલુપતાનો અભાવ અથવા મંદતા છે. અને તેના પરિણામે જ આત્મા ક્ષાયિકભાવે સમ્યક્ત્વ પ્રાપ્ત કરી મુક્તિપદને વરે છે.

આત્મસ્વરૂપાદિને સ્યાદ્વાદની દૃષ્ટિથી બરાબર સમજી શકવાની શક્તિ જીવમાં સમકિતની પ્રાપ્તિથી જ પેદા થાય છે. આત્મસ્વરૂપને સમજવાની તીવ્ર અભિલાષા હોવા છતાં પણ સમકિત પ્રાપ્તિ પૂર્વે, આત્મતત્ત્વને આંશિક સ્વરૂપે જ સમજે છે. તેવી આંશિક સ્વરૂપની સમજથી, અન્ય-આંશિક-સત્યવાળું દર્શન પોતાને વિપરીત લાગવાથી અન્યના

આંશિક સત્યને જૂઠું માને છે. પરન્તુ સમકિતની પ્રાપ્તિ થયા બાદ પ્રત્યેક દર્શનની આંશિક સત્યતા જે અલગ અલગ હતી, અને તે આંશિક સત્ય-સ્વરૂપો કહેવામાં જે અપેક્ષા હતી તે સર્વ અપેક્ષાઓને લક્ષ્યમાં લઈ, સર્વ આંશિક સત્યતાની શૃંખલાનો સમન્વય કરી, સ્યાદ્વાદ દૃષ્ટિથી પરીક્ષા કરવાની બુદ્ધિ પેદા થવાથી તે આત્મસ્વરૂપાદિ તત્ત્વજ્ઞાનને યથાર્થ રૂપથી સમજી શકે છે. તે આંશિક સત્યતા અલગ પડી હોય ત્યાં સુધી તે માન્યતામાં મિથ્યાત્વ છે, અને તે પ્રત્યેક સત્યતાનો સમન્વય થાય અર્થાત્ સમન્વયપૂર્વક તેનો વિચાર કરાય તે સમકિત છે. એ પ્રમાણે સમકિત ગુણથી આત્મસ્વરૂપ યથાર્થ રીતિએ સમજીને શુદ્ધ આત્મસ્વરૂપ કેવું હોય ? તે શુદ્ધતાને મલિન કરવાવાળા કર્મોનો આત્માની સાથે કેવા સ્વરૂપે, કેવા પ્રકારે સંબંધ થયો છે ? અને

તે સંબંધથી મુક્ત બની શુદ્ધ આત્મસ્વરૂપ, આત્મસાક્ષાત્કાર કરવાને માટે કેવા આચારોના પાલનપૂર્વક જીવનચર્યા બનાવવી જરૂરી છે, તે સર્વ વાતોને આત્મા, સત્ય રૂપથી સમજીને ઉચિત પ્રવૃત્તિમાં પ્રવર્ત્તન કરવા માટે ઉદ્યમવંત બને છે.

સમ્યક્ત્વ રસનો સ્વાદ અલૌકિક છે, આત્મિક છે. તે આત્માના અનંતગુણોનો અંશ છે. અર્થાત્ સમકિત રસને પ્રાપ્ત કરવાવાળાને લૌકિક પૌદ્ગલિક પદાર્થોમાં આનંદનો અનુભવ ન થાય તે સ્વભાવિક છે. ક્ષયોપશમ સમ્યક્ત્વમાં જીવને ક્યારેક ક્યારેક વ્યવહાર પ્રસંગમાં તે

ખ્યાલ ભૂલાઈ જાય છે, પરંતુ જાગૃતિ તુરત જ આવી જાય છે.

ઉપશમ સમ્યક્ત્વમાં અંતમુહૂર્ત્ત સુધી જીવ દેહાભિમાનથી અલગ બની આત્મજયોતિમાં જ લીન મનવાળો બની રહે છે. ક્ષાયિક સમ્યક્ત્વ માંતો આત્મજ્યોતિનું જ્ઞાન સ્થાયી બની જઈ, ચાહે તેટલા વ્યવહાર પ્રપંચની જાલમાં યા વિષમ પ્રસંગોમાં પણ "હું તો શુદ્ધ આત્મજયોતિ જ છું" એવા ખ્યાલ પૂર્વક, જીવને શરીરમાં આત્મભાન નહીં રહેતાં આત્મામાં જ અખંડ આત્મભાન રહે છે.

સમ્યક્ત્વીઆત્મા ગુણ અને ગુણીપ્રત્યે પ્રશસ્ત રાગી બની રહે છે. પરંતુ અવગુણી (મિથ્યાત્વી) પ્રત્યે દ્વેષી બનતો નથી. કારણ કે તે સમજે છે કે દ્વેષ ન કરાય એ સમ્યક્ત્વનું રહસ્ય છે.

પોતાના આત્મામાં સમ્યક્ત્વ છે કે નહિં, તેનો નિશ્ચય કરવા માટે સૂર્યાભ સરખા દેવો કે જે ત્રણ જ્ઞાનને ધારણ કરનારા છે, તે પણ પ્રભુને પૂછે છે, તો સામાન્ય માણસે પણ પોતાના સમ્યક્ત્વનો કાર્યદ્વારાએ નિર્ણય કરવો જોઈએ. સમ્યક્ત્વી આત્મા તો વિચારે છે કે ક્રોધાદિકષાયો સંસારમાં ભટકાવનાર છે.

તે કોઇ પણ રીતે મારા આત્મામાંથી દૂર થાય તો જ મારા આ આત્માની મુક્તિ થાય. અર્થાત્ આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત થઈ શકે. આ રીતે કરેલ ચિંતવનના પરિણામે ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયોને

ઘણા જ મંદ-પાતળા કરી દે છે, અથવા ક્ષમા, નમ્રતા, સરલતા અને સંતોષ એ ચાર ગુણમાં તેને ફેરવી નાખે છે. અંતરભાવથી સમ્યક્ત્વી આત્મા, અપરાધીનું પણ પ્રતિકૂળ ચિંતવે નહીં, અને મોક્ષની સાધનામાં ગમે તેવા વિઘ્નો આવે તોપણ તેને પરમ શાંતિથી સહન કરે. આ રીતનો આત્મામાં વર્ત્તતો **ઉપશમ ભાવ** તે સમ્યક્ત્વનું પહેલું લક્ષણ છે. ઉપશમ ભાવરૂપ આ પહેલા લક્ષણની પ્રાપ્તિથી સમ્યક્ત્વીજીવ કોઈ નિર્દોષ જીવને સતાવતો કે દુઃખી કરતો નથી.

વળી અગાઉ કોઈએ પોતાનો અપરાધ કર્યો હોય તે બાબતનું એકવાર આપસમાં સમાધાન કરી નાખ્યા બાદ તેના મનમાં ડંખ રાખી અવસર મળતાં તેનું બુરૂં કરવાને તે પ્રવૃત્તિ કરતો નથી. વળી પોતાના સંબંધમાં અપરાધ કરનાર અપરાધી પ્રત્યે સમ્યક્ત્વી આત્માની તો એ જ બુદ્ધિ વર્ત્તે છે કે, આ મનુષ્ય દ્વારા થયેલ મારૂં અમુક નુકસાન તે મારા પોતાના જ પ્રગટ કે ગુપ્ત, યા જાણતાં કે અજાણતાં કરેલ કર્મનું ફળ છે. આ મનુષ્ય તો નિમિત્ત માત્ર છે. કરેલું તો મારૂં પોતાનું જ હોઈ તે કોઈ પણ પ્રકારે ઉદયમાં આવી મારે ભોગવવાનું તો હતું જ. તો તે કર્મ આ મનુષ્ય દ્વારા મારે ભોગવાયું તેમાં ખોટું શું થયું ? મારી આત્મજાગૃત્તિમાં આ કર્મ અત્યારે ઉદય આવવાથી ફરી નવો બંધ ન થાય તેવી જાગૃતિ મને રહી શકી છે. માટે આ અપરાધી એક રીતે મારો ઉપકારી પણ છે.

આવા વિચાર કરી પોતાના અપરાધીનું વિપરીત ચિંતવતો નથી. અને પોતાના કર્મનો બદલો સમજી બને ત્યાં સુધી તેનું ભલું જ કરે છે.

અહીં સમજવું ખાસ જરૂરી છે કે "અપરાધીનું પણ બુરૂં ન ચિંતવવું" એટલે પોતાનો બચાવ પણ ન કરવો અને કોઈ ઘર લૂંટી જાય, મારી જાય, સગાં કુટુંબી-ઓને મારી જાય, નુકસાન કરી જાય, વિગેરે થાય તો પણ જોયા કરવું, એમ કહેવાનો આશય નથી.

પોતે જે વ્યવહારમાં બેઠો છે, તે વ્યવહાર પૂરતી બધી કાળજી રાખવી. અને પોતાનો તથા પોતાની નિશ્રાએ રહેલા મનુષ્યોનો પૂરતો બચાવ કરવો. બચાવ કરતી વખતે જેવા સંયોગો ઉપસ્થિત થયા હોય તેવી પ્રવૃત્તિ પણ કરી લેવી. આ વખતે તેણે પોતાનો ધર્મ, એટલે પોતાને માથે આવેલી ફરજ તે જરા પણ ચૂકવી નહિં.

તે ફરજ નહિ બજાવે તો તેના ધન, માલ અને વ્યવહારનો નાશ થશે. અને તે સાથે તેના હૃદયમાં ગુપ્ત અસહ્ય વેદના થશે, વિવિધ પ્રકારના વિચારોની ઘટમાળ ઉત્પન્ન થશે. સગાં, ધન, માલ, વિગેરેનો નાશ થવાથી લોકો તરફથી ફિટકાર થશે કે જેને લઈને અનિચ્છાએ પણ તેને પ્રવૃત્તિ કરવી પડશે.

કદાચ પ્રવૃત્તિ નહિ કરે તો તેની પોતાની ફરજ નહિ બજાવવાના બદલામાં તેના હૃદયમાં ખેદ, ખિન્નતા,

બેચેની, પશ્ચાતાપ, લાજ અને અશાંતિ વારંવાર ઉંચ્યા કરશે. એટલે પોતાના બચાવ માટે અપરાધીઓને શિક્ષા આપવા કહો કે પોતાનો તથા પોતાના આશ્રિતોનો બચાવ કરવાને કહો, તે માટે તેને પ્રયત્ન કરવો પડે ત્યાંસુધી તો સમ્યક્દૃષ્ટિ પોતાની હદ જરા પણ ઉલ્લંઘતો નથી, એમ માનવામાં જરા પણ અડચણ નથી.

આવી જ રીતે દેવ, ગુરૂના અવર્ણવાદ કોઈ બોલતું હોય કે ધર્મનાં અમુક સાધનોનો કોઈ નાશ કરતું હોય, સાધુ સંતને કોઈ તરફથી હરકત થતી હોય, ધર્મનાં સ્થાનો દેવમંદિરો, આદિનો કોઈ નાશ કરતું હોય, પોતાના સ્વધર્મી બંધુઓને વિનાઅપરાધે કોઈએ વિપત્તિમાં સપડાવ્યા હોય તો તેમાંથી તે તે વસ્તુઓનો કે મનુષ્યોનો બચાવ કરવા અને તેને માટે કોઈ વિશેષ પ્રવૃત્તિ કરવી પડે તો તે પ્રવૃત્તિ પણ કરવી, તે સમ્યગ્દૃષ્ટિને ભૂષણ રૂપે થાય છે. પણ દૂષણ રૂપે નથી.

આમાં પોતાની શક્તિનો વિચાર જરૂર કરવો. પોતાની શક્તિવાળું તે કાર્ય જણાય, પોતાની ફરજવાળું કાર્ય સમજાય તો તે કાર્યમાં પોતાની શક્તિ નહિ છુપાવતાં બનતી પ્રવૃત્તિ કરવી. આવાં કાર્યમાં ઉપશમ ગુણને આગળ ધરી, શક્તિવાન મનુષ્ય તે કાર્યની ઉપેક્ષા કરે છે તો તે સમ્યક્તિત્વને દુષિત કરે છે. પોતાની ફરજ નહિ બજાવવાથી તે આત્મા ધર્મમાંથી પતિત થાય છે.

આત્મમાર્ગમાં પ્રવૃત્તિ કરતાં તેને કદી વિજય

મળતો નથી. તેનું કારણ એ છે કે દરેક ભૂમિકામાં તે ભૂમિકાને લાયકનાં કાર્ય કર્યા પછી જ આગળની ભૂમિકામાં પ્રવેશ કરી શકાય છે. આ સમ્યગ્દૃષ્ટિની ભૂમિકામાં, તો પોતાના આશ્રિત; માતા, પિતા, પત્ની, પુત્ર પુત્રી, બહેન, કુટુંબ, તથા સ્વધર્મીબંધુઓ, શ્રમણ સંઘ, અને ધર્મસ્થાનો વિગેરેની સાર સંભાળ રાખવી, તેનો નિભાવ કરવો, તેમને આગળ વધારવા વિગેરે સર્વ જાતની જોખમદારી તથા ફરજ સમ્યગ્દૃષ્ટિ જીવને માથે છે. એટલે તે તે પાત્રની યોગ્યતાના પ્રમાણમાં—જરૂરીયાતના પ્રમાણમાં તે સર્વની સેવા કરવી. એટલે સમ્યગ્દૃષ્ટિ જીવોએ અનુકુળ ઉપશમ કરવો જોઇએ, પણ પ્રતિકુળ ઉપશમ નહિ કરવો. પ્રતિકુળ ઉપશમ તેને કહે છે કે, જેનું વર્ણન ઉપર કહ્યું તેઓના બચાવ માટે ઉપેક્ષા કરવી, તે સર્વનો કે તેમાંથી કોઇનો સંહાર થતો જોવો.

પરંતુ આવો પ્રતિકુળ ઉપશમ, સમ્યગ્દૃષ્ટિ જીવે નહિ કરવો જોઇએ. પોતાની ફરજ બજાવવામાં તો ઉપશમને એક બાજુ મૂકવો પડે તો પણ મૂકી દઈ આશ્રિતોનો બચાવ કરવાનો માર્ગ દેખીતો તો વિપરીત લાગે છે, પણ આ ભૂમિકાવાળાને માટે તે વિપરીત નથી.

તે તો આ કાર્ય કરવાથી જ આગળ વધી શકસે. આ કાર્ય કરતાં તેનું અશુભ કર્મ ઓછું થશે. કારણ કે આમાં સ્વાર્થ નથી, જુઠું અભિમાન નથી. બુરી આશા નથી. નિરપરાધીનું રક્ષણ છે, આશ્રિતોનો બચાવ છે, ધર્મનું

ગૌરવ છે, અને પોતાની ભૂમિકાનું કર્ત્તવ્ય છે. આ સેવાની ભૂમિકા ઉલંઘ્યા પછીથી જ આ માંહેલી અમુક ફરજોમાંથી તે મુક્ત થાય છે. જેમ આગળ વધે છે તેમ નીચેની ફરજો છૂટતી જાય છે. અને ઉપરની ફરજો વધતી જાય છે. તેના પ્રમાણમાં તેનો અધિકાર, જ્ઞાનબળ, આત્મબળ વિગેરે પણ વધતાં જાય છે.

અહીં કોઈ શંકા કરશે કે, જેમ આપતિ સમયે પોતાના સંબંધમાં સમ્યગ્દૃષ્ટિ જીવ વિચાર કરે છે કે આ આપતિ તે મારા અપરાધનું ફળ છે, તેમ અહિં પણ વિચાર કરવો કે પોતાના આશ્રિતોને પ્રાપ્ત આપતિ તે તેમના અપરાધનું ફળ છે, આ દ્વારા તે ભોગવે છે, માટે તેમનો બચાવ શા માટે કરવો જોઇએ? તેમને તેમના કર્મનું ફળ ભોગવવા દેવું જોઈએ, તે ભોગવતાં તેમનું કર્મ ઓછું થશે.

આનો ઉત્તર એ છે કે, વાત તો સાચી છે, પણ જો એ પ્રમાણે ઉપેક્ષા કરવામાં આવે તો દયા, કરૂણા, લાગણી, પરોપકાર વીગેરે બધું ઉડી જાય છે. અને આવાં પરોપકારી કાર્યો દ્વારા જીવોમાં કરૂણા, કોમળતા, નિઃસ્વાર્થતા, નિષ્કામતા, વિગેરે ગુણો જે સાધકમાં પ્રગટ થાય છે તે બધા અટકી જાય છે. જેના ઉપર પરોપકાર કરવામાં આવે છે તેઓને તો તેમના કર્મનો બદલો હમણાં નહિં તો આગળ પણ ભોગવવો જ પડશે. પરંતુ આવા પરોપકાર કરવાથી ખરો ફાયદો તો તે પરોપકાર કરનારને જ થાય છે. તેની અંતઃકરણની વૃત્તિઓ નિર્મળ થાય છે.

તેનું આત્મિકબળ બહાર આવે છે. આ નિમિત્તોદ્ધારા ખરી રીતે પરોપકાર કરનાર જ આગળ વધે છે, છતાં પણ આ પરોપકારી કાર્ય દેખી સામો મનુષ્ય પણ પોતાની ભૂલો સુધારે છે. પોતે પરોપકાર કરવા બહાર આવે છે, તેવા ગુણો પોતાનામાં ખીલવે છે. એટલે તે પણ પોતાના ઉપર કરતા પરોપકારને લઈ તેવી પ્રવૃત્તિ કરી આગળ વધે છે. આ રીતે વ્યવહારમાર્ગ જળવાઈ રહે છે.

આ આશ્રિતોને વિપત્તિમાં પડેલાં જોઈને તેની ઉપેક્ષા કરવાથી એક જાતની નિર્દયતા, નિષ્ઠુરતા પોતાનામાં વૃદ્ધિ પામે છે. માટે તે ન થવા દેવા માટે પણ પોતે મદદગાર થવાની જરૂર છે.

વળી જે આફતમાં સપડાએલા મનુષ્યો છે, તેઓ એમ વિચાર કરે કે આ અમારાં કર્મનો બદલો છે, અને તે અમારે ભોગવવો જ પડશે એમ જાણી તેઓ સમભાવે સહન કરે તો તેને તે ફાયદા કર્તા છે, પણ ઉપેક્ષા કરનારને તો ફાયદો નથી જ. તેણે તો પોતાની લાગણીઓનો–શક્તિનો વ્યય કરીને અન્યને બચે તો બચાવવાં. એટલું યાદ રાખવું જોઈએ કે, જાગૃત્તિ પૂર્વક બચાવવા કે મદદ કરવા પ્રયત્ન કરવો.

તેથી કદાચ તે કાર્યમાં વિજય ન મળે તોપણ મનમાં ખેદ ન થાય. અથવા તેમાં વિજય મળવાથી લોકો તેની પ્રશંસા કરે તો અભિમાન પણ ન થાય. જો અભિમાન કે ખેદ થાય તો જરૂર સમજવું કે તેની પ્રવૃત્તિ આ કામમાં

આત્મ જાગૃતિપૂર્વક થઈ નથી. આ સર્વ કહેવા ઉપરથી ફલિતાર્થ એ થયો કે, પોતાની ફરજ બજાવતી વખતે ઉપશમનો આશ્રય લેવો નહિ, પણ પોતાને માથે તેવા પ્રસંગો આવી પડ્યા હોય તો તે સહન કરવા અને તે કસોટીમાંથી પસાર થવા, તથા આત્મજ્ઞાનના માર્ગમાં આગળ વધવા માટે ઉપશનો આશ્રમ કરવો.

હવે સમ્યક્ત્વનું બીજું લક્ષણ "સંવેગ" છે.

સમ્યક્ત્વી જીવ, મોક્ષ સિવાય બીજી કોઈ ચીજની ઝંખના કે પ્રાર્થના ન કરે. વ્રત-તપ વિગેરે કેવળ મોક્ષની ઈચ્છાએ જ કરે. મોક્ષની ઈચ્છા પણ અદ્વિતિય જ હોય. મોક્ષ સિવાય બધી લગનીઓ છૂટી જાય ત્યારે જ મોક્ષની ઈચ્છાને અદ્વિતીય કહેવાય. મોક્ષની પણ ઈચ્છા, અને મોક્ષની જ ઈચ્છા, એ બન્નેમાં ફેર છે. મોક્ષની પણ ઈચ્છા છે, તેમાં મોક્ષની ઈચ્છા તો છેજ, પણ સાથે સાથે ઇંદ્ર-ચક્રવર્ત્તિનાં સુખાદિ ભૌતિક સુખની ઈચ્છા પણ વર્ત્તી રહી છે. જ્યારે મોક્ષની જ ઈચ્છામાં તો કોઈપણ ભૌતિક સુખની ઈચ્છા છે જ નહિ. એક પુદ્ગલપરાવર્ત્ત શેષ સંસારમાં તો મોક્ષ પણ જોઈએ છે, એ ભાવના વર્ત્તતી હોય છે.

પરંતુ મોક્ષ જ જોઈએ છે એ ભાવના તો અર્ધ-પુદ્ગલ પરાવર્ત્ત શેષ સંસારકાળમાં જ થાય. નારકી અને તિર્યંચ ગતિથી તો ઉદ્વેગ મિથ્યાત્વીને પણ છે, પરંતુ સાથે સાથે દેવગતિ અને મનુષ્યગતિ પ્રત્યે ઉદ્વેગ તો સમ્યક્ત્વીને જ હોય. કારણ કે સમ્યક્ત્વી તો એજ સમજે કે ચારે

ગતિઓ તે પુદ્ગલને આધિન હોવાથી ગુલામગીરીવાળી છે, અને સ્વાધિનગતિ તો ફક્ત મોક્ષગતિજ છે.

ટુંકમાં પુદ્ગલજન્ય કોઈપણ સુખની સ્પૃહારહિત જ સમ્યગ્દૃષ્ટિ આત્મા હોય. ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજે સમકિતની સજ્ઝાયમાં કહ્યું છે કે:—

"સુરનર સુખ જે દુઃખ કરી લેખવે,
વંછે શિવ સુખ એક;

આ પ્રમાણે મોક્ષની રૂચિ અને સંસારની અરૂચિરૂપ "**સંવેગ**" તે સમ્યક્ત્વનું બીજું લક્ષણ છે.

સમ્યક્ત્વી જીવ સંસારને કેદખાનું માને, તેનાથી ઉદાસીન બને. સંસાર પ્રત્યે ઉદાસીનતા—ભવથી ઉદાસીનતા—જન્મમરણની ઉદાસીનતા, આ રીતે ઉદાસીન બની સંસારથી છુટવાની ઈચ્છા કરે, અને ભવપાશથી છોડાવનાર સદ્ગુણીને શરણે જવાની પ્રબલ જિજ્ઞાસા જે વર્ત્તે તે "નિર્વેદ" નામે ત્રીજું લક્ષણ છે.

ભવપાસથી વિરક્તતા અને આત્મધર્મનું શરણ આ બે પ્રબલ સાધનોની મદદથી જ અજ્ઞાનનો નાશ સાધી સ્વરૂપ સ્થિતિ મેળવવાની હોઈ, સમ્યક્ત્વી જીવોમાં આ "નિર્વેદ" ગુણની ઘણી જરૂરીયાત છે.

દુઃખી પ્રાણિઓને વિષે પક્ષપાત વિના દુઃખ દૂર કરવાની ઈચ્છા તે અનુકંપા છે. જેમજેમ મનુષ્ય પરમાર્થના માર્ગમાં આગળ વધતો જાય છે, તેમ તેમ તેનું હૃદય

વિશેષને વિશેષ આર્દ્ર બનતું જાય છે. જગતમાં વિવિધ શરીરને ધારણ કરનાર અનેક પ્રકારના પ્રાણિસમુહ છે. સૂક્ષ્મમાં સૂક્ષ્મ પ્રાણિને દુઃખ પસંદ નથી. એટલે નાના કે મોટા શરીરધારી તમામ જીવો પ્રત્યે સમ્યક્ત્વી આત્માના હૃદયમાં દયાનો ઝરો વહ્યા જ કરે છે. જગતની જે ચીજમાં જીવનું અસ્તિત્વ હોય તે સજીવ ચીજ પછી ભલે તેમાં એકલી સ્પર્શ જાણવાની તાકાતવાળો જીવ હોય, સ્પર્શ અને રસ જાણવાની તાકાતવાળો જીવ હોય, સ્પર્શ–રસ અને ગંધને જાણવાની તાકાતવાળો જીવ હોય, સ્પર્શ–રસ–ગંધ અને રૂપને જાણવાના સામર્થ્ય વાળો જીવ હોય, સ્પર્શ–રસ–ગંધ–રૂપ અને શબ્દને સમજવાના સામર્થ્યવાળો હોય, એ પાંચે ઇંદ્રિયો સાથે વિચાર શક્તિને ધારણ કરનારો પ્રાણિ હોય, ચાહે તો મનુષ્ય હોય કે જાનવર હોય, પણ તે સર્વે પ્રત્યે અનુકંપા ધારણ કરવાવાળો હોય તેજ સમ્યક્ત્વી છે. પૃથ્વી–પાણી–અગ્નિ–વાયુ–વનસ્પતિ અને ત્રસ ( બે ઇંદ્રિયથી પંચેન્દ્રિય સુધીના જીવો )એ છએ કાયોની માન્યતાને ધારણ કરનારાઓ જ સમ્યક્ત્વી છે, અને તેઓ જ અનુકંપા પાળી શકે છે. ચાહે ગીરિગુફામાં કે ભૂગર્ભમાં રહી સમાધિ લગાવનારો પણ ભૂતોના ભેદો, ભૂતોનું સ્વરૂપ વિગેરેના ખ્યાલરહિત હોય તો સંપૂર્ણ અનુકંપા કેવી રીતે પાળી શકે ?

પોતાના ભોગ કે ઉપભોગમાં આવતી ચીજો પૈકી કઈ ચીજનો ભોગોપભોગ, શકયઅનુકંપાનો રોધકછે ? તેની પૂરી સમજણ પણ જેને નથી તેવા આત્માઓ, કદાચ

શરીરાદિ અનેક પ્રતિકુળતાઓને સહન કરવાવાળા હોય છતાં, સજીવ અને નિર્જીવતાના સંપૂર્ણ ખ્યાલ રહિત હોય અર્થાત્ ઓછી સમજવાળા હોય, અથવા તેવું જ્ઞાન પ્રાપ્ત કરવામાં ઉપેક્ષા વૃત્તિવાળા હોય, અગર સર્વજ્ઞ ભગવાનોએ પ્રરૂપેલ સજીવ વસ્તુઓમાં લેશ- માત્ર પણ અશ્રદ્ધાવાળા હોય તો તેવાઓ સંપૂર્ણ અનુકંપા પાળી શકતા જ નથી. સાચી અનુકંપા બુદ્ધિવાળાઓએ તો સૂક્ષ્મ યા સ્થૂલ પ્રાણિમાત્રનું સ્વરૂપ સમજવું જોઇએ. મુડીદારને જ રક્ષણ આપનારૂં રાજ્ય જેમ ન્યાયી ન ગણાય તેવી રીછે સંપૂર્ણ ઇંદ્રિયશક્તિ ધારણ કરનાર પ્રાણિ પ્રત્યે જ અનુકંપાવાળા બની, ન્યુન ઇંદ્રિયશક્તિ ધારણ કરનાર પ્રાણિ પ્રત્યે ઉપેક્ષા કરનાર વાસ્તવિક અનુ- કંપાવાળો કહી શકાય જ નહિં.

વળી અન્ય જીવો પ્રત્યે અનુકંપા બુદ્ધિ રાખનાર માણસ, મનુષ્ય પ્રત્યે દયાહીન બને, કોઈ મનુષ્યને દુઃખી દેખી તેનું હૃદય ન દ્રવે, યથાશક્તિ તેનું દુઃખ દૂર કરવા તૈયાર ન થાય, સ્વશક્તિ ન હોય તો અન્યદ્વારા પણ દુઃખીના દુઃખને દૂર કરાવવાની કોશિષ ન કરે, પોતે વ્યાપારી હોય તો વિશ્વાસુ ઘરાકને છેતરવાની બુદ્ધિ રાખે, ડૉકટર કે વકીલ હોય તો દર્દી અને અસીલના આર્થિક સંયોગોનો ખ્યાલ નહિં કરતાં સ્વસ્વાર્થની પોષણતાનું જ મુખ્ય લક્ષ રાખે, સરકારી નોકરીયાત કે કોઇ મોટા હોદ્દા ઉપર રહેલ અમલદાર સરકારી પગાર ખાવા છતાં લાંચ–રૂશ્વત લીધા વિના કામ ન કરે, પ્રજા ઉપર અસહ્ય કર નાખે,

આવા બધા મનુષ્યો અનુકંપાહીન જ કહેવાય છે. આવા મનુષ્યો પોતાની યશ–કીર્ત્તિ ખાતર ગમે તેવાં લાંબાં ભાષણો કરતા હોય, થોડું ઘણું લોકહિત કરતા હોય કે અન્ય જીવોને દુભાવી પ્રાપ્ત કરેલ પૈસાનો કોઈ જનહિતાર્થે કે અન્ય સદ્‌માર્ગે થોડો ઘણો વ્યય કરતા હોય તો પણ વાસ્તવિક રીતે તેઓ અનુકંપાવાળા કહી શકાય જ નહિં.

સાચા દયાળુ મનુષ્યો તો નાતજાતના તફાવતવિના પોતાની દયાળુવૃત્તિને સર્વત્ર માર્ગ આપી, લોકોનાં દુઃખો દુર કરવા માટે પોતની શક્તિને તેઓ જરા પણ છુપાવતા નથી. એટલું જ નહિં પણ આને મદદ આપું અને આને મદદ ન આપું એવો પક્ષપાત જરા પણ તેઓને હોતો નથી. તેઓતો શક્તિ અનુસાર સર્વને મદદ આપતા જ રહે છે.

બીજાનાં દુઃખો જોઈને જ તેનું હૃદય રડી ઉઠશે. અંન્યને સુખી જોઈને જ તે આનંદ માણશે. કારણકે તેને સર્વમાં આત્મા જ દેખાય છે. તેને દેહભાન ઉડી ગયેલું હોય છે. સર્વત્ર; પવિત્ર પ્રેમ–પ્રેમ–ને પ્રેમ જ તેને હોય છે.

અનુકંપા બે પ્રકારની છે. દ્રવ્ય અનુકંપા અને ભાવ અનુકંપા. દ્રવ્યઅનુકંપાથી તે દુઃખી જીવોને મદદ કરે છે. સાથે સાથે ભાવઅનુકંપાને તે પ્રસંગે અજમાવે જાય છે. આત્મભાન ભૂલેલા અને અજ્ઞાન અંધકારમાં ભૂલા પડી ગોથાં ખાનારા જીવોને આત્મભાન કરાવવું, સત્ય સમજાવવું, સુરસ્તે ચડાવવા તે ભાવઅનુકંપા છે. આત્મા એજ સત્ય છે. તેનો મૂળ સત્તાગત સ્વભાવ આનંદ સ્વરૂપ છે. તેને પ્રગટ

કરવો તેજ સત્યનો માર્ગ છે. આ માર્ગ તરફ જીવોને વાળવા એ જ ભાવ અનુકંપા છે. પાપીઓને દેખી પાપીનો તિરસ્કાર નહિં કરતાં પાપ પ્રત્યે તિરસ્કાર હોવો જોઈએ. પાપીને દેખીને તો હૃદય દ્રવિત થવું જોઈએ કે આ બિચારાને અજ્ઞાનતાની ભાવ બિમારી છે. તેની અજ્ઞાનતાની બિમારી હટાવવા માટે મારે કોશિષ કરી તેને સદ્‌માર્ગે લાવવાની કોશિષ કરવી જોઈએ, અને પોતે કોશિષ કરતાં છતાં પણ તે વિપરીત માર્ગનો ત્યાગ ન કરે તો તે માણસની તેવી ભાવિતવ્યતા જ સમજી તેના પ્રત્યે માધ્યસ્થ ભાવવાળો પોતે બને. સમ્યગ્‌દર્શનવાળો જીવ તો શક્તિ અનુસાર આ બન્ને પ્રકારે અનુકંપા કરતો જ રહે છે. અનુકંપા વિના તો નિર્વેદ અને શાન્તિ નકામાં છે.

હવે શમ–સંવેગ–નિર્વેદ અને અનુકંપાના પાલનનો પૂર્ણ આધાર તો આસ્તિક્તા ઉપર જ છે. આસ્તિક્તા ન હોય તો પૂર્વોક્ત ચાર લક્ષણની પૂરી સમજ પણ ન પામે. સમ્યક્ત્વનું મુખ્ય લક્ષણ તો આસ્તિક્તા છે. જેથી આ આસ્તિકતા લક્ષણ તો સમ્યગ્‌દૃષ્ટિમાં હોવું જ જોઈએ. આ ન હોય તો બધું નકામું.

જે આત્માએ રાગદ્વેષને સર્વથા જીત્યા છે, એવા વીતરાગ, તારક, તીર્થના સ્થાપક છે. શ્રી જિનેશ્વરે જે કહેલ છે તે સાચું, તેજ શંકા વિનાનું એમ માનવું તે આસ્તિક્ય છે. આસ્થા, શ્રદ્ધા, ખાત્રી, પ્રતીતિ, નિશ્ચય, દૃઢતા, આસ્તિક્તા વિગેરે એકાર્થ નામો છે. શ્રી મહાવીર

જિન હતા. એ જિન ન હોત તો આપણે એમને ન માનત. આપણે નામના પૂજારી નથી, પણ જેઓમાં જિનપણુ હોય તેઓના પૂજારી છીએ. જેઓએ કર્મનો તમામ કચરો ખાલી કરી, અનંતજ્ઞાન અને અનંત દર્શનાદિ નિજસ્વરૂપ પ્રાપ્ત કર્યું, તેનું કહેલું તે બધુંએ સાચું, જરાપણ શંકા વિનાનું. આવી માન્યતાદ્વારા પોતાના શુદ્ધ આત્માનો અનુભવ કરવો એનું નામ આસ્તિક્ય.

ઉપરોક્ત પાંચ લક્ષણો હોય તો જગતમાં જૈન પણું બતાવી શકાય. સહવાસમાં આવનાર ઉપર છાપ પાડી શકાય. આ એક–એક લક્ષણ એવું છે કે સંસાર પરિભ્રમણના બધા હેતુઓનું માત્ર આ પાંચ લક્ષણોથી જ ખંડન થઈ જાય છે. ઉપશમથી કષાયોનું, સંવેગવડે સંસારના સુખોનું, નિર્વેદથી સંસારનું, અનુકંપા વડે નિર્દયતાનું, અને આસ્તિક્ય વડે નાસ્તિકતાનું ખંડન થઈ જાય છે.

આ ઉપશમાદિ પાંચ લક્ષણો જેની અંદર હોય છે તેનામાં પરોક્ષ એવું સમ્યક્ત્વ પણ સારી રીતે જાણી શકાય છે. પરમ શાંતિના ઇચ્છક મનુષ્યોએ આ પાંચ ગુણોને પ્રગટ કરવા દ્વારા દર્શનમોહનીય કર્મને હટાવવા તે તે પ્રકારે પ્રયત્ન કરતા રહેવું જોઈએ. હવે મોહનીય કર્મના ચારિત્ર મોહનીય નામના બીજા ભેદ અંગે વિચારીએ.

સ્વસ્વભાવમાં રમણ કરવા રૂપ શુદ્ધ ચારિત્રનું રોધક, નહિ રમણ કરવા યોગ્ય પરભાવમાં આત્માને રમણ કરાવનાર અર્થાત્ જેનાથી આત્માને દુન્યવી ઇષ્ટાનિષ્ટ પદાર્થો

તરફ મિત્ર કે શત્રુભાવ વર્તે, સ્વીકાર કે ત્યાગનો ભાવ જાગે, તે કર્મને ચારિત્રમોહનીયકર્મ કહેવાય છે. તે તે ચારિત્રમોહનીયકર્મ ૧૬ કષાય અને નવ નોકષાય વડે કરીને પચવીસ પ્રકારનું છે.

અહીં **કષ** એટલે **સંસાર**, અને **આય** એટલે **લાભ**, જે અપાવે તે કષાય. અર્થાત્ સાંસારિક ભાવો અપાવે તે કષાય. આ કષાયો ક્ષમા, સરલતા, નમ્રતા અને નિર્લોભતા (અનાશક્તિ) ભાવોને ઢાંકી દઈ ક્રોધાદિક ભાવોનું વેદન કરાવે છે.

કષાય મુખ્ય ચાર પ્રકારે છે.

**ક્રોધ**—કજીયો, ઈર્ષ્યા, પરસ્પર મત્સર, ખેદ, ઉગ્રરોષ, હૈયાનો ઉકળાટ, રીસાળપણું, બળાપો એ વીગેરે દ્વારા કોઈનો તિરસ્કાર કરવો, ઠપકો આપવો, સાથે ન રહી શકવું, સામાના ઉપકારને વિસરી જવો, બીજાની સાથે સમાનભાવે નહિં વર્ત્તવું, વીગેરે ઘણી લાગણીઓનો ક્રોધમાં સમાવેશ થાય છે. આત્મામાં એવી લાગણીઓ ઉત્પન્ન કરાવવાવાળું કર્મ તે **ક્ષમા સમ્યક્ચારિત્રાવરણ ક્રોધકષાય મોહનીયકર્મ** કહેવાય છે.

**માન**—અહંતા ( જાત્યાદિમદ ), બીજાઓની હલકાઈ, પોતાની પ્રશંસા, બીજાઓને પરાભવ, પરની નિંદા, બીજાઓ પ્રત્યે અસદ્‌ભાવ ઉપરાંત બીજાને વગોવવા, કોઈનો ઉપકાર ન કરવો, અક્કડપણું, અવિનય કરવો, બીજાના ગુણોને

ઢાંકવા, પોતાની મોટાઈની લાગણી, વીગેરેનો માનમાં સમાવેશ થાય છે. આત્મામાં આવી માનની લાગણીઓ ઉત્પન્ન કરાવવાવાળું કર્મ તે **નમ્રતા સમ્યક્ચારિત્રાવરણ માન કષાય મોહનીય કર્મ** કહેવાય છે.

**માયા**—વક્રતા, ગુપ્તપાપાચરણ, કુડ, કપટ, બીજાને ઠગવા, હૃદયના ભાવને છુપાવવો, પોતાના સ્વાર્થ માટે ગાંડામાં ગણાવું–મૂર્ખની ચેષ્ટા કરવી, ગુપ્ત આચરણ, વક્ર બુદ્ધિ, વિશ્વાસઘાત, બહારનો દેખાવ કૃત્રિમ કરવો, બીજાને ઠગવાની યુક્તિઓ કરવી, બીજા ઉપર તરાપ મારવાનો પ્રપંચ કરવો, શબ્દની મીઠાસ રાખી વિપરીત વર્ત્તન કરવું, વીગેરેનો માયામાં સમાવેશ થાય છે. આત્મામાં આવી માયાની લાગણીઓ ઉત્પન્ન કરાવવાવાળું કર્મ તે **સરલતા સમ્યક્ ચારિત્રાવરણ માયાકષાય મોહનીય કર્મ** કહેવાય છે.

**લોભ**—એકઠું કરવાનો સ્વભાવ, કઠોરતા, અતિમમતા, કૃપણતા, છતી સામગ્રીએ ભૂખ્યા રહેવું, મળેલી વસ્તુ સાચવી રાખવા ખૂબ મથવું, ત્રણે લોકની વસ્તુ પોતાને મળી જાય તો સારૂં એમ ઈચ્છવું, ભવિષ્યમાં મેળવવાની ઈચ્છા, વીગેરે લોભનાં રૂપો છે. આત્મામાં આવી લોભની લાગણીઓ ઉત્પન્ન કરાવવાવાળું કર્મ તે **અનાશક્તિ સમ્યક્ ચારિત્રાવરણ લોભકષાય મોહનીય કર્મ** કહેવાય છે.

અહીં કષાય ચાર ગણ્યા, પરંતુ ક્રોધ, માન, માયા, અને લોભ એ દરેક આત્માને એક સરખા હોતા નથી.

કોઈને તીવ્ર હોય છે, કોઈને મંદ હોય છે, કોઈને ઘણો ટાઈમ ટકી રહે છે, કોઈને થોડો ટાઈમ રહે છે, એટલે તીવ્ર અને મન્દાદિરૂપે અસંખ્યાત ભેદે તે ક્રોધાદિ ચારે થાય છે. પરંતુ તે લક્ષમાં ન આવી શકે માટે તે ક્રોધાદિ દરેકને સ્થુલ ચાર ભેદે શાસ્ત્રમાં બતાવ્યા છે.

**૧. અનન્તાનુબંધીઃ**—અનંતકાળ અનંતભવો સુધી સંસારની પરંપરા ચાલે તેવો અનુબંધ ધરાવતા જે તીવ્ર-તર કષાય તે અનન્તાનુબંધી કષાય છે. ભયંકરમાં ભયંકર કોટિના, મરણ સુધી ટકી રહેવાવાળા, બીજા જન્મમાં પણ સાથે જવાવાળા, સમજાવટથી પણ શાંત ન કરી શકાય એવા, પશ્ચાતાપથી રહિત, નરકગતિના કારણભૂત અને સમ્યક્ત્વનો ઘાત કરનારા તે અનન્તાનુબંધી કષાયો છે. જો કે સમ્યગ્દર્શનગુણનું આવરણ કરનાર તો મિથ્યાત્વ મોહનીય કર્મ છે, પરંતુ તેમાં સહાયક અનંતાનુબંધી કષાયો છે. તે સમ્યગ્દર્શનમાં સહાયક આચરણોને કરવા દેતા નથી. માટે તે ચારિત્રાવરણીય હોવા છતાં સમ્યક્ત્વના ઘાતક પણ કહેવાય છે. ઉપશમ–ક્ષયોપશમ અને ક્ષાયિક સમ્યક્ત્વની પ્રાપ્તિ ફક્ત દર્શનમોહનીય કર્મની ત્રણ પ્રકૃ-ઓના જ ઉપશમ–ક્ષયોપશમ કે ક્ષયથી હોતી નથી, પરંતુ દર્શનમોહનીય કર્મની ત્રણપ્રકૃતિઓ અને અનંતાનુબંધી ક્રોધ–માન–માયા તથા લોભ એ સાતે પ્રકૃતિઓના ઉપશમ–ક્ષયોપશમ કે ક્ષયથી હોય છે. ઉપશાંતથયેલ મિથ્યાત્વ ફરીથી ઉદયમાં આવવા ટાઈમે, પહેલાતો અનંતાનુબંધી

કષાયો ઉદયમાં આવે છે. માટે જ અનંતાનુબંધી કષાયો તે સમ્યક્ત્વના ઘાતક છે.

**૨. અપ્રત્યાખ્યાનાવરણ કષાયોનાઃ**—સમ્યગ્દર્શન પ્રાપ્ત થવા છતાં "અ" એટલે અલ્પ પણ, પ્રત્યાખ્યાન એટલે ચારિત્રનું આવરણ કરે તેવા કષાયો તે અપ્રત્યાખ્યાનીય કષાય કહેવાય છે. અનંતાનુબંધીય વિના અપ્રત્યાખાનીય હોય તો સમ્યક્ત્વ તો થવા દે છે, પરંતુ લેશમાત્ર પણ ત્યાગ ન થવા દે. તે એક વર્ષ પર્યંત આત્મામાં રહેવાવાળા, દેશવિરતિનો ઘાત કરનાર અને તિર્યંચગતિના કારણભૂત છે. અનંતાનુબંધીની અપેક્ષાએ આ કષાયો મંદ છે.

**૩. પ્રત્યાખ્યાનાવરણ કષાયો**—હિંસાદિ પાપ વ્યાપારના સર્વથા ત્યાગ કરવારૂપ પ્રત્યાખ્યાનને (સર્વ-વિરતિ પણાને) જે કષાય આવરે, તે પ્રત્યાખાનીયકષાય કહેવાય છે. આ કષાયમાં ક્રોધ વિગેરેની લાગણી અતી તીવ્રતાવાળી નહિં હોવાથી બહુતીવ્રતાવાળાં નવાં કર્મ તેનાથી બંધાતાં નથી. આમાં સાચી સમજણ અને કંઈક ત્યાગ હોય છે, પરંતુ સર્વથા ત્યાગ જીવને કરવા દેતા નથી. એટલે તે સર્વવિરતિનાઘાતક, મનુષ્યગતિના કારણ-ભૂત અને ચારમાસ પર્યંત રહેવાવાળા છે.

**૪. સંજ્વલનઃ**—આ કષાય, સમ્યક્ચારિત્રનું બહુ જ ઓછામાં ઓછું આવરણ કરે છે. ચારિત્રવાળા સાધુને પણ પરિષહાદિ પ્રાપ્ત થવાથી કંઈક કષાયયુક્ત કરે છે પરંતુ તેનાથી આત્માને થોડું જ નુકસાન થાય છે. સંજ્વ-

લન કષાયથી બંધાતાં કર્મની તીવ્રતા તે ઓછામાં ઓછી બંધાય છે. આ કષાય તે યથાખ્યાતચારિત્રનો ઘાત કરનાર, પંદર દિવસ રહેવાવાળા અને દેવગતિના કારણ ભૂત છે.

આ પ્રમાણે ચાર પ્રકારનો ક્રોધ, ચાર પ્રકારનો માન, ચાર પ્રકારની માયા અને ચાર પ્રકારનો લોભ ગણતાં ૧૬ પ્રકાર કષાયના થાય છે. તેમાં યાવજ્જીવપર્યંત, એક વરસ પર્યંત, ચાર માસ પર્યંત અને પંદર દિવસ પર્યંત સ્થિતિનું જે કથન છે તે કષાયોની તીવ્રતા મંદતા બતાવવા માટે સ્થૂલ વ્યવહાર નયને આશ્રયી છે. કેમકે પ્રત્યાખ્યાનાવરણ, અપ્રત્યાખ્યાની અને અનંતાનુબંધીય કષાયની અંતર્મુહૂર્તાદિકાળની સ્થિતિપણ સંભવે છે.

કોઈ મનુષ્યને અમુક નિમિત્તે કોઈ અન્ય માણસના ઉપર તીવ્ર ક્રોધ થયો, તે જ્યાં સુધી જીવે છે, ત્યાં સુધી તેના અંતઃકરણમાંથી જતો નથી. એટલું જ નહિ પણ તે કષાયનો અન્ય વ્યક્તિ પ્રત્યે ભવાંતરમાં પણ પ્રાદુર્ભાવ થાય છે, તેવો તીવ્ર કષાય તે અનંતાનુબંધી જાણવો. આ અનંતાનુબંધી કષાયની લાગણીથી ફરી તેવું કષાયકર્મ બંધાય, અને તે બંધાયેલું કષાયકર્મ ઉદયમાં આવી એવો કષાય કરાવે કે જેથી બીજું પણ તેવું જ કષાય કર્મ બંધાય. એમ અનંતવાર બંધાવાની પરંપરા ચલાવનાર હોવાથી તેને અનંતાનુબંધી કહેવાય છે.

કોઈ માણસને માત્ર એકવર્ષપર્યંત ક્રોધ રહે છે.એક વરસ પછી સાંવત્સરિક પ્રતિક્રમણ કાળે ક્ષમાપના કરવાથી કે

બીજી કોઈ રીતે નાશ પામે છે, તે અપ્રત્યાખ્યાનીય કષાય છે. એવી રીતે ચાર માસ પર્યંત રહેવાવાળા અને પછીથી ચાતુર્માસિક પ્રતિક્રમણકાળે સર્વ જીવને ખમાવતાં નાશ પામે છે, તે પ્રત્યાખ્યાનીય કષાય છે.

વળી પંદર દિવસ રહેવાવાળા અને પછીથી પાક્ષિક પ્રતિક્રમણકાળે સર્વજીવને ખમાવતાં નાશ પામે છે, તે સંજ્વલન કષાય છે.

આ પ્રમાણે સહેલાઈથી કષાયોની તીવ્રતા અને મંદતા પરસ્પર જણાવવા માટે આ સ્થિતિકથન હોય તેમ સંભવિત છે. અન્યથા ઉપર કહેલી સ્થિતિની સાથે કષાયોનો સંબંધ કોઈ રીતે ઘટી શકતો નથી.

અનંતાનુબંધી કષાય તે નરકનો હેતુ, અપ્રત્યાખ્યાનીય કષાય તે તિર્યંચ ગતિનો હેતુ, પ્રત્યાખ્યાનીય કષાય તે મનુષ્ય ગતિનો હેતુ, અને સંજ્વલનકષાયતે દેવગતિનો હેતુ છે, આ કથન પણ પૂર્વની માફક કષાયોની તીવ્રતા–મંદતા સમજાવવા વ્યવહાર નયની અપેક્ષાએ છે. કેમકે અનંતાનુબંધિ કષાયના ઉદયે વર્તતો જીવ, ચાર ગતિના આયુષ્યનો બંધ કરી ચારે ગતિમાં ગમન કરે છે. પરંતુ એટલી વિશેષતા છે કે, તીવ્ર અનંતાનુબંધિ કષાયના ઉદયે વર્તતો જીવ નરકાયુષનો બંધ કરી નરકગતિમાં જાય છે. અનંતાનુબંધિની આવી તીવ્રતા તો મિથ્યાત્વ અવસ્થામાં હોઈ શકે છે.

હવે અપ્રત્યાખ્યાનીય કષાયનો ઉદય અવિરતિ સમ્યગ્-દૃષ્ટિને પણ હોય છે. પરંતુ તે તો માત્ર મનુષ્યાયુ અને

દેવાયુ અને તેની ગતિનો બંધ કરે છે. પણ નરકાયુ કે તિર્યંચાયુ અને તેની ગતિનો બંધ કરતા નથી. તેમાં પણ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ દેવ અને નારકો તો મનુષ્યાયુ જ બાંધે. તેમજ પ્રત્યાખ્યાનાવરણીય કષાયનો ઉદય દેશવિરતિને પણ હોય છે, તે તો માત્ર દેવાયુ અને દેવગતિનો જ બંધ કરે છે.

સંજ્વલન કષાયનો ઉદય સંયત સાધુને પણ હોય છે, અને તે માત્ર દેવાયુ અને દેવગતિનો જ બંધ કરે અથવા ન પણ કરે. તેથી અનંતાનુબંધ્યાદિક કષાયો નરકાદિ ગતિના કારણભૂત છે તે સ્થૂલદૃષ્ટિથી કહેલું છે.

અનંતાનુબંધિ કષાયના ઉદયે ક્ષાયિક-ક્ષાયોપશમિક કે ઔપશમિક સમ્યક્ત્વ હોતું નથી. અપ્રત્યાખ્યાનીય કષાયના ઉદયે દેશવિરતિપણું હોતું નથી, પણ સમ્યક્ત્વ સંભવે છે. પ્રત્યાખ્યાનાવરણ કષાયના ઉદયે સર્વવિરતિપણું હોતું નથી, પણ દેશવિરતિનો સંભવ છે. સંજ્વલન કષાયના ઉદયે મોહના ઉદયના બિલ્કુલ અભાવરૂપ યથાખ્યાત ચારિત્ર હોતું નથી, પણ સર્વવિરતિ હોય છે.

કષાયોના રસની તીવ્રતા મંદતાની અપેક્ષાએ ૬૪ ભેદ પણ થાય છે. કોઈપણ એક ક્રોધનો રસ તે અન્ય ત્રણ પ્રકારના ક્રોધ જેવો પણ હોય, એવી રીતે માન-માયા અને લોભ તે અન્ય ત્રણ પ્રકારના માન-માયા અને લોભના રસ જેવા પણ હોય. જેમકે અનંતાનુબંધીય ક્રોધ જેવો અનંતાનુબંધીય ક્રોધ, અપ્રત્યાખ્યાનીય જેવો અનંતાનુબંધીય ક્રોધ,

પ્રત્યાખ્યાનીય જેવો અનંતાનુબંધીય ક્રોધ અને સંજ્વલન જેવો અનંતાનુબંધીય ક્રોધ. એ પ્રમાણે સોળે કષાયોને ઘટાવતાં ૬૪ ભેદ પણ થઈ શકે છે.

કષાયના સહચારી અને કષાયના ઉદ્દીપક તેને નોકષાય કહેવાય છે. જો કે કષાયો કરતાં નોકષાયોનું બળ ઓછું હોય છે, પરંતુ કષાયોના બળ પ્રમાણે સંસાર વધારવામાં ખાસ મદદગાર છે. નોકષાયના બળનો આધાર કષાયના બળ ઉપર છે. જેમ જેમ કષાયોનું બળ ઢીલું પડતું જાય છે, તેમ તેમ નોકષાય પણ ઢીલા પડતા જાય છે. અને સંજ્વલન કષાયોનો ઉપશમ કે ક્ષય થતાં થતાંમાં તો તેઓનો પણ તદ્દન ઉપશમ કે ક્ષય થઈજ જાય છે. આ નોકષાયના નવ ભેદ છે. જીવને હાસ્ય ઉત્પન્ન કરાવવાના સ્વભાવવાળું જે કર્મ તે **હાસ્યમોહનીય** કર્મ છે.

ઠાણાંગ સૂત્રમાં કહ્યું છે કે—

" चउहिं ठाणेहिं हासुप्पत्तीसिया । तं जहा—पासित्ता, २ भासित्ता, ३ सुणित्ता, ४ संभरित्ता ॥ "

દર્શનથી, ભાષણથી શ્રવણથી અને સ્મરણથી એમ ચાર સ્થાનકે હાસ્યની ઉત્પત્તિ થાય છે. અંહીં દર્શન, ભાષણ અને શ્રવણ બાહ્ય કારણ છે અને સ્મરણ અભ્યંતર કારણ છે. હાસ્યમોહનીય કર્મના ઉદયથી જ આ બન્ને પ્રકારનાં કારણો પામીને જીવને હસવું આવે છે. ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિમાં જીવને પ્રીતિ પેદા કરવાવાળું કર્મ તે **રતિમોહનીય** કર્મ છે.

જીવને અપ્રીતિ કે નારાજી પેદા કરાવવાવાળું કર્મ તે **અરતિમોહનીય** કર્મ છે. ઈહલોક ભય (મનુષ્યને મનુષ્યથી થતો ભય), પરલોકભય (મનુષ્યને પશુ આદિકનો કે નરકાદિગતિનો ભય), આદાન ભય (દ્રવ્યાદિના હરણનો ભય), અકસ્માત્ ભય (પોતાના ઉપર વિદ્યુતપાત્નો કે ઘર વીગેરે પડવાનો ભય), આજીવિકા ભય, મૃત્યુ ભય, અને અપયશ ભય. આ સાત પ્રકારના ભય પૈકી કોઈપણ પ્રકારનો ભય ઉત્પન્ન કરાવનાર કર્મ તે **ભયમોહનીય** કર્મ છે.

ઇષ્ટના વિયોગાદિથી જીવને શોકશીલતા ઉત્પન્ન કરાવવાળું કર્મ તે **શોકમોહનીય** કર્મ છે.

મનમાં ધૃણા–દુગંચ્છા–કંટાળો ઉત્પન્ન થવા દ્વારા પદાર્થને દૂર કરવાની કે પદાર્થ પાસેથી ખસી જવાની ઈચ્છા કરાવવાવાળું કર્મ તે **જુગુપ્સામોહનીય** કર્મ છે.

સ્ત્રૈણભાવના વિકારને પેદા કરવાવાળું કર્મ તે **સ્ત્રીવેદ.**

પૌરૂષભાવના વિકારને પેદા કરવાવાળું કર્મ તે **પુરૂષવેદ.**

નપુંસકભાવના વિકારને પેદા કરવાવાળું કર્મ તે **નપુંસકવેદ.**

આ પ્રમાણે નોકષાય કર્મ નવ પ્રકારે છે. અહીં સુખ–દુઃખના કારણોની પ્રાપ્તિ તે વેદનીય કર્મનું ફળ છે, અને તેમાં પ્રીતિ–અપ્રીતિ થાય તે રતિ–અરતિ મોહનીય કર્મનું ફળ છે. તેવી રીતે જ્યારે આત્મા, ભયના સંયોગોથી

મુગ્ધ બની જઈ ભાન ભૂલો થાય ત્યારે તે "ભયમોહનીયોદય" સમજવો, અને જ્યારે ભયના સંયોગોમાં અશાંતિ, દુઃખ કે ક્લેશ અનુભવે ત્યારે તે "ભયવેદનીય" સમજવું. અર્થાત્ મોહોદયથી વ્યાકુલતા આવે અને વેદનીયોદયથી અશાંતિ, દુઃખ વિગેરે પેદા થાય છે.

મોહનીય કર્મના બન્ને ભેદોનું વર્ણન અહીં પૂર્ણ થયું. સારાંશ એ છે કે દર્શનમોહનીયકર્મ સત્યવસ્તુમાં શ્રદ્ધા કે દઢતા થવા દેતું નથી, અને ચારિત્ર મોહનીય કર્મ જાણવાપ્રમાણે વર્ત્તન કરતાં અટકાવે છે. જ્ઞાન અને દર્શનનાં આવરણો દૂર થતાં, વસ્તુને વસ્તુરૂપે જાણી જોઈ શકાય છે, પણ તે સાથે આ દર્શનમોહનીય કર્મ ઓછું થયું હોય તોજ યથાર્થપણે માન્ય કરવામાં, તેના ઉપર શ્રદ્ધા આવી શકે છે, અને તે શ્રદ્ધા આવ્યા પછી ચારિત્ર મોહનીય કર્મ ઓછું થતાં તે પ્રમાણે વર્ત્તન કરાય છે.

**આયુષ્કર્મ :—**

આ કર્મ એક બેડી તુલ્ય છે. તે ચાર પ્રકારે છે. (૧) નારકીનું આયુષ્ (૨) તિર્યંચનું આયુષ્ (૩) મનુષ્યનું આયુષ્ (૪) દેવનું આયુષ્.

જેમ અમુક મુદ્દત સુધી શિક્ષામાં મુકરર કરેલા કેદીને તે મુદ્દત પૂરી થયા સિવાય મુક્ત થવાતું નથી, તેમ આયુષ્‌ની મર્યાદા પૂરી થયા સિવાય પ્રાણી અન્ય જન્મમાં જઈ શકતો નથી. ઘણાં પ્રાણીયો કે જેઓ વ્યાધિ, ઇષ્ટ

વિયોગ અને અનિષ્ટ યોગાદિ અનેક સંજોગોમાં સપડાયેલા હોવાથી આ સંસારમાં પોતાનું મૃત્યુ જલ્દી ઇચ્છે છે, પરંતુ તેઓ જલ્દીથી મરી જતા નથી. કેમકે તેમના આયુ-ષ્યની મર્યાદા દીર્ઘ હોય છે. તે ગમે તેટલી ઈચ્છા થતાં હ્રસ્વ થતી નથી. જ્યારે અનેક પૌદ્‌ગલિક સુખમાં એશ-આરામ કરનારા પ્રાણિઓ, પૂર્વ પુણ્યયોગે અખૂટ ધનપ્રાપ્તિ, વ્હાલી પ્રિયા અને ઈષ્ટ સંતતિ આદિ અનેક સુખી સંજોગો પ્રાપ્ત થયેલા હોવાથી આ દુનિયામાં પોતે લાંબા આયુષ્ય વડે દીર્ઘકાલીન સુખ ભોગવે તેવું ઇચ્છે છે, છતાં આયુ-ષ્યની મર્યાદા ટુંકી હોય તો પોતાનેવહાલા તે પૌદ્‌ગલિક સુખોને અર્ધભુક્ત સ્થિતિમાં જ ત્યજવા પડે છે અને આયુષ્ય મર્યાદાના વેગને આધિન થવું પડે છે. આ કર્મ દરેકને પૂર્વભવમાં જ બંધાય છે. અન્ય કર્મ તો ભવે યા ભવાંતરે ઉદયમાં આવે છે, જ્યારે આયુષ્યકર્મ તો જે ભવમાં બાંધ્યું હોય તે ભવપૂર્ણ થયે બીજા ભવમાં જ ઉદયમાં આવે છે. શ્રેણિક રાજા કે જેઓ વીરપ્રભુના પરમભક્ત હતા, તેઓએ તદ્‌ભવે તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કરેલું હોવા છતાં આગામી ભવનું આયુષ્ય પ્રથમ નિર્ણિત થઈ ગયેલું હોવાથી નારકીમાં ઉત્પન્ન થવું પડ્યું હતું. આયુષ્કર્મ આખા ભવમાં એક જ વાર બંધાય છે. અને તે ભવપૂર્ણ થયે, નવા ભવની શરૂઆતથી ઉદયમાં આવી, બેડીની માફક જીવને શરીર ધારણ કરાવી તે શરીરમાંથી નિકળવાની જીવને ગમે તેટલી ઇચ્છા હોય તો પણ બદ્ધાયુકર્મનો ભોગવટો પૂર્ણ થાય ત્યાં સુધી તે શરીરમાં રોકી રાખે જ

છે. જીવને નવા શરીરનો સંયોગ તે આયુષ્ય અને એ સંયોગ ટકાવી રાખનાર કર્મને આયુષ્યકર્મ કહેવાય છે. આયુષ્યકર્મનાં દલિકોનો ઉદયકાળ પૂર્ણ થયા બાદ એક સમય માત્ર પણ જીવને તે શરીરનો સંયોગ ટકી શકતો નથી. એટલે નારક શરીરમાં ટકાવી રાખનાર કર્મને "**નારકાયુષ્કર્મ**", તિર્યંચ શરીરમાં ટકાવી રાખનાર તે "**તિર્યંચાયુષ્કર્મ**", માનવશરીરમાં ટકાવી રાખનાર તે "**માનુષાયુષ્કર્મ**", અને દેવના શરીરમાં ટકાવી રાખનારૂં કર્મ તે "**દેવાયુષ્કર્મ**" કહેવાય છે.

અહીં આયુષ્ય અને આયુષ્યકર્મ એ બન્ને અલગ ચીજ છે તે સમજી શકાય તેવું છે. આયુષ્યકર્મ એ કારણ છે, અને જીવને નવા શરીરના સંયોગરૂપ આયુષ્ય એ તેનું ફળ છે. આયુષ્યકર્મના ઉદયથી જીવને તે તે ગતિને યોગ્ય બાકીની કર્મપ્રકૃતિઓ પણ ઉદયમાં આવે જ છે. કોઈ વખત જીવને અકાળે મરીને પણ બીજી ગતિમાં જઈ ઉપજવું પડે, અને કેટલાક જીવો, પોતાના આયુષ્યકર્મના કાળને પૂરો કરીને જ બીજી ગતિમાં ઉપજે. આ પ્રમાણે આયુષ્ય કર્મના અપૂર્ણતા અને પૂર્ણતાના હિસાબે બે પ્રકારો તે કર્મના શાસ્ત્રમાં બતાવ્યા છે. (૧) અપવર્ત્તિ આયુષ્યકર્મ અને (૨) અનપવર્ત્તિ આયુષ્યકર્મ.

જેમાં ઓછાશ થઈ શકે એટલે ત્રુટી શકે તે "અપવર્ત્તિ આયુષ્યકર્મ" કહેવાય છે. આવાં આયુષ્ય ઘટી જાય તો પણ અંતર્મુહૂર્ત્તથી તો ઓછું ન જ થાય. પુરેપુરૂં

ભોગવાય, એટલે કે જેમાં લેશમાત્ર પણ ઘટાડો ન થાય તેવું નિકાચિતપણે બંધાયેલ તે "અનપવર્ત્તિ આયુષ્ય કર્મ" કહેવાય છે. આ "અનપવર્ત્તિઆયુષ્યકર્મ" તે બે પ્રકારે છે (૧) સોપક્રમ અનપવર્ત્તિ અને (૨) નિરૂપક્રમ અનપવર્ત્તિ.

અહિં ઉપક્રમ એટલે આયુષ્યને ત્રુટવાના સંયોગો. સોપક્રમ એટલે ત્રુટવાના સંયોગવાળું અને નિરૂપક્રમ એટલે ત્રુટવાના સંયોગ વિનાનું.

ત્રુટવાના સંયોગો આવે, તો પણ ત્રુટે નહિં ૯. સોપક્રમઅનપવર્ત્તિ આયુષ્ય, અને ત્રુટવાના કારણોનો સંયોગ જ ન થાય અને ત્રુટે પણ નહિં તે "નિરૂપક્રમઅનપવર્ત્તિ આયુષ્કર્મ કહેવાય છે. આયુષ્‌ના ટકાવનો આધાર આયુષ કર્મ હોઈ, આયુષકર્મ ત્રુટવાથી આયુષ પણ ત્રુટી જાય છે.

દેવ, નારક, ચરમદેહી, શલાકાપુરૂષો, અકર્મભૂમિ અને અંતરદ્વીપમાં જન્મેલા મનુષ્યો તથા તિર્યંચો, કર્મભૂમિઓમાં ઉત્સર્પિણીના છેલ્લા ત્રણ આરાના તથા અવસર્પિણીના પ્રથમ ત્રણ આરામાંના યુગલિકો, તે બધા અનપવર્ત્તિ આયુષ્યવાળા હોય છે. તેમાં પણ ચરમદેહી અને શલાકા પુરૂષો સિવાયના જીવો અનપવર્તિ અને નિરૂપક્રમ આયુષ્યવાળા હોય છે. અને ચરમદેહી તથા શલાકાપુરૂષો સોપક્રમ અને નિરૂપક્રમ અનપવર્ત્તિ આયુષ્યવાળા હોય છે.

અપવર્ત્તિઆયુષ્ય સોપક્રમ જ હોય છે એટલે તે સોપક્રમ અપવર્ત્તિ કહેવાય છે.

ઔપપાતિક (દેવો અને નારકો), ચરમદેહી, શલાકા પુરૂષો (તીર્થંકરો, ચક્રવર્તિઓ, બળદેવો, વાસુદેવો), અને અસંખ્ય વર્ષનાં આયુષ્યવાળા જીવો (અકર્મભૂમિ તથા અંતરદ્વીપમાં જન્મેલા મનુષ્યો અને તિર્યંચો, કર્મભૂમિમાં ઉત્સર્પિણીના છેલ્લા ત્રણ આરાના તથા અવસર્પિણીના પ્રથમ ત્રણ આરામાંના યુગલિકો) સિવાયના તમામ મનુષ્યો અને તિર્યંચો (૧) સોપક્રમ અનપવર્તિ. (૨) નિરૂપક્રમ અનપવર્તિ અને (૩) સોપક્રમ અપવર્તિ આયુષ્યવાળા હોય છે.

અહીં અપવર્તિઆયુષ્યકર્મ જેટલું બાંધ્યું હોય છે, એટલે કે તે કર્મદલિકો જેટલાં બંધાયાં હોય છે, તે દલિકોના ભોગવટામાં ન્યૂનતા નહિં થતાં, તે દલિકો જે ક્રમે ભોગવવાનાં હોય તે ક્રમે નહિં ભોગવાતાં જલ્દી ભોગવાઈ જઈ તેનો વખત ટુંકાઈ જાય છે તેને આયુષ્ય ત્રુટયું કહેવાય છે. જેમ લાંબી કરેલી દોરીને એક છેડે અગ્નિ સળગાવ્યો હોય તો તે દોરી અનુક્રમે લાંબી મુદતે બળી રહે છે, અને તેજ દોરીને એકઠી કરીને તેમાં અગ્નિ મુકયો હોય તો તે એકદમ જલ્દીથી બળી જાય છે, તેવી જ રીતે-સોપક્રમઅપવર્તિઆયુષ્ય થોડાકાળમાં પુરૂં થઈ જાય છે. અને જે આયુષ્યકર્મ તેના બંધસમયે ગાઢ નિકાચિત બાંધ્યું હોય, તે અનુક્રમે જ ભોગવાય છે. સેંકડો ઉપક્રમથી પણ તે ક્ષીણ થઈ શકતું નથી.

કોઇ અનપવર્ત્તિ આયુષ્યવાળા જીવોને આયુપૂર્ણ થવા

સમયે ઉપક્રમો થાય તો, તે ઉપક્રમો માત્ર તેમને કષ્ટને અર્થે સમજવા, પણ આયુષ્યના ક્ષયમાં કારણભૂત સમજવાં નહિં. જેમકે સ્કન્દકાચાર્યના પાંચસો શિષ્યો, તથા અર્ણિકાપુત્ર આચાર્ય, ઝાંઝરીયામુનિ વિગેરે ચરમ શરીરી હોવાથી અનપવર્ત્તિ આયુષ્યવાળા હતા. તેમને ઉપસર્ગ થયા તે આયુષ્યક્ષયમાં કારણભૂત હતા જ નહિં.

કર્મબંધનાં અધ્યવસાયસ્થાનકો વિચિત્ર છે, અને અસંખ્ય લોકાકાશના પ્રદેશપ્રમાણ છે. તે સ્થાનકોમાં કેટલાંક નિરૂપક્રમકર્મને ઉત્પન્ન કરનારાં છે. તેથી જેવા અધ્યવસાયે જે કર્મ બાંધ્યું હોય, તે કર્મ તેવી રીતે ભોગવવું પડે છે. જેમ અમુક યોજન લાંબા માર્ગમાં ઘણા માણસો એક સાથે ચાલ્યા હોય, છતાં તેમની ગતિની તરતમતાથી જવાના સ્થાને, પહોંચવાના કાળમાં ભેદ દેખાય છે (કોઈ વહેલા પહોંચે છે, કોઈ વિલંબે પહોંચે છે). તેવી જ રીતે એક સરખી સ્થિતિવાળું કર્મ ઘણા જીવોએ બાંધ્યું હોય તેમાં પણ પરિણામના ભેદથી તેનો ભોગકાળ ભિન્ન ભિન્ન થાય છે. કહ્યું છે કે:—

पिंडीभूतः पटः क्लिन्नश्चिरकालेनशुष्यति ।
प्रसारितः स एवाशु, तथाकर्माण्युपक्रमैः ॥१॥

ભાવાર્થ:—જેમ ભીનું વસ્ત્ર પિંડરૂપ કરીને મુકયું હોય તો તે લાંબી મુદતે સુકાય છે, અને તેજ વસ્ત્ર લાંબુ કર્યું હોય તો જલ્દી સુકાઈ જાય છે, તેવી જ રીતે કર્મ પણ ઉપક્રમોથી જલ્દી ક્ષય પામે છે.

પોતાના જ મનમાં ઉત્પન્ન થયેલા અધ્યવસાયાદિકથી અને બીજાએ ઉત્પન્ન કરેલા વિષ તથા શસ્ત્રાદિકથી જે પોતાના જીવિતનો અંત આવે, તે સર્વે ઉપક્રમ કહેવાય છે. તે ઉપક્રમના અધ્યવસાય વગેરે સાત ભેદો છે.

**अज्झवसाण निमित्ते, आहारेवेयणापराघाए।**
**फासे आणापाणु, सत्तविहं झिज्झए आउ ॥१॥**

ભાવાર્થ:—અધ્યવસાન-નિમિત્ત-આહાર-વેદના-પરાઘાત-સ્પર્શ અને શ્વાસોશ્વાસ એ સાત પ્રકારે આયુષ્યનો ક્ષય થાય છે.

(૧) અધ્યવસાનના ત્રણ પ્રકાર છે. રાગ, ભય અને સ્નેહ. તેમાં રાગનો અધ્યવસાન પણ મરણનો હેતુ થાય છે. જેમ એક અતિરૂપવાન-યુવાન મુસાફર, અરણ્યમાં તૃષાતુર થવાથી પાણીની પરબે ગયો. ત્યાં પાણી પાનારી સ્ત્રીએ જળ લાવીને તેને પાયું. પછી તે મુસાફર પેલી સ્ત્રીએ ના કહ્યા છતાં પણ ત્યાંથી ચાલતો થયો. તે સ્ત્રી તેની સામું જ જોઈ રહી, અને જ્યારે તે મુસાફર અદૃશ્ય થયો, ત્યારે તે સ્ત્રી તેની ઉપરના ઉત્કટ રાગના અધ્યવસાયથી તરત જ મૃત્યુ પામી.

ભયના અધ્યવસાયથી કૃષ્ણ-વાસુદેવને જોઇ સોમિલ બ્રાહ્મણ હૃદયસ્ફોટ થવા વડે મરી ગયો.

સ્નેહના અધ્યવસાયથી ભાનુનામે મંત્રીની પત્ની સરસ્વતી, તે પતિના મૃત્યુ થયાની શંકા થવાથી પોતે મૃત્યુ પામી હતી. રૂપાદિક જોવાથી જે પ્રીતિ ઉત્પન્ન થાય

તે રાગ; અને સામાન્ય રીતે સ્ત્રી પુત્રાદિક ઉપર જે પ્રીતિ થાય તે સ્નેહ કહેવાય છે. આ પ્રમાણે ત્રણ પ્રકારના અધ્યવસાયથી પણ આયુષ્યનો ક્ષય થાય છે.

(૨) બીજું નિમિત્તથી એટલે દંડ, શસ્ત્ર, રજ્જુ, અગ્નિ, જળમાં પતન, મૂત્ર પૂરીષનો રોધ અને વિષનું ભક્ષણ વિગેરે કારણથી પણ આયુષ્યનો ક્ષય થાય છે.

(૩) આહારથી એટલે ઘણું ખાવાથી, થોડું ખાવાથી અથવા બિલ્કુલ આહાર નહીં મળવાથી આયુષ્યનો ક્ષય થાય છે. સંપ્રતિ રાજાના પૂર્વભવનો જીવ દ્રમક, જે સાધુ થયો હતો, તે દીક્ષાના દિવસે જ અતિઆહારથી મૃત્યુ પામ્યો હતો.

(૪) વેદનાથી એટલે શૂળ વિગેરેથી તથા નેત્રાદિકના વ્યાધિથી આયુષ્યનો ક્ષય થાય છે.

(૫) પરાઘાતથી એટલે ભીંત–ભેખડ વિગેરે પડવાથી અથવા વીજળી વિગેરેના પડવાથી આયુષ્યનો ક્ષય થાય છે.

(૬) સ્પર્શથી એટલે સર્પાદિના ડંશથી આયુષ્યનો ક્ષય થાય છે.

(૭) શ્વાસોશ્વાસથી એટલે દમ વિગેરેના વ્યાધિને લીધે ઘણા શ્વાસોશ્વાસ લેવાથી અથવા શ્વાસ રૂંધાવાથી પણ આયુષ્યનો ક્ષય થાય છે.

એક સમયમાત્ર પણ કોઈનું ય આયુષ્ય વૃદ્ધિ

પામતું નથી, પરંતુ યોગ્ય જીવનચર્યાથી ત્રુટતું અટકી શકે છે. યોગવિદ્યા આદિથી કે રસાયણોનાં ઉપયોગ કરવાથી આયુષ્યનો કાળ કંઈ લંબાતો નથી, પણ જે કાળપ્રમાણ બાંધ્યું હોય તે કાળ પ્રમાણે બરાબર ભોગવાય છે. તેને ઉપચારથી આયુષ્ય વધ્યાં એમ બોલાય છે. પરંતુ તેનો અર્થ એ થાય છે કે તેમાં "ઘટાડો બહુ ન થયો."

આયુષ્યકર્મનોબંધ ઘોલના પરિણામે થાય છે. ઘોલના પરિણામ એટલે પરાવર્ત્તમાન પરિણામ. ઉત્તરોત્તર સમયે પરિણામની ધારા ચડતી જતી હોય, પછી ભલે તે શુભ હોય કે અશુભ હોય પણ તે સમયે આયુષકર્મ બંધાતું નથી. અને તેથી જ આઠમા આદિ ગુણસ્થાનકોમાં ક્રમશઃ શુદ્ધ પરિણામની વૃદ્ધિ થતી હોવાથી, અને ત્રીજે ગુણ-સ્થાનકે પણ ઘોલના પરિણામનો અસંભવ હોવાથી આયુષ્ય કર્મ બંધાતું નથી. શેષ પહેલાથી છઠ્ઠા ગુણસ્થાનક સુધીમાં ઘોલના પરિણામનો સંભવ છે. એટલે તેવા પરિણામે ત્યાં આયુષ્ય કર્મનો બંધ થાય છે. સાતમે ગુણસ્થાનકે જો કે આયુ બંધાય છે ખરું, પણ ત્યાં નવી શરૂઆત થતી નથી. છઠ્ઠે ગુણસ્થાનકે પ્રારંભેલ બંધ તે સાતમે ગુણસ્થાનકે પુરો કરે છે.

સોપક્રમ આયુષ્યવાળા જીવો પોતાના વર્ત્તમાન ભવના અંતિમ ત્રીજે ભાગે, નવમા ભાગે, સત્તાવીસમે ભાગે અથવા છેવટ મરણવખતે છેલ્લા અંતર્મુહૂર્તે, આવતાં ભવનું આયુષ્ય કર્મ બાંધે છે. અહીં કોઈ આચાર્યો સત્તાવીસમા ભાગથી

ઉપર પણ આવતા ભવના આયુષ્યનાબંધની કલ્પના કરે છે. તેમજ ત્રણ ત્રણ ભાગની કલ્પના પણ છેલ્લા અંતર્મુહૂર્ત્ત સુધી કરે છે. નિરૂપક્રમ આયુષ્યવાળા જીવોને માટે આયુષ્યના બંધનો કાળ એવો છે કે દેવતાઓ, નારકીઓ તથા અસંખ્ય વર્ષના આયુષ્યવાલા મનુષ્ય અને તિર્યંચો (યુગલિકો) પોતાનું વર્ત્તમાન આયુષ્ય છ માસ બાકી રહે ત્યારે આગામી ભવનું આયુષ્ય બાંધે છે. તે સિવાયના બીજા-નિરૂપક્રમ આયુષ્યવાળા (ચરમ શરીરી સિવાયના ચક્રવર્તી—બળદેવાદિક-શલાકા પુરૂષો) જીવો પોતાના આયુષ્યને ત્રીજે ભાગે આગામી ભવનું આયુષ્ય બાંધે છે.

**નામકર્મ:—**

સંસારી જીવોને ગતિ, જાતિ, શરીર, શરીરનાં અવયવ, શરીરનો બંધો, શરીરનો આકાર, શરીરનાં પુદ્ગલોનું પરસ્પર સંયોજન ઈત્યાદિ શરીરને લગતાં સંયોગોની પ્રાપ્તિ આ નામકર્મથી થાય છે. આ દરેક સંયોગની પ્રાપ્તિ ભિન્ન ભિન્ન જીવોને ભિન્ન-ભિન્ન પ્રકારે થતી હોઈ, નામકર્મ ૪૨, ૬૭, ૯૩, અને ૧૦૩ એમ ભેદો વાળું છે. નામકર્મને શાસ્ત્રમાં ચિતારા સમાન કહ્યું છે. ચિતારો જેમ ચિત્રને અનેક રંગો પૂરીને જુદા જુદા રૂપે ચીતરી બતાવે છે, તેમ નામકર્મ તે જીવને વિચિત્ર રૂપધારી બનાવ્યા કરે છે. તે નામકર્મની પ્રકૃતિઓ આ પ્રમાણે છે.

શારીરિક અને માનસિક સુખ દુઃખના હિસાબે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની જુદી જુદી જાતની કુદરતી પરિ-

સ્થિતિ યા અવસ્થાને **ગતિ** કહેવાય છે. ગતિ ચાર પ્રકારે છે. સંસારી આત્માને એ ચારે પૈકી કોઈપણ એક પરિસ્થિતિમાં કાયમ જવું પડતું જ હોવાથી તેને ગતિ કહી છે. જીવને અમુક એક ગતિમાં લઈ જનારૂં અમુક એકજ ચોક્કસ કર્મ હોય છે. એટલે ગતિ તે ચાર પ્રકારે હોઈ તેને અપાવનાર કર્મ પણ ચાર પ્રકારે છે.

જીવ સુખ, દુઃખ વેદેછે તે તો વેદનીય કર્મના ઉદયથી, પરંતુ સુખ, દુઃખના સંયોગવાળી પરિસ્થિતિમાં જઈ મુકાવું તે તો ગતિનામ કર્મના ઉદયથી જ થાય છે. એટલે ગતિનામકર્મ સુખ દુઃખના ઉપભોગમાં નિયામક છે.

પ્રાયઃ ઉગ્રપુણ્ય ભોગવવારૂપ શારીરિક અને માનસિક સુખવાળી અવસ્થા, યા કુદરતી પરિસ્થિતિને **દેવગતિ** કહેવાય છે. અને તે ગતિમાં લઈ જવાને સમર્થ કર્મ તે **દેવગતિ નામકર્મ** કહેવાય છે. શારીરિક અને માનસિક સુખ, દુઃખ યુક્ત પરિસ્થિતિ તે **મનુષ્યગતિ**, અને તે ગતિમાં લઈ જવાને સમર્થ કર્મ તે **મનુષ્યગતિ નામકર્મ** કહેવાય છે.

ભૂખ, તરસ, શીત, તાપ આદિ દુઃખયુક્ત પરિસ્થિતિ તે **તિર્યંચ ગતિ**, અને તે ગતિમાં લઈ જવાને સમર્થ કર્મ તે **તિર્યંચગતિ નામકર્મ**, તીવ્ર શીત, ઉષ્ણાદિ દુઃખરૂપ ઉગ્ર પાપના ભોગવટાવાળી પરિસ્થિતિ તે **નરક ગતિ** અને તે ગતિમાં લઈ જવાને સમર્થ કર્મ તે **નરક ગતિ નામકર્મ**. આ રીતે દેવગતિ, મનુષ્યગતિ તિર્યંચ-

ગતિ અને નરક ગતિ, એમ ગતિ તે ચાર પ્રકારે છે, એટલે તે તે ગતિને અપાવનાર કર્મ પણ અનુક્રમે દેવગતિ નામકર્મ, મનુષ્યગતિ નામકર્મ, તિર્યંચગતિ નામકર્મ અને નરક-ગતિનામકર્મ એમ ગતિનામકર્મ પણ ચાર પ્રકારે છે.

ગતિનામકર્મનો ઉદય તે આયુકર્મને અનુસરીને જ વર્તતો હોઈ, વિપાકોદયથી પણ ભોગવાય અને પ્રદેશોદયથી પણ ભોગવાય છે. કોટાકોટી સાગરોપમના સ્થિતિબંધવાળું ગતિનામકર્મ, તેટલી સ્થિતિવાળું આયુષ્યકર્મ હોય તો જ વિપાકોદયથી ભોગવી શકાય. પણ આયુષ્યકર્મની સ્થિતિ તો તેત્રીસસાગરોપમથી અધિક હોઈ શકતી જ નથી. વળી ચાર પ્રકારના ગતિનામકર્મમાંથી કોઈ એક પ્રકારના ગતિનામ-કર્મના ઉદય વખતે તે ગતિને અનુકુળ જ આયુષ્યકર્મનો ઉદય આવવો જોઈએ એવું પણ બની શકતું નથી. કારણ કે વર્ત્તમાન આયુના ઉદય સમયે બંધાએલ આગામી ભવનું આયુકર્મ તે વર્ત્તમાન આયુષ્ય પૂર્ણ થયે ઉદયમાં આવે જ. અન્ય કર્મ તો તે ભવે પણ ઉદયમાં આવે અને કેટલાક ભવો વીત્યા પછી પણ ઉદયમાં આવે. પરંતુ આયુષ્ય કર્મ તો વર્ત્તમાન આયુષ્ય પૂર્ણ થયા બાદ નવા ભવના પ્રારં-ભમાં જ ઉદયે આવે.

નવા ભવના આયુષ્યકર્મના ઉદય વખતે વર્તતો ગતિનામકર્મનો ઉદય, આયુષ્યને અનુરૂપ ન હોય તો આયુષ્યને અનુરૂપ ગતિ રૂપે સંક્રમી પ્રદેશોદયથી વેદાય છે. વળી તે આયુષ્યના પૂર્ણ ભોગવટા સુધીના કાળમાં વચ્ચે

વચ્ચે કોઈ અન્ય ગતિનામકર્મનો ઉદયકાળ પાકતો હોય તો પણ આયુષ્યકર્મને અનુરૂપ ગતિનામકર્મરૂપે સંક્રમી પ્રદેશોદયથી વેદાય છે. જેમકે મનુષ્ય, તે મનુષ્યગતિને વિપાકોદયથી અને બાકીની ગતિનું કર્મ સત્તામાંથી સ્થિતિ-પાકે ઉદયમાં આવે તેમ તેમ મનુષ્યગતિમાં સંક્રમાવીને ભોગવી પૂર્ણ કરે છે. એવી રીતે ચારે ગતિમાં સમજવું. ગતિનામકર્મની માફક આયુષ્ય કર્મ તે અન્ય આયુષ્યમાં સંક્રમી શકતું નથી. તે તો જેવું બંધાયું હોય તેવું જ વેદાય છે.

પ્રત્યેક ગતિના જીવોમાં સુખ–દુઃખના સંયોગો કંઈ એક સરખા જ હોતા નથી. જેમકે નરકગતિમાં પહેલી નારકીથી સાત નારકીઓ સુધી દુઃખની પરિસ્થિતિ અનુક્રમે એક એકથી અધિક હોય છે. તિર્યંચગતિમાં તિર્યંચપચેન્દ્રિય કરતાં ચઉરિન્દ્રિય–તેઇંદ્રિય–બેઇન્દ્રિય અને એકેન્દ્રિય તિર્યંચોમાં દુઃખના સંયોગો અનુક્રમે વિશેષ વિશેષ હોય છે. દેવગતિમાં ભવનપતિ આદિ દેવો કરતાં અનુત્તરવાસી દેવોમાં સુખના સંયોગોની અધિકતા છે. એ રીતે મનુષ્યગતિમાં પણ ન્યૂનાધિકતા છે. તો પણ સુખ–દુઃખના ઉપભોગરૂપ અમુક પ્રકારની કુદરતી પરિસ્થિતિને સ્થૂલરૂપે ચાર વિભાગમાં વ્હેંચી તે પરિસ્થિતિને “ગતિ” નામે ઓળખાવી તે ગતિને પ્રાપ્ત કરાવવાવાળા કર્મને ગતિનામકર્મ તરીકે ઓળખાવ્યું છે.

આ ચાર ગતિમાંથી કોઈ પણ એક ગતિના તમામ

જીવોમાં રહેલ ચૈતન્ય વિકાસની ન્યૂનાધિકતાના હિસાબે તે ગતિના અમુક અમુક પેટા વિભાગને “ જાતિ ” કહેવાય છે.

એકેન્દ્રિયપણાથી પંચેન્દ્રિય પણા સુધીમાં વિવિધ પ્રકારના સમાન પરિણામરૂપ સામાન્ય તે જાતિ અને તે તે જાતિને પ્રાપ્ત કરાવનારૂં કર્મ તે જાતિનામકર્મ કહેવાય છે.

જાતિ તે એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇંદ્રિય, ચઉરિંદ્રિય અને પંચેન્દ્રિય એમ પાંચ પ્રકારે હોઈ તે તે જાતિને પ્રાપ્ત કરાવનારૂં કર્મ પણ અનુક્રમે એકેન્દ્રિયજાતિનામકર્મ, બેઇન્દ્રિયજાતિ નામકર્મ, તેઇન્દ્રિયજાતિ નામકર્મ, ચઉરિન્દ્રિય-જાતિ નામકર્મ અને પંચેન્દ્રિયજાતિ નામકાર્મ એ રીતે પાંચ પ્રકારે છે.

અહીં અમુક અમુક ઇંદ્રિયોની ઉત્પત્તિના હિસાબે એકેન્દ્રિયાદિ શબ્દ વ્યવહાર નથી. કારણકે દ્રવ્યરૂપ ઇન્દ્રિયનું ઉત્પન્ન તો અંગોપાંગનામકર્મ તથા પર્યાપ્તિ નામ કર્મના કારણે અને ભાવરૂપ ઇન્દ્રિયોનું ઉત્પન્ન તે સ્પર્શનાદિ ઇન્દ્રિયાવરણ ( મતિ જ્ઞાનાવરણ ) કર્મના ક્ષયોપશમથી થાય છે. પરંતુ સુખ–દુઃખનો અનુભવ કરાવનારૂં તે વેદનીય કર્મ હોવા છતાં પણ તે તે સુખ–દુઃખને અનુરૂપ કુદરતી સંયોગોનું નિયામક જેમ ગતિ નામ કર્મ છે, તેમ અમુક અમુક પ્રમાણમાં ચૈતન્ય વિકાસનું નિયામક જાતિ નામકર્મ હોઈ જાતિનામકર્મથી પ્રાપ્ત થતી જાતિના હિસાબે એકેન્દ્રિયાદિ શબ્દ વ્યવહાર છે.

સર્વ એકેન્દ્રિય જાતિના જીવો ભિન્ન ભિન્ન પ્રકારના

હોવા છતાં કોઈક સમાન બાહ્ય પરિણામના કારણે તેઓમાં ચૈતન્યનો વિકાસ સ્વલ્પ અને લગભગ સરખો હોય છે. તેવી રીતે બેઇંદ્રિયાદિક જાતિઓમાં પણ સમજવું. આ રીતે નિર્દોષ સરખા પણા વડે એક કરાએલ સમાન બાહ્ય પરિણામ જ અમુક અમુક ચૈતન્ય વિકાસમાં નિયામક છે. તે સમાન બાહ્ય પરિણામને જાતિ કહેવાય અને તે અપાવનાર કર્મને જાતિનામકર્મ કહેવાય છે.

પંચેન્દ્રિય જીવો કરતાં ચઉરિન્દ્રિય જીવોનો ચૈતન્ય વિકાસ અલ્પ હોય. એ રીતે ચઉરિન્દ્રિય જીવો કરતાં તેઇન્દ્રિય જીવોમાં, તેઇન્દ્રિય કરતાં બેઇન્દ્રિય જીવોમાં, અને બેઇન્દ્રિય કરતાં એકેન્દ્રિય જીવોમાં ચૈતન્યનો વિકાસ (ચૈતન્યનો ક્ષયોપશમ) અનુક્રમે અલ્પ હોય છે. આ પ્રમાણે ચૈતન્યશક્તિની ન્યૂનાધિક ખીલવટના ધોરણનું નિયમન તે જાતિનામકર્મના આધારે જ છે. આ રીતે પાંચ પ્રકારે ચૈતન્ય વિકાસની વ્યવસ્થા તે જાતિ, અને પાંચ પ્રકારની વ્યવસ્થા રૂપ જાતિને પ્રાપ્ત કરાવનારૂં કર્મ તે તે જાતિનામકર્મ કહેવાય છે. જાતિ નામ કર્મના ઉદયથી તે તે જાતિની પ્રાપ્તિમાં જીવ વિવિધ પ્રકારના શરીરને ધારણ કરે છે. સંસારી અવસ્થામાં જીવ તે શરીર વિના તો રહી શકે જ નહીં.

કારણ કે સંસારી જીવોને સુખ–દુઃખના ઉપભોગનું યાતો ક્રિયા કરવાનું સાધન શરીર જ છે. વળી જીવ તે અરૂપી હોવાથી કઈ જગ્યાએ કયો જીવ રહેલો છે, તેનો ખ્યાલ છદ્મસ્થ જીવોને તો સજીવ દેહની પ્રત્યક્ષતાથી જ થઈ શકે છે.

જીવની ચેતના દ્વારા શરીરમાં થતી હલનચલન આદિ ક્રિયાઓ વડે યા તો આહારાદિ સંજ્ઞાઓ ઉપરથી જ તે તે સ્થાને જીવ છે, એમ છદ્મસ્થ જીવો સમજી શકે છે. ચૈતન્ય રહિત મૃતદેહને જોઈ, જીવ ચાલ્યો ગયો યા તો મરણ પામ્યો એમ લોકો કહે છે.

સંસારચક્રમાં પરિભ્રમણ કરતા જીવને સદાના માટે કોઈ અમુક એક જ શરીર કંઈ ટકી રહેતું નથી. માટે જ શરીરનો શબ્દાર્થ નાશવંત થાય છે. शीर्यते यत् तत् शरीरम् .

જીવ સદાના માટે શાશ્વત છે. તેની ઉત્પત્તિ કે નાશ છે જ નહીં. પરંતુ વ્યવહાર દૃષ્ટિએ નવા શરીરને ધારણ કરવા ટાઈમે જન્મ થયો અને તે શરીરનો ત્યાગ કરવા ટાઈમે મૃત્યુ પામ્યો એમ બોલાય છે. ત્યાં ઉત્પત્તિ અને નાશ શરીરનો છે. આ રીતે અનાદિકાળથી સંસાર ચક્રમાં ભ્રમણ કરતા જીવે અનંતીવાર ભિન્ન ભિન્ન શરીરોને ધારણ કર્યાં અને છોડયાં.

શરીરધારી અનંતજીવોપૈકી પ્રત્યેકજીવોનાં શરીરો ભિન્ન ભિન્ન હોવાથી વ્યક્તિશઃ અનંત શરીરો છે. પરંતુ કાર્ય કારણ આદિના સાદૃશ્યની દૃષ્ટિએ સંક્ષેપમાં વિભાગ કરી તે શરીરોના (૧) ઔદારિક શરીર (૨) વૈક્રિય શરીર (૩) આહારક શરીર (૪) તૈજસ શરીર અને (૫) કાર્મણ શરીર એમ પાંચ પ્રકાર શાસ્ત્રમાં બતાવ્યા છે.

**ઔદારિક શરીર**—તીર્થંકર ગણધરની અપેક્ષાએ

ઉદાર–પ્રધાન અને વૈક્રિયની અપેક્ષાએ અલ્પ પરમાણુ નિષ્પન્ન–સ્થૂલ વર્ગણાનું બનેલું, વળી જેને બાળી શકાય. છેદનભેદન કરી શકાય, તે ઔદારિક શરીર કહેવાય છે. મનુષ્ય અને તિર્યંચને આ શરીર સાહજિક હોય છે.

**વૈક્રિય શરીર**—નાનું, મોટું, પાતળું, જાડું, એક અને અનેક ઈત્યાદિ વિવિધ રૂપોને–વિક્રિયાને ધારણ કરી શકે તે વૈક્રિય શરીર છે. દેવ અને નારકોને ભવધારણીય શરીર વૈક્રિય જ હોય છે.

**આહારક શરીર**—ચૌદ પૂર્વધર મુનિરાજોએ તીર્થંકરની ઋદ્ધિ જોવા નિમિત્તે કે બીજા કોઈ પણ કારણે એક હસ્ત પ્રમાણ, શુભપુદ્ગલદ્રવ્યનું બનાવેલું, કોઈનો વ્યાઘાત ન કરે અને અન્યથી જેનો વ્યાઘાત ન થઈ શકે એવું, અને આહારકલબ્ધિના સામર્થ્યથી બનાવેલું તે આહારક શરીર કહેવાય છે. ચઉદ પૂર્વધર મુનિરાજો અત્યંત સૂક્ષ્મ અર્થના સંદેહને દૂર કરવા માટે અન્યક્ષેત્રમાં રહેલા તીર્થંકર પાસે પોતાના ભવજન્ય ઔદારિક શરીરથી જવું અશક્ય ધારી લબ્ધિજન્ય આ આહારક શરીરને ત્યાં મોકલે છે. તે ત્યાં જઈને સંશય નિવારીને પોતાના સ્થાને આવી વેરાઈ જાય છે. આ કાર્ય, ફક્ત અંતર્મુહૂર્તમાં જ થઈ જાય છે.

**તૈજસ શરીર**—ખાધેલ આહારાદિને પકવવામાં કારણભૂત જે શરીર તે તૈજસશરીર કહેવાય છે. શરીરમાં રહેલી ગરમી યા જઠરાગ્નિ તે જ આ શરીર છે.

મીઠું, અનાજ, પાણી કે અન્ય કોઈ આહાર રૂપ પદાર્થના સાત ધાતુ રૂપે થતા પરિણમન કાર્યમાં આપણે વિચારવું પડશે કે શરીરમાં પરિણામાન્તર કરનાર કોઈક પાક ક્રિયા છે. પકવવાની તાકાતવાળી ચીજ જ પરિણામાન્તર કરી શકે. જેમ અગ્નિમાં પકાવ્યા વિના માટીનો ઘડો પાણીને ભરવા યોગ્ય થઈ શકતો નથી, એવી રીતે પકવવાની તાકાતવાળી વસ્તુ વિના મૂલપદાર્થનું પરિપકવપણું થઈ શકતું નથી. જો પકવવાની તાકાતવાળી ચીજ ન હોય તો શરીરમાં પડેલું મીઠું તે મીઠું જ રહે, માટી તે માટીપણે જ રહે. સંગ્રહણીનો વ્યાધિ જેને થયો હોય તે ખોરાક લે છે પણ પચાવી શકતો નથી, કેમકે દુન્યવી દૃષ્ટિએ કહેવાય છે કે તેની જઠરમાં અગ્નિનું જોર નથી.

પકવવાની તાકાતવાળી ચીજ હોય તો જ શરીરમાં ગયેલ આહાર પરિણામાન્તર પામે અને સાત ધાતુ રૂપે પરિણમે. આવું પરિણામાન્તર કરનાર તે જ તૈજસ શરીર છે. લીધેલ ખોરાકને પકવદશામાં લાવવું, પરિણામાન્તર કરવું તે કામ તૈજસ શરીરનું છે. આ તૈજસ શરીર તે જીવની સાથે વળગેલી ભઠ્ઠી છે. દરેક સંસારી જીવની સાથે તૈજસ ભઠ્ઠી રહે જ છે. જેમ અગ્નિનો સ્વભાવ છે કે બળતણને પકડે છે. અને પોતે ટકે છે, પણ બળતણથી જ. તેવી રીતે જીવની સાથે રહેલી તૈજસરૂપ ભઠ્ઠી ખોરાકને ખેંચે છે અને ખોરાકથી ટકે છે.

તૈજસ શરીર પણ અનેક પ્રકારનું હોય છે. આપણને

ઝીણી કાંકરી પચાવવી મુશ્કેલ પડે છે અને કબુતર ઝીણી કાંકરી ખાય તોય પચી જાય છે. આમ બનવાનું કારણ જઠરની તાકાતમાં ન્યૂનાધિકતા છે. મનુષ્યમાં પણ મંદ જઠરવાળાને હલકો ખોરાક યા પ્રવાહિ ખોરાક પણ પચતો નથી, અને સારી જઠરવાળો એકલા વાલ ખાય તો પણ હરકત આવતી નથી. બાહ્ય શરીર દેખાવમાં સજબુત હોવા છતાં અંદરની તૈજસ ભઠ્ઠી મંદ હોય તો ભારે ખોરાક કે વધુ ખોરાક પચી શકતો નથી. તેવાઓને તે ભઠ્ઠી પ્રદીપ્ત રાખવા માટે વારંવાર ખોરાક લેવો પડે છે. તેઓ વધુ ટાઈમ ક્ષુધા સહન કરી શકતા નથી. જ્યારે કેટલાકનું બાહ્ય શરીર દુબલું–પતળું હોવા છતાં તૈજસની ભઠ્ઠી તીવ્ર હોવાના કારણે ગમે તેવો ભારે ખોરાક પણ પચાવી શકે છે. લાંબો ટાઈમ ક્ષુધા પણ સહન કરી શકે છે. માટે દરેક પ્રાણિના શરીરમાં રહેલી આવા પ્રકારની અગ્નિ જ, તૈજસ શરીર કાયમ હોવાના વ્યાપક પુરાવારૂપે છે.

આ તૈજસ શરીરરૂપ અગ્નિનો અપચય કે ઉપચય થવામાં નિમિત્તભૂત ભલે અન્ય હોય પરંતુ પરભવથી આવતા જીવને જઠરાગ્નિરૂપ આ તૈજસ શરીર તો સાથે જ હોય છે. કારણકે પરભવમાંથી આવતાં જ પહેલાસમયે, આહારનેલાયક સામગ્રીને પાચન કરવાની શક્તિ તો જીવને પોતાની પાસે જ હોવી જોઈએ. આ સામગ્રી તેજ તૈજસ શરીર છે.

તૈજસ શરીરમાં અપચય અને ઉપચય તો થયા જ

કરે છે. બાળક જેમ જેમ મોટું થતું જાય છે, તેમ તેમ તેનું તૈજસ શરીર, આખા શરીરમાં નવાં નવાં તૈજસપુદ્‌ગલોથી બનતું રહી શરીરમાં ફેલાતું જાય છે.

મૃત્યુ પામેલ પ્રાણિના બાહ્ય શરીરમાં તજસ શરીર હોતું જ નથી. મૃત્યુકાળના અમુક ટાઈમ પહેલાં તેના બાહ્ય શરીરના અવયવોરૂપ હાથપગમાં ફેલાયેલ તૈજસ શરીરરૂપગરમી, ધીમે ધીમે હટવા માંડે છે. હાથ પગ ઠંડા પડે છે ત્યારે મરનારના સંબંધીઓ સમજી શકે છે કે મૃત્યુ નજીક છે. શરીરમાંથી જીવ ચાલ્યો જાય છે એટલે મૃત શરીરના કોઈપણ ભાગમાં લેશ માત્ર ગરમી રહેતી નથી.

તેવા સમયે હાથપગની નાડીઓના કંપનનો કે હૃદયના ધબકારાનો પૂરો ખ્યાલ ન પામી શકાય તો ડૉકટર કે હોશિયાર વૈદ્યના અભાવે ગ્રામ્ય લોકો મૃત્યુ પામતા મનુષ્યના મસ્તક ઉપર થીનું ઘી મુકી શરીરની ગરમીને તપાસે છે. તે દ્વારા શરીરમાં ગરમીનો બિલ્કુલ અભાવ જણાય તો માની લે છે કે જીવ ચાલ્યો ગયો. કારણકે ગરમીરૂપ તે તૈજસ શરીર, બાહ્ય શરીરમાં જીવ વિના ટકતું નથી.

જૈનદર્શનમાં કથિત આ તૈજસશરીર અંગેની હકિકત આધુનિક વૈજ્ઞાનિક દૃષ્ટિએ પણ સિદ્ધ થઈ ચૂકી છે. શરીર શાસ્ત્રીઓ કહે છે કેઃ—

"ગરમીના પ્રમાણને નિયંત્રિત કરનાર એક યંત્ર શરીરમાં રહે છે. જેને હાઇપોથૈલ્મસ કહેવાય છે. એ યંત્ર દ્વારા માનવશરીર ભારે દક્ષતાપૂર્વક કામ કરે છે. એ યંત્ર, શરીરની અંદર પ્રત્યેક અંગની આવશ્યકતા અનુસાર તાપમાન બનાવી રાખે છે. સાથે સાથે તાપમાનને સંતુલનમાં રાખે છે. પરંતુ જ્યારે શરીરમાં વિકાર અને વિજાતીય તત્ત્વ પૂરતા પ્રમાણમાં વધી જાય છે, ત્યારે એ-હાઇપોથલ્મસના હાથ બહારની વાત થઈ જાય છે. તે તાવ દ્વારા સૂચના આપે છે કે શરીરપર શત્રુઓનું આક્રમણ થયું છે. એટલે તેને બહારથી આવશ્યક સહાય પહોંચાડવામાં આવે છે."

આ પ્રમાણે દરેક જીવની સાથે અનાદિ સંબંધ રહીને ભુક્ત-લીધેલા-આહારના પાચન આદિમાં સહાયક થનારૂં તજસ શરીર છે.

કાર્મણશરીર—આત્મપ્રદેશ સાથે લાગેલા કર્મ-પરમાણુઓનો સમૂહ તે કાર્મણ શરીર છે. આ કાર્મણ શરીર તે નવા અને જુના કર્મના સમુહરૂપ છે. આત્માની સાથે એકાકાર થયેલ આઠે કર્મની અનંતવર્ગણાના પિંડનું નામ જ કાર્મણ શરીર છે.

આ પ્રમાણે પાંચ પ્રકાર સિવાય અન્ય કોઈપણ પ્રકારનું શરીર છે જ નહિં. તજસ શરીર અંગે એક વધુ જાણવા જેવી હકિકત એ છે કે તૈજસ શરીર તે આહારાદિના પાચનનું કારણ હોવા ઉપરાંત અમુક જાતના તપોનુષ્ઠાનથી

તૈજસલબ્ધિ પ્રાપ્ત કરનાર મનુષ્યો; તૈજસ શરીરમાંથી શ્રાપ નિમિત્તે તેજોલેશ્યા અને ઉપકાર કરવા નિમિત્તે શીતલેશ્યાનો પ્રયોગ કરી તેજોલેશ્યાવડે સામેની વસ્તુને બાળી નાખે છે, અને શીતલેશ્યા વડે બળતી વસ્તુને ઠંડી કરી શકે છે.

આ પાંચે શરીરોનું નિર્માણ અનુક્રમે ઔદારિક વર્ગણાના, વૈક્રિયવર્ગણાના, આહારક વર્ગણાના, તૈજસ વર્ગણાના, અને કાર્મણ વર્ગણાના પુદ્ગલ સ્કંધોમાંથી થાય છે.

ગ્રહણ યોગ્ય પુદ્ગલ વર્ગણાઓમાં પછીપછીની વર્ગણાઓના પુદ્ગલ સ્કંધો અધિક અધિક સંખ્યાપ્રમાણ પરમાણુયુક્ત હોવા છતાં અનુક્રમે સૂક્ષ્મ સૂક્ષ્મ પરિણામવાળા હોવાથી પછીપછીની વર્ગણાઓના પુદ્ગલ સ્કંધોનાં બનેલાં શરીરો પણ અનુક્રમે સૂક્ષ્મ સૂક્ષ્મ બને છે. આ પ્રમાણે પુદ્ગલ સ્કંધોમાં અધિકાધિક સૂક્ષ્મતા હોવાનું કારણ તેમાં એકત્રિત બની રહેલ પરમાણુઓના જથ્થાની સઘનતા છે,

અહીં શિથિલ રચનાને સ્થૂલ અને સઘન રચનાને સૂક્ષ્મ કહેવાય છે. શિથિલ રચનાવાળી વસ્તુ કરતાં સઘન રચનાવાળી વસ્તુમાં પરમાણુઓનો જથ્થો અધિક હોય છે. એક ઇંચ પ્રમાણ કપડાના ટુકડા કરતાં એક ઇંચ પ્રમાણ ચાંદીના ટુકડામાં પરમાણુઓ વધારે હોવાનું કારણ કપડાના ટુકડાની રચના શીથીલ છે અને ચાંદીના ટુકડાની રચના ગાઢ છે. એવી રીતે સમાન અવગાહનાવાળી પુદ્ગલ

વર્ગણાઓના સ્કંધોમાં જેમ જેમ પરમાણુઓના જથ્થાની સંખ્યા વધુ હોય છે, તેમ તેમ તેનો પરિણામ સઘનતાવાળો હોઈ સૂક્ષ્મ સૂક્ષ્મ હોય છે.

એટલે સૂક્ષ્મપરિણામી વર્ગણાના સ્કંધોનું બનેલ શરીર તે સૂક્ષ્મ, અને સ્થૂલપરિણામી વર્ગણાના સ્કંધોનું બનેલ શરીર તે સ્થૂલ હોય છે. અહીં વર્ગણા અને તેમાંથી બનતા શરીરોમાં સૂક્ષ્મતા તે પૂર્વ પૂર્વની વર્ગણા અને શરીરના હિસાબે તથા સ્થૂલતા તે ઉત્તર ઉત્તરની વર્ગણા અને શરીરના હિસાબે સમજવી.

પુદ્ગલોમાં અનેક પ્રકારનાં પરિણામો પામવાની શક્તિ હોવાથી શિથિલ રૂપમાં પરિણત થયેલ પુદ્ગલો, પરિમાણમાં થોડાં (ન્યુન સંખ્યા પ્રમાણ પરમાણુયુક્ત) હોવા છતાં પણ સ્થૂલ કહેવાય છે. અને ગાઢરૂપે પરિણત થયેલ પુદ્ગલો પરિમાણમાં અધિક હોવા છતાં સૂક્ષ્મ કહેવાય છે. અધિક અધિક સઘનતાવાળું પુદ્ગલપરિણમન અધિક અધિક સૂક્ષ્મ હોય છે.

ગ્રહણયોગ્ય આઠ પુદ્ગલવર્ગણાઓમાં સર્વથી સૂક્ષ્મ પરિણામીવર્ગણાના સ્કંધસમુહમાંથીનિર્માણથયેલ તૈજસ અને કાર્મણ શરીરો, અત્યંત સૂક્ષ્મ હોવાથી વજ્ર જેવી કઠીન વસ્તુમાં પણ તે પ્રવેશી શકે છે. આ બે શરીરોમાં પણ તૈજસ શરીરના પ્રદેશો કરતાં કાર્મણ શરીરના પ્રદેશો અનંતગુણા હોવાથી તૈજસ કરતાં પણ કાર્મણ શરીર વધુ સૂક્ષ્મ છે.

જો કે વૈક્રિય અને આહારક શરીર પણ અપ્રતિઘાતી છે, પણ તે બન્ને શરીરોનું અપ્રતિઘાતીપણું લોકના ખાસ ભાગ ત્રસ નાડીમાં જ છે. જ્યારે તૈજસ અને કાર્મણનું અપ્રતિઘાતીપણું સમગ્ર લોક પર્યંત છે.

ઔદારિકશરીર તે મનુષ્ય તથા તિર્યંચગતિના જીવોને અને વૈક્રિયશરીર તે દેવ તથા નરકગતિના જીવોને તે તે ગતિમાં જન્મકાળથી લઈ મરણપર્યંત હોય છે. આ બન્ને શરીર કાયમી રહી શકતાં નથી. સંસારી જીવ એક ભવ પૂર્ણ થયા બાદ તે 'ભવધારણીય શરીરને ત્યજીને જ જાય છે. અને નવો ભવ કરવાના સ્થળે પહોંચતાં ત્યાં ભવધારણીય શરીરની રચના નવી કરે છે.

આહારક શરીર તો એક સંપૂર્ણ ભવ પુરતું પણ નહીં હોતાં અમુક યોગ્યતાવાળા મનુષ્યને અમુક ટાઈમ પુરતું જ હોઈ શકે છે.

તૈજસ અને કાર્મણ શરીર તે સદાના માટે દરેક ગતિના જીવોને અનાદિ સંબંદ્ધવાળાં છે. સંસારી જીવ એક ભવમાંથી છુટી બીજા ભવમાં ઉત્પન્ન થાય ત્યાં સુધીમાં ભવાંતરાલે પણ તૈજસ અને કાર્મણ શરીરનો સંબંધ તો ચાલુ જ હોય છે. પ્રવાહની અપેક્ષાએ આ બન્ને શરીરનો સંબંધ પ્રત્યેક સંસારી જીવોને અનાદિકાળનો છે. તેનો અપચય અને ઉપચય થયા કરે છે પરંતુ કોઈ પણ સમયે સંસારી જીવની અવસ્થા આ બન્ને શરીર રહિતતો હોતી જ નથી.

બધાં શરીરોની પ્રાપ્તિનું નિમિત્તકારણ કાર્મણ શરીર જ છે. કાર્મણ શરીરના સંબંધ વિનાનો જીવ કોઈ પણ શરીરની પ્રાપ્તિ કરી શકે જ નહીં. કારણ કે કાર્મણ-શરીર તે કર્મસ્વરૂપ છે. અને કર્મજ સર્વ સંસારી અવસ્થાનું નિમિત્ત કારણ છે.

એક સંસારી જીવને એકી સાથે ઓછામાં ઓછાં બે અને વધારેમાં વધારે ચાર શરીર હોઈ શકે છે તે આ પ્રમાણેઃ—

બીજાં કોઈ પણ શરીર ન હોય ત્યારે પણ જીવને સંસાર હોય ત્યાં સુધી કાયમ રહેવાવાળાં તૈજસ અને કાર્મણ શરીર તો હોય જ છે. અન્ય શરીર સિવાય માત્ર આ બેજ શરીરના સંબંધવાળી સ્થિતિ તો જીવને અંતરાલ ગતિમાં જ પ્રાપ્ત થાય છે. વધુમાં વધુ ત્રણ શરીરના સંબંધવાળી સ્થિતિમાં તૈજસ–કાર્મણ અને ઔદારિક અથવા તૈજસ–કાર્મણ અને વૈક્રિય હોય છે. આ ત્રણ શરીરના સંબંધનો પહેલો પ્રકાર મનુષ્ય અને તિર્યંચોમાં તથા બીજો પ્રકાર દેવ અને નારકોમાં જન્મકાળથી પ્રારંભી મરણકાળ પર્યંત અવશ્ય હોય છે.

ચાર શરીરના સંબંધવાળી સ્થિતિમાં તૈજસ, કાર્મણ તથા ઔદારિક અને વૈક્રિય, અથવા તો તૈજસ,કાર્મણ,ઔદારિક અને આહારક હોય છે. આ શરીર એકી સાથે હોવાનો પહેલો પ્રકાર વૈક્રિય લબ્ધિના પ્રયોગ સમયે કેટલાક મનુષ્ય અને તિર્યંચોમાં હોઈ શકે છે. અને બીજો પ્રકાર આહારક લબ્ધિના પ્રયોગ સમયે ચૌદપૂર્વી સાધુ મહાત્માને જ હોઈ શકે છે.

આહારક લબ્ધિવાળા મુનિને વૈક્રિય લબ્ધિનો પણ સંભવ હોવા છતાં તે બન્ને લબ્ધિનો ઉપયોગ એકી સાથે થતો નથી. કેમકે વૈક્રિય શરીર વિકુર્વ્યાં પછી અવશ્ય પ્રમત્તદશા અને આહારક શરીર વિકુર્વ્યાં પછી શુદ્ધ અધ્યવસાયનો સંભવ હોવાથી અપ્રમત્ત ભાવ હોય છે. પ્રમત્તદશા અને અપ્રમત્તભાવ બન્ને એક સાથે હોઈ નહીં શકવાથી બન્ને શરીરની વિકુર્ણાપણ એકી સાથે થઈ શકે નહીં. એટલે એકી સાથે તો વધુમાં વધુ ચાર શરીરો જ હોઈ શકે. એક કરતાં પણ વધુ શરીરોની સાથે જીવના પ્રદેશોનો અખંડપણે સંબંધ દીપકના પ્રકાશની જેમ ઘટી શકે છે.

ઔદારિકશરીર જન્મસિદ્ધ જ છે. જન્મદ્વારા જે પેદા થાય તે જન્મસિદ્ધ કહેવાય. વૈક્રિય શરીર તે જન્મસિદ્ધ અને કૃત્રિસ એમ બે પ્રકારનાં હોય છે. કૃત્રિમ વક્રિયનું કારણ “લબ્ધિ” છે. એક પ્રકારની તપોજન્યશક્તિને લબ્ધિ કહેવાય છે. લબ્ધિજન્ય વૈક્રિયશરીરના અધિકારી અમુક ગર્ભજ મનુષ્ય અને તિર્યંચ જ હોઈ શકે છે. તપોજન્ય લબ્ધિ સિવાયની જન્મથી જ મળવાવાળી એક બીજી લબ્ધિ પણ કૃત્રિમ વૈક્રિયના કારણમાં કેટલાક બાદરવાયુકાય જીવોને માનવામાં આવેલી હોઈ તે જીવોમાં પણ લબ્ધિજન્ય કૃત્રિમવૈક્રિયાશરીર હોઈ શકે છે.

આહારકશરીર તો કૃત્રિમ જ હોઈ એક વિશિષ્ટ પ્રકારની લબ્ધિજન્ય જ છે.

આ પ્રમાણે ઔદારિકાદિ પાંચે શરીરની પ્રાપ્તિમાં નિમિત્ત કારણ તરીકે તે તે શરીરનામકર્મ પણ પાંચ પ્રકારે છે.

કયું શરીર બાંધવા માટે જીવે કઈ વર્ગણા ગ્રહણ કરવી તે નક્કી કરી આપવાનું કામ શરીરનામકર્મનું છે. એટલે તે તે શરીરને યોગ્ય તે તે પુદ્ગલ વર્ગણાઓના ગ્રહણ માટે તે તે સંજ્ઞાવાળાં શરીરનામકર્મ જ નિયમિત હોય છે. અમુક વર્ગણા ગ્રહણકરવામાટે અમુક નામ કર્મ જ નિયમિત ન હોય તો કયું શરીર બાંધવા માટે કઇ વર્ગણા લેવી તે ચોક્કસ ન રહેત.

અહિં ઔદારિકાદિ શરીર, ઔદારિકગ્રહણયોગ્ય વર્ગણા, અને ઔદારિકાદિ શરીરનામકર્મ, એ ત્રણેયની ભિન્નત્તા ભુલાઈ જવી ન જોઈએ.

જેમકે આપણું જે સ્થૂલ શરીર છે તે ઔદારિક શરીર છે. તે શરીરરૂપ રચના જે પુદ્ગલસમુહથી બનેલી છે તે ઔદારિક વર્ગણાનાં જ પુદ્ગલો છે. તે ઔદારિક પુદ્ગલોનું ગ્રહણ જીવને ઔદારિકનામકર્મના ઉદયથી જ થયું છે. ઔદારિકનામકર્મ એ કર્મની પ્રકૃતિ હોઈ કાર્મણ વર્ગ-ણાના પુદ્ગલોનું જ બનેલું છે. આ રીતે પાંચેય શરીર, તે તે શરીરમાં ઉપયોગી તે તે શરીરનાજ નામવાળી પાંચેય પ્રકારની પુદ્ગલવર્ગણા અને તે તે વર્ગણાને ગ્રહણ કરાવનાર પાંચેય શરીરનામકર્મ અંગે સમજવું. પાંચેય શરીર નામ કર્મનાં નામ તે (૧) ઔદારિક શરીર નામકર્મ (૨) વૈક્રિય શરીર નામકર્મ (૩) આહારક શરીર નામકર્મ

(૪) તૈજસશરીર નામકર્મ અને (૫) કાર્મણ શરીર નામ-કર્મ છે.

જે જે શરીરનામકર્મનો ઉદય થાય તે તે શરીર યોગ્ય, લોકમાં રહેલ પુદ્‌ગલો ગ્રહણ કરી, તેને તે તે શરીર રૂપે પરિણમાવવાનું કાર્ય તે તે શરીરનામકર્મનું છે.

કર્મ એ કારણ છે, અને શરીર એ કાર્ય છે.

અહીં કાર્મણ શરીર અને કાર્મણ શરીરનામકર્મ એ બન્ને કાર્મણવર્ગણાનાં જ પુદ્‌ગલોમાંથી પરિણામ પામેલ હોવા છતાં બન્ને ભિન્નભિન્ન છે.

કાર્મણ વર્ગણાના પુદ્‌ગલગ્રહણમાં હેતુભુત એવું **કાર્મણ શરીર નામકર્મ** તે નામકર્મની એક ઉત્તર પ્રકૃતિ છે. એટલે જ્યાંસુધી કાર્મણશરીરનામકર્મનો ઉદય છે, ત્યાંસુધી જ કાર્મણ વર્ગણાનાં પુદ્‌ગલો આત્મા ગ્રહણ કરી શકે છે.

આત્માની સાથે એકાકાર થયેલ આઠે કર્મની અનંત વર્ગણાના પિંડનું નામ **કાર્મણ શરીર** છે.

કાર્મણ શરીર એ અવયવી છે, અને કર્મની દરેક ઉત્તર પ્રકૃતિઓ તેના અવયવો છે. કાર્મણશરીરનામકર્મ તે બંધમાંથી આઠમા ગુણસ્થાનકના છઠ્ઠા ભાગે, ઉદયમાંથી તેરમા ગુણઠાણે, અને સત્તામાંથી ચૌદમા ગુણસ્થાનકના દ્વિચરિમ સમયે જાય છે. જ્યારે કાર્મણશરીરનો સંબંધ ચૌદમાના ચરમસમય પર્યંત હોય છે.

કાર્મણ શરીરનામકર્મનો ઉદય તેરમા ગુણસ્થાનક સુધી જ હોવાથી ચૌદમે ગુણસ્થાનકે કર્મયોગ્ય પુદ્ગલોનું ગ્રહણ થતું નથી.

આ પ્રમાણે **કાર્મણશરીર** અને **કાર્મણશરીર નામકર્મ**માં ભિન્નતા છે.

શરીરરચનામાં કેવલ તે તે શરીરને યોગ્ય પુદ્ગલ ગ્રહણમાત્રથી શરીર કંઇ તૈયાર થઈ જતું નથી. પુદ્ગલ ગ્રહણ કર્યા બાદ પણ તે પુદ્ગલોમાંથી બે હાથ, બે સાથળ, પીઠ, મસ્તક, છાતી અને પેટ એ આઠ અંગો, તથા આંગળી પ્રમુખ ઉપાંગો, અને આંગળીના પર્વ–રેખા વીગેરે અંગોપાંગની રચના, આગળ પાછળ ગ્રહણ કરાતાં તે તે શરીરનાં પુદ્ગલોનો અન્યોન્ય એકમેક સંબંધ, શરીર-રચનામાં ઉપયોગી પુદ્ગલજથ્થાની રચના, શરીરમાં હાડકાંની ગોઠવણ, શરીરની વિવિધ આકૃતિઓ, વિવિધ પ્રકારે વર્ણ–ગંધ–રસ અને સ્પર્શનું શરીરમાં થતું નિર્માણ એ વીગેરે રચનાઓ પૂર્ણ થયા બાદ જ શરીરની રચનાની પૂર્ણતા થાય છે. અને તે તે રચનાઓનું નિર્માણ તે વિવિધ પ્રકારની નામકર્મની પ્રકૃતિના ઉદયથી જ થાય છે.

પાંચે શરીરો પૈકી તૈજસ અને કાર્મણ શરીરને અંગોપાંગ નહીં હોવાથી શેષ ત્રણ તે ઔદારિક–વૈક્રિય અને આહારક શરીરને યોગ્ય અંગ–ઉપાંગ અને અંગો-પાંગના સ્પષ્ટ વિભાગરૂપ પરિણામ અનુક્રમે (૧) ઔદારિક

અંગોપાંગ નામકર્મ (૨) વૈક્રિય અંગોપાંગ નામકર્મ અને (૩) આહારક અંગોપાંગ નામકર્મના ઉદયથી જ થાય છે.

પાંચેય શરીરમાં આગળ પાછળ ગ્રહણ કરાતાં તે તે શરીરનાં પુદ્ગલોનો અન્યોન્ય એકાકાર સંબંધ કરવાવાળું બંધન નામકર્મ તે (૧) ઔદારિક બંધન નામકર્મ (૨) વૈક્રિય બંધન નામકર્મ (૩) આહારક બંધન નામકર્મ (૪) તૈજસ બંધન નામકર્મ અને (૫) કાર્મણ બંધન નામકર્મ, એમ પાંચ પ્રકારે છે.

દરેક સંસારી જીવ બે–ત્રણ કે ચાર શરીરોના એકી સાથે સંબંધવાળો પણ હોય છે.

એટલે જેટલાં શરીરનો એકી સાથે સંબંધ ચાલુ હોય તે દરેક શરીરને યોગ્ય પુદ્ગલોનું ગ્રહણ પણ ચાલુ હોય છે. તે ટાઈમે પોતાની જાતના કે બીજી જાતના ગ્રહણ કરાતા શરીરના પુદ્ગલોનું પરસ્પર મિશ્રણ થઇ તે સર્વનો એકમેક સંબંધ થઈ જતો હોવાના હિસાબે તે બંધનમાં હેતુભુત ઉપરોક્ત પાંચ બંધનનામકર્મ ઉપરાંત બીજાં દશ મળી કુલ્લ પંદર બંધનનામકર્મ પણ કહેવાય છે.

તે દશનાં નામ આ પ્રમાણે છે.

(૧) ઔદારિક તૈજસ બંધન નામકર્મ (૨) ઔદારિક કાર્મણ બંધન નામકર્મ (૩) ઔદારિક તૈજસકાર્મણ બંધન નામકર્મ (૪) વૈક્રિય તૈજસ બંધન નામકર્મ (૫) વૈક્રિય

કાર્મણ બંધન નામકર્મ (૬) વૈક્રિય તૈજસ કાર્મણ બંધન નામકર્મ (૭) આહારક તૈજસ નામકર્મ (૮) આહારક કાર્મણ નામકર્મ (૯) આહારક તૈજસકાર્મણ નામકર્મ અને (૧૦) તૈજસકાર્મણ બંધનનામકર્મ.

આ બંધન નામકર્મ ન હોત તો પોતાની જાતના કે બીજી જાતના શરીરના પુદ્દ્ગલોનું પરસ્પર મિશ્રણ થઇ શકત નહીં. અને પુદ્દ્ગલો ઉડી જઈ વેરાઈ જાત. માટે **બંધન નામકર્મ** તે તે શરીરપણે પરિણામ પામેલી વર્ગણાઓને જુદા જુદા શરીરની નવીજુની વર્ગણાઓ સાથે મિશ્રણ કરવાનું કામ કરે છે. ઔદારિકનો વૈક્રિય કે આહારક પુદ્દ્ગલો સાથે યોગ થતો નથી માટે પંદરથી અધિક બંધન થતાં નથી.

શરીરનેયોગ્ય પુદ્દ્ગલવર્ગણાઓમાંરહેલ પરમાણુઓનો તે તે શરીરરચનાનુસાર પરસ્પર પીંડીભાવ અર્થાત્ શરીરરચનાનુસાર પુદ્દ્ગલજથ્થાની રચના કરવાવાળું **સંઘાતન નામકર્મ** તે (૧) ઔદારિક સંઘાતન નામકર્મ (૨) વૈક્રિય સંઘાતન નામકર્મ (૩) આહારક સંઘાતન નામકર્મ (૪) તૈજસ સંઘાતન નામકર્મ અને (૫) કાર્મણ સંઘાતન નામકર્મ એમ પાંચ પ્રકારે છે.

શરીરની દ્રઢતાનોઆધાર હાડકાંની રચના ઉપર છે. તે હાડપીંજરના ઘડતરને “ સંઘયણ ” કહેવાય છે. પાંચ શરીરો પૈકી માત્ર ઔદારિકશરીરમાં જ હાડકાં હોવાથી ઔદારિકશરીર સિવાય અન્ય શરીરોમાં સંઘયણ હોતું

નથી. વિવિધ પ્રાણિઓના હિસાબે વિવિધ પ્રકારનાં સંઘયણ હોવા છતાં સ્થૂલપણે તેના છ પ્રકાર જૈનશાસ્ત્રોમાં દર્શાવ્યા છે. એ છ પ્રકારનાં સંઘયણ થવામાં હેતુભૂત છ પ્રકારનું "સંઘયણનામકર્મ" છે.

**૧. વજ્ર ઋષભ નારાચનામકર્મ:**—બે હાડકાને મર્કટબંધ વડે બાંધેલા હોય, તેના ઉપર ઋષભ એટલે પાટાના આકારવાળું હાડકું વીંટાયેલું હોય, અને એ ત્રણે હાડકાને ભેદનાર વજ્ર એટલે ખીલીના આકારવાળાં હાડકાથી મજબુત થયેલ એવું તે 'વજ્રઋષભનારાચસંઘયણ છે. તેનું કારણ જે કર્મ તે વજ્રઋષભનારાચનામકર્મ.

**૨. ઋષભ નારાચનામ કર્મ:**—માત્ર ખીલી રહિત પૂર્વોક્ત હાડની જે રચના તે ઋષભનારાચસંઘયણ છે. તેનું કારણ જે કર્મ તે ઋષભનારાચનામકર્મ છે.

**૩. નારાચનામ કર્મ:**—જ્યાં હાડકાના બન્ને પાસા મર્કટ બંધથી બંધાયેલા હોય, પણ હાડનો પાટો અને ખીલી ન હોય તેવા પ્રકારની હાડની રચના તે નારાચ સંઘયણ. તેનું કારણ જે કર્મ તે નારાચસંઘયણનામકર્મ.

**૪. અર્દ્ધનારાચનામકર્મ:**—જ્યાં હાડકાંને એક પાસે મર્કટ બંધ હોય, અને બીજે પાસે ખીલી હોય તેવા હાડની રચના તે અર્દ્ધ નારાચ સંઘયણ. તેનું કારણ જે કર્મ તે અર્દ્ધનારાચસંઘયણ નામકર્મ.

**૫. કીલિકા નામકર્મ:**—જ્યાં કીલિકા-ખીલી

માત્રથી જ હાડકાં બંધાયેલાં હોય તેવાપ્રકારની હાડની રચના તે કીલિકા સંઘયણ. તેનું કારણ જે કર્મ તે કીલિકા સંઘયણ નામકર્મ.

૬. **સેવાર્ત યા છેવઠું નામકર્મ**:—જ્યાં હાડકાં પરસ્પર અડકીને રહેલાં હોય તે સેવાર્ત્ત કે છેવઠું સંઘયણ છે. સ્નિગ્ધ પદાર્થનું ભોજન, તૈલ મર્દન વગેરે સેવાથી વ્યાપ્ત હોય, એટલે તેની જેને નિત્ય અપેક્ષા હોય તે સેવાર્ત્ત સંઘયણ. તેનું કારણભૂત જે કર્મ તે સેવાર્ત્તસંઘયણ નામ કર્મ યા છેવઠુસંઘયણનામકર્મ.

આ રીતે સંઘયણ અને સંઘયણનામકર્મ કહ્યું. હવે સંસ્થાન અને સંસ્થાન નામકર્મ અંગે વિચારીએ.

સંસ્થાન એટલે શરીરની સારી કે ખરાબ આકૃતિ. અને તે આકૃતિ થવામાં કારણભૂત જે કર્મ, તે સંસ્થાન નામકર્મ. સંસ્થાનો ઘણી જાતનાં હોવા છતાં તે સર્વનો સમાવેશ શાસ્ત્રીય રીતે છ માં કરેલો છે. એટલે સંસ્થાન નામકર્મ પણ છ કહ્યાં છે.

૧. સમચતુરસ્ર નામકર્મ:—સામુદ્રિક શાસ્ત્રમાં કહેલા લક્ષણયુક્તશરીરનાંસઘળાંઅવયવો હોય; અથવા પર્યંકાસને બેઠેલા પુરૂષના બે ઢીંચણનું અંતર, ડાબા ખભા ને જમણાં ઢીંચણનું અંતર, જમણા ખભા અને ડાબા ઢીંચણનું અંતર, આસન અને લલાટનું અંતર—એ પ્રમાણે ચાર અસ્ર—બાજુનું અંતર સમ—સરખું હોય તે સમચતુ-

રસ્ર સંસ્થાન છે. અને જે કર્મના ઉદયથી તે સંસ્થાનની પ્રાપ્તિ થાય તે સમચતુરસ્રસંસ્થાનનામકર્મ છે.

૨. ન્યુગ્રોધપરિમંડલનામકર્મ:—ન્યુગ્રોધ-વડના જેવો, પરિમંડલ–આકાર; વડ વૃક્ષની જેમ નાભિની ઉપરનો ભાગ લક્ષણોપેત સુડોળ હોય અને નાભિની નીચેનો ભાગ લક્ષણહીન બેડોળ હોય, તે ન્યુગ્રોધપરિમંડલસંસ્થાન. જે કર્મના ઉદયથી તેવાસંસ્થાનની પ્રાપ્તિથાય તે ન્યુગ્રોધ-પરિમંડલનામકર્મ.

૩. સાદિ સંસ્થાન નામકર્મ:—નાભિની નીચેનો ભાગ સુડોળ અને ઉપરનો ભાગ લક્ષણહીન થાય તે સાદિ સંસ્થાન. જે કર્મના ઉદયથી તેવા સંસ્થાનની પ્રાપ્તિ થાય તે સાદિ સંસ્થાન નામકર્મ.

૩. કુબ્જસંસ્થાનનામકર્મ:—મસ્તક,ગ્રીવા, હાથ અને પગ, લક્ષણ યુક્ત હોય, અને છાતી–ઉદર વગેરે લક્ષણહીન હોય તે કુબ્જ સંસ્થાન. જે કર્મના ઉદયથી તેવા પ્રકારના સંસ્થાનની પ્રાપ્તિ થાય તે કુબ્જસંસ્થાનનામકર્મ.

૫. વામનસંસ્થાનનામકર્મ:—છાતી, પેટ વગેરે અવયવો લક્ષમ યુક્ત હોય, અને મસ્તક, ગ્રીવા, હાથ અને પગ તે લક્ષણ રહિત હોય તે વામન સંસ્થાન. જે કર્મના ઉદયથી તેવા પ્રકારના સંસ્થાનની પ્રાપ્તિ થાય તે વામન સંસ્થાનનામકર્મ.

૬. હુંડકસંસ્થાન નામકર્મ:—શરીરનાં સઘળાં અવ-

યવો લક્ષણ રહિત અને બેડોળ હોય તે હુંડક સંસ્થાનઃ જે કર્મના ઉદયથી તેવા ખરાબ સંસ્થાનની પ્રાપ્તિ થાય તે હુંડકસંસ્થાનનામકર્મ.

સંઘયણ અને સંસ્થાનનું નિર્માણ થવા ઉપરાંત શરીરમાં વર્ણ–ગંધ–રસ અને સ્પર્શનું પણ અમુક ચોક્કસ પ્રકારનું નિર્માણ થાય છે. અને તે ચોક્કસ પ્રકારે થતા વર્ણાદિના તે નિર્માણમાં કારણભૂત વર્ણનામકર્મ, રસનામકર્મ, ગંધનામકર્મ અને સ્પર્શનામકર્મ છે. અહીં વર્ણ અને વર્ણનામકર્મનો ભેદ ભૂલાઈ જવો ન જોઈએ.

કારણકે વર્ણ એ કાર્ય છે, અને વર્ણનામકર્મ એ તેનું કારણ છે. એ રીતે ગંધ, રસ, સ્પર્શ અંગે અને ગંધનામકર્મ, રસનામકર્મ તથા સ્પર્શનાંમકર્મ અંગે પણ સમજવું. કૃષ્ણ, નીલ, રક્ત, પીત્ત અને શ્વેત એ પાંચ પ્રકાર તે વર્ણના છે.

સુરભિગંધ અને દુરભિગંધ એમ બે પ્રકાર ગંધના છે. કડવો, તીખો, તૂરો, ખાટો અને મીઠો એ પાંચ પ્રકાર રસના છે. લઘુ, ગુરૂ, મૃદુ, કર્કશ, શીત, ઉષ્ણ, સ્નિગ્ધ અને રૂક્ષ એ આઠ પ્રકાર સ્પર્શના છે. તેમાં જે કર્મના ઉદયથી પ્રાણિનું શરીર કૃષ્ણ વર્ણવાળું બને તે કર્મનું નામ કૃષ્ણવર્ણનામકર્મ કહેવાય છે. એવી રીતે પ્રાણિના શરીરમાં જે જે પ્રકારના વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ નિર્માય તે નિર્માણ થવામાં તે તે પ્રકારનું વર્ણ નામકર્મ, ગંધનામ કર્મ, રસનામકર્મ અને સ્પર્શનામકર્મ કારણભૂત સમજવું.

વર્ણાદિ ચતુષ્કના ઉપરોકત વીસ ભેદ હોવાથી તે ૨૦ ભેદના નિર્માણમાં ૨૦ પ્રકારનું નામકર્મ જાણવું.

અહિં કોઈને શંકા થાય કે જે પુદ્ગલોમાંથી શરીર તૈયાર થાય છે તે પુદ્ગલો તો વર્ણાદિચતુષ્ક સહિત જ હોય છે, તો પછી શરીરનિર્માણમાં વર્ણાદિની ઉત્પત્તિ નવી થઈ કેમ ગણાય? આનું સમાધાન એ છે કે વર્ણાદિ તે પુદ્ગલનો જ ગુણ છે. એટલે એક પરમાણુ પણ વર્ણાદિ ચતુષ્ક રહિત તો કયારેય પણ હોય જ નહીં. તેમ છતાં પરમાણુ રૂપે રહેલ પુદ્ગલમાં સદાના માટે એક જ પ્રકારના વર્ણાદિ ચતુષ્કનું અસ્તિત્વ હોઈ શકતું જ નથી. જુદાજુદા નિમિત્તોને પામી જુદા જુદા પ્રકારે વર્ણાદિ ચતુષ્કનું તેમાં નિર્માણ થાય છે.

તેવી રીતે શરીરયોગ્ય ગ્રહણ પુદ્ગલવર્ગણામાંથી તે પુદ્ગલવર્ગણાના સ્કંધોના શરીર રૂપે થતા પરિણમન ટાઈમે અમુક પ્રકારે થતા વર્ણાદિ ચતુષ્કના પલ્ટામાં તે તે સંજ્ઞાયુક્ત વર્ણાદિનામકર્મજ કારણભૂત છે. શરીર રચના ટાઈમે પ્રાણિને જેવા વર્ણાદિ નામકર્મનો ઉદય હોય તેવા વર્ણાદિ ચતુષ્કનું નિર્માણ તે નામકર્મના ઉદયવાળા જીવના શરીરમાં થાય છે.

એક કર્મ એવું છે કે જીવ જ્યારે પ્રથમના ભવનું શરીર છોડીને નવા ભવમાં ઉત્પન્ન થવાનો હોય ત્યારે જ્યાં ઉત્પન્ન થવાનો હોય ત્યાં પહોંચાડી દેવામાં જીવને

મદદગાર થાય છે. આ કર્મનું નામ આનુપૂર્વીનામકર્મ છે. આ કર્મ વડે ભવાંતરમાં જતાં આકાશપ્રદેશની શ્રેણિને અનુસરીને જીવ ગતિ કરે છે. જીવ કોઈ વાર સીધે સીધો બીજા ભવમાં જાય છે. અને કોઈવાર તેને આકાશ પ્રદેશની શ્રેણિમાં કાટખુણા (વક્રતા) કરવા પડે છે. સીધે સીધો સીધી આકાશ પ્રદેશોની શ્રેણી ઉપર થઈને નવા ભવમાં ઉત્પન્ન થાય, તો તો તેને તે સમયે આનુપૂર્વી નામકર્મના ઉદયની મદદ લેવાની જરૂર પડતી નથી. પરંતુ વિગ્રહગતિ કરવી પડે તો જેટલા કાટખુણા–વક્રતા–વિગ્રહગતિ કરવી પડે, તેટલા કરવામાં મદદરૂપ બની આ આનુપૂર્વી નામકર્મ, જે ગતિમાં ઉત્પન્ન થવાનું હોય ત્યાં પ્હોંચતાં સુધી ઉદયમાં રહે છે. એટલે ચારગતિના નામે આનુપૂર્વીનામકર્મ પણ ચાર પ્રકારે છે. (૧) દેવગત્યાનુપૂર્વીનામકર્મ (૨) નરકગત્યાનુપૂર્વીનામકર્મ (૩) તિર્યંચગત્યાનુપૂર્વીનાકર્મ અને (૪) મનુષ્યગત્યાનુપૂર્વીનાકર્મ, આ આનુપૂર્વીનામકર્મનો ઉદય વક્રગતિમાં જ હોય છે. વિગ્રહ વડે દેવગતિમાં જતા જીવને આકાશપ્રદેશની શ્રેણિ અનુસાર ગમનકરાવનાર જે કર્મ તે દેવગત્યાનુપૂર્વીનામકર્મ છે. એ પ્રમાણે ચારે ગત્યાનુપૂર્વી નામકર્મની વ્યાખ્યા સમજવી.

આ જગતમાં પ્રાણિઓની ચાલ (હીંડણી) વિવિધ પ્રકારે જોવામાં આવે છે. તમામ પ્રકારની ચાલનું વિભાજન શાસ્રકારોએ બે પ્રકારે કર્યું છે. પ્રશસ્ત યા શુભ, અને અપ્રશસ્ત યા અશુભ. ચાલનું નિયામક કર્મ તે 'વિહાયોગતિ

નામ કર્મ' છે. જે કર્મના ઉદયથી વૃષભ, હસ્તિ વગેરેની પેઠે સારી ચાલ હોય તે **શુભ વિહાયોગતિ નામ** કર્મ અને જે કર્મના ઉદયથી ઊંટ, ગધેડા વગેરેની પેઠે ખરાબ ચાલ પ્રાપ્ત થાય તે **અશુભ વિહાયોગતિ** નામકર્મ છે.

આ પ્રમાણે (૧) ગતિ નામકર્મ (૨) જાતિનામ કર્મ (૩) શરીર નામકર્મ (૪) અંગોપાંગ નામકર્મ (૫) બંધન નામકર્મ (૬) સંઘાતન નામકર્મ (૭) સંસ્થાન નામકર્મ (૯) વર્ણ નામકર્મ (૧૦) ગંધ નામકર્મ (૧૧) રસ નામકર્મ (૧૨) સ્પર્શ નામકર્મ (૧૩) આનુપૂર્વી નામકર્મ અને (૧૪) વિહાયોગતિ નામકર્મ. આ ચૌદ પિંડ પ્રકૃતિઓ કહેવાય છે.

પિંડ—સમૂહ. જે એક પ્રકૃતિના અનેક ભેદ હોય તે પિંડ પ્રકૃતિઓ કહેવાય છે. જેમ ગતિ નામ; તેના ચાર અવાન્તર ભેદ (પેટા ભેદ) છે, માટે તે પિંડ પ્રકૃતિ છે.

એવી રીતે ચૌદ પિંડ પ્રકૃતિના અવાન્તર ભેદ પાંસઠ થાય છે. તેમાં બંધન તે પાંચને બદલે પંદર ગણીએ તો પંચોતેર અવાન્તર ભેદ થાય છે.

જેના અવાન્તર ભેદ ન હોય તે પ્રત્યેક પ્રકૃતિઓ કહેવાય છે; એવી પ્રત્યેકકર્મપ્રકૃતિઓ આઠ છે. તેનાથી જીવને સંસારી અવસ્થામાં નીચે મુજબ સંજોગો પ્રાપ્ત થાય છે.

(૧) પોતાની આકૃતિને દેખવા માત્રથી, કે પોતાની વાણીથી યા બુદ્ધિ બળથી બીજાને આંજી નાખે, બળવાનને

પણ દબાવી દે, ક્ષોભ પમાડે એવી જાતના સામર્થ્યને ઉત્પન્ન કરાવનારૂં કર્મ 'પરાઘાતનામકર્મ' છે.

(૨) શ્વાસ લેવા મુકવાની શકિતનું નિયામક કર્મ તે 'શ્વાસોચ્છ્વાસનામકર્મ' છે.

(૩) અનુષ્ણ શરીરમાં ઉષ્ણ પ્રકાશનું નિયામક કર્મ તે 'આતપનામ કર્મ' છે.

માત્ર સૂર્યના વિમાનના પૃથ્વીકાય જીવોનેજ આ કર્મનો ઉદય હોય છે. કારણ કે તે જીવોનું જ શરીર શીતસ્પર્શવાળું હોવા છતાં ઉષ્ણ પ્રકાશવાળું હોય છે.

(૪) શીતસ્પર્શી શરીરમાં શીત પ્રકાશનું નિયામક કર્મ તે 'ઉદ્યોતનામકર્મ' છે.

ચંદ્રમાંથી ઠંડો પ્રકાશ ફેલાય છે તે તથા મુનિઓના વૈક્રિયશરીર, દેવોના ઉત્તર વૈક્રિયશરીર, ખજુઆ, રાત્રે ચમકતી કેટલીક વનસ્પતિઓ વગેરેનો જે ઉદ્યોત હોય છે તે આ 'ઉદ્યોતનામકર્મથી' જ પ્રાપ્ત થયેલ હોય છે.

(૫) જે કર્મના ઉદયથી જીવના શરીરનો પરિણામ રૂ જેવો હલકો ન પામે કે લોઢા જેવો ભારે ન બને તે કર્મનું નામ 'અગુરૂલઘુનામકર્મ' છે.

(૬) જે કર્મના ઉદયથી ત્રણ ભુવનના જનોને પૂજવાલાયક થાય, સુરાસુર અને મનુષ્યને પૂજ્ય એવું ઉત્તમોત્તમ તીર્થ પ્રવર્તાવે, અને પોતે કૃતકૃત્ય છતાં પણ ધર્મના ઉપદેશ કરવામાં પ્રવૃત્તિ કરે, તીર્થંકરદેવ્ તરીકે વિશ્વ-

વિખ્યાત થાય અને અષ્ટ પ્રાતિહાર્યસહિત વિચરી જીવોને ધર્મપ્રાપ્તિ કરાવે તે કર્મનું નામ 'તીર્થંકર નામકર્મ' છે. કેવલજ્ઞાની સિવાય બીજાને આ કર્મનો વિપાકોદય હોતો નથી.

(૭) શરીરમાં અંગ પ્રત્યંગોને યથોચિત સ્થાને ગોઠવનાર કર્મ તે 'નિર્માણ નામકર્મ છે.

(૮) જે કર્મના ઉદયથી પડજીભ, ચોરદાંત, રસોળી વગેરે ઉપઘાતકારી અવયવોની જીવને પ્રાપ્તિ થાય તે કર્મનું નામ 'ઉપઘાત નામકર્મ' છે. આ પ્રમાણે આઠ પ્રત્યેક પ્રકૃતિઓ છે. વળી પણ શરીરમાં વિવિધ પ્રકારનું પરિણમન થવામાં ત્રસાદિ દશ અને તેની પ્રતિપક્ષી સ્થાવરાદિ દશ કર્મ પ્રકૃતિઓ કારણભૂત છે. તેનું સ્વરૂપ નીચે મુજબ છે,

આ વીસ પ્રકૃતિઓ પણ પ્રત્યેક પ્રકૃતિઓ જ છે. પરંતુ પ્રત્યેક પ્રકૃતિઓ બે પ્રકારે છે. અપ્રતિપક્ષ પ્રત્યેક પ્રકૃતિ અને સપ્રતિપક્ષ પ્રત્યેકપ્રકૃતિ. તેમાં પૂર્વોક્ત આઠ પ્રકૃતિઓ તે અપ્રતિપક્ષ પ્રત્યેકપ્રકૃતિ કહેવાય છે. અને હવે કહેવાતી ૨૦ પ્રકૃતિઓ તે સપ્રતિપક્ષ પ્રત્યેક પ્રકૃતિ કહેવાય છે.

(૧-૨) તાપાદિકથી પીડિત થયેલા જીવો એક સ્થાનેથી બીજે સ્થાને સ્વેચ્છાએ જઈ શકે તેવા પ્રકારની શક્તિ જીવને પ્રાપ્ત કરાવનારું જે કર્મ તે 'ત્રસનામકર્મ છે.' અને જીવને તેવી શક્તિથી રહિત રાખનારું જે કર્મ તે

'સ્થાવર નામકર્મ' છે. ત્રસનાકર્મના ઉદયવાળા જીવો તે ત્રસ કહેવાય છે. જેમકે બેઇન્દ્રિયાદિ. અને સ્થાવરનામકર્મના ઉદયવાળા જીવો તે સ્થાવર કહેવાય છે. જેમકે એકેન્દ્રિય જીવો.

(૩–૪) જે પ્રાણિઓનાં ઘણાં શરીરો એકત્ર મળવા છતાં પણ ચર્મચક્ષુને અગોચર હોય અર્થાત્ આંખે ન દેખી શકાય એવા સૂક્ષ્મ પરિણામવાળા શરીરની પ્રાપ્તિ કરાવનારૂં કર્મ તે 'સૂક્ષ્મનામકર્મ' છે. અને એક અગર ઘણાં શરીર ભેગાં થવાથી દેખી શકાય તેવા સ્થૂલ પરિણામવાળા શરીરની પ્રાપ્તિ કરાવનારૂં જે કર્મ તે 'બાદર નામકર્મ' છે. સૂક્ષ્મ પરિણામી શરીરધારી જીવો 'સૂક્ષ્મ' કહેવાય છે. અને બાદર પરિણામી શરીરધારી જીવો 'બાદર' કહેવાય છે.

(૫–૬) જીવ પોતાના મરણ કાળ પહેલાં સ્વયોગ્ય પર્યાપ્તિની રચના પૂરી કરી લે તે જીવ 'પર્યાપ્તો' કહેવાય છે. અને સ્વયોગ્ય પર્યાપ્તિઓની રચના પૂરી કર્યા પહેલાં જ મરણ પામી જાય તે જીવ 'અપર્યાપ્તો' કહેવાય છે. આ પર્યાપ્તપણાનું નિયામક કર્મ તે **'પર્યાપ્ત નામ કર્મ'** છે. અને અપર્યાપ્તપણાનું નિયામક કર્મ તે **'અપર્યાપ્ત નામ કર્મ'** છે.

પ્રત્યેક સંસારી જીવ નવા ભવમાં ઉત્પન્ન થયા બાદ જે જીવન શક્તિઓથી શરીર ટકાવી પોતાનું જીવન ચલાવી શકે છે તે જીવનશક્તિઓનું નામ **પર્યાપ્તિ** કહેવાય છે.

જીવનમાં ખોરાક, રસ, શરીરની સાત ધાતુઓ, પાંચ ઇન્દ્રિયો, શ્વાસ ઉચ્છવાસ, બોલવું અને વિચારવું વગેરે પ્રવૃત્તિઓને જીવ જે શક્તિ વડે કરે છે તે શક્તિ જ **પર્યાપ્તિ** કહેવાય છે.

શરીરને યોગ્ય પુદ્‌ગલોનો આહાર કરવાની, તેમાંથી પ્રત્યેક સમયે સતતપણે શરીરની રચના કરવાની, વળી તે ગ્રહિત પુદ્‌ગલોમાંથી ઇંદ્રિયને યોગ્ય પુદ્‌ગલના જત્થામાંથી ઇન્દ્રિય બનાવતા રહેવાની, દરેક ક્ષણે શ્વાસોચ્છ્‌વાસ યોગ્ય પુદ્‌ગલને ગ્રહણ-પરિણમન અને વિસર્જન કરવાની, બોલવાની ઇચ્છા સમયે ભાષાવર્ગણાનાં પુદ્‌ગલો ગ્રહણ કરી, ભાષા બોલવામાં તેનો ઉપયોગ કરી તે પુદ્‌ગલોને છોડી દેવાની, તથા વિચાર કરવા ટાઈમે મનોવર્ગણાંનાં પુદ્‌ગલો ગ્રહણ કરી વિચાર કરવામાં તેનો ઉપયોગ કરી વિસર્જન કરવાની, એમ છ પ્રકારની પ્રવૃતિઓ જીવનભર જીવની ચાલુ જ રહે છે. એ છ પ્રકારની પ્રવૃત્તિઓને છ પ્રકારની શક્તિઓ દ્વારા જ જીવ કરી શકે છે. તે તે પ્રવૃતિને યોગ્ય તે તે પ્રકારની શક્તિનું નિર્માણ જીવમાં પુદ્‌ગલના ઉપચયથી જ થાય છે, આ શક્તિઓનું નિર્માણ તે નવા ભવમાં ઉત્પન્ન થતાંની સાથે જ અંતર્મુહૂર્તપ્રમાણ કાળ માત્રમાં જ જીવ કરી લે છે. અને પછી તે જીવનભર કામ આપે છે. તે ભવ પૂર્ણ થયા બાદ તે શક્તિ વિખરાઈ જાય છે, અને પુનઃ નવાભવમાં નવીશક્તિઓનું નિર્માણ, જીવને કરવું પડે છે. સંસારી જે જે જીવો જે જે પ્રકારની પ્રવૃત્તિને યોગ્ય

હોય, તે તે પ્રવૃત્તિ માટેની જ શક્તિનું નિર્માણ તે કરે છે. જેમકે એકેન્દ્રિય જીવોમાં આહાર, શરીર, ઇન્દ્રિય, અને શ્વાસોચ્છ્વાસ એ ચાર પ્રવૃત્તિઓને યોગ્ય શક્તિઓનું નિર્માણ થાય છે. વિગલેન્દ્રિય અને અસંજ્ઞિ પંચેન્દ્રિય જીવોમાં ભાષાસહિત પાંચશક્તિઓનું, અને સંજ્ઞિપંચેન્દ્રિયમાં મનસહિત છ શક્તિઓનું નિર્માણ થાય છે. એટલે એકેન્દ્રિ-જીવો ચાર પર્યાપ્તિઓની યોગ્યતાવાળા, વિગલેન્દ્રિય અને અસંજ્ઞિ પંચેન્દ્રિય જીવો પાંચ પર્યાપ્તિઓની તથા સંજ્ઞિ પંચેન્દ્રિય જીવો છ પર્યાપ્તિઓની યોગ્યતાવાળા છે.

પોતપોતાને યોગ્ય પર્યાપ્તિઓમાંથી એક પણ પર્યાપ્તિ ઓછી તૈયાર કરીને મૃત્યુ પામવાવાળા જીવોને **પર્યાપ્તા** કહેવાય અને સ્વયોગ્ય તમામ પર્યાપ્તિઓની રચના પૂર્ણ કર્યા બાદ જ મૃત્યુ પામવા વાળા જીવોને **પર્યાપ્તા** કહેવાય છે. ઓછામાં ઓછી ત્રણ પર્યાપ્તિઓની રચના પૂર્ણ કર્યા વિના કોઈ જીવ મૃત્યુ પામતો નથી.

આ અપર્યાપ્તપણું અને પર્યાપ્તપણું તે અનુક્રમે અપર્યાપ્ત નામ કર્મ અને પર્યાપ્ત નામ કર્મના કારણે જ જીવમાં હોય છે.

(૭–૮) દરેક જીવોને ભિન્ન ભિન્ન શરીરની પ્રાપ્તિ કરાવનારૂં તે 'પ્રત્યેક નામકર્મ' અને અનંતજીવો વચ્ચે એક–સાધારણ શરીરની પ્રાપ્તિ કરાવનારૂં તે 'સાધારણ નામકર્મ' છે.

(૯–૧૦) હાડકાં, દાંત વીગેરે અવયવોનું પરિણામ કરાવનારૂં તે 'સ્થિરનામકર્મ' અને જીહ્વાદિ અવયવોનું અસ્થિર પરિણામ કરાવનારૂં તે 'અસ્થિર નામકર્મ' છે.

(૧૧–૧૨) નાભિની ઉપરનાં અવયવો પ્રશસ્ત થાય તે 'શુભ કર્મના' ઉદયથી, અને નાભિની નીચેનાં અવયવો અપ્રશસ્ત થાય તે 'શુભ કર્મના' ઉદયથી.

(૧૩–૧૪) સાંભળનારને પ્રીતિ ઉત્પન્ન કરે તેવા સુસ્વરની પ્રાપ્તિ 'સુસ્વર' નામ કર્મના ઉદયથી અને અપ્રીતિ ઉત્પન્ન કરે તેવા દુઃસ્વરની પ્રાપ્તિ તે 'દુઃસ્વર' નામકર્મના ઉદયથી થાય છે.

(૧૫–૧૬) જેના ઉદયથી કાંઈ પણ ઉપકાર નહિ કરવા છતાં સર્વના મનને પ્રિય લાગે તે 'સુભગનામકર્મ' છે. અને જેના ઉદયથી ઉપકાર કરવા છતાં પણ મનુષ્યને અપ્રિય લાગે તેને 'દુર્ભગ નામ કર્મ' કહેવાય છે,

(૧૭–૧૮) જેનું કથન લોકમાન્ય થાય તે 'આદેય નામકર્મ'ના ઉદયથી, અને યુક્તિયુક્ત કહેવા છતાં પણ જેના કથનને લોકો માન્ય કરે નહીં તે કહેનારના 'અનાદેય નામ કર્મના' ઉદયથી હોય છે.

(૧૯–૨૦) દુનિયામાં પોતાનો યશ અને કીર્ત્તિ ફેલાય તે 'યશઃકીર્તિ' નામકર્મના ઉદયથી, અને અપયશ તથા અપકીર્તિ ફેલાય તે 'અપયશઃ કીર્તિ' નામ

કર્મના ઉદયથી. અહીં પોતાના ગામ વગેરેમાં ખ્યાતિ ફેલાય તે કીર્તિ અને સર્વત્ર ખ્યાતિ ફેલાય તે યશ કહેવાય છે.

અહીં ૧૪ પિંડ પ્રકૃતિ, ૮ પ્રત્યેક પ્રકૃતિ, ત્રસ દશક અને સ્થાવરદશક એ રીતે ગણતાં નામકર્મની પ્રકૃતિના ૪૨ ભેદ થાય.

ચૌદ પિંડ પ્રકૃતિના ૬૫ ભેદ ગણીએ તો નામકર્મની પ્રકૃતિના કુલ્લ–૯૩ ભેદ થાય. પાંચને બદલે પંદર બંધન ગણીએ તો ૧૦૩ ભેદ થાય. બંધન અને સંઘાતનના ભેદોની ગણત્રી જુદી નહીં ગણતાં પાંચ શરીરમાં ગણી લઈએ, અને વર્ણાદિ ચતુષ્કના વીસ ભેદને બદલે સામાન્યથી વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ એ ચાર જ ભેદ ગણીએ તો નામકર્મની પ્રકૃતિના કુલ્લ–૬૭ ભેદ થાય છે.

**ગોત્રકર્મ :—**

જૈનદર્શનમાં મનાએલ મૂળ આઠ કર્મો પૈકી સાતમું કર્મ ગોત્ર માનવામાં આવ્યું છે. ગોત્રકર્મના બે પ્રકાર કહ્યા છે. (૧) ઉચ્ચ ગોત્ર કર્મ (૨) નીચ ગોત્રકર્મ. ઉચ્ચ ગોત્ર કર્મના ઉદયથી જીવ ઉચ્ચ કુળમાં જન્મે છે, અને જગતમાં સન્માન વગેરે પામે છે. નીચગોત્રકર્મના ઉદયે જીવ નીચ કુળમાં જન્મે છે અને અનાદર વગેરે પામે છે. જૈનધર્મે, કર્મથી જેમ ઉચ્ચ–નીચ સ્વીકાર્યા છે, તેમ કુલ અને જાતિની અપેક્ષાએ પણ ઉચ્ચ–નીચપણું સ્વીકાર્યું છે. કર્મનો આધાર પ્રાયઃ જાતિ છે. વ્યવહારમાં પણ કહેવાય

છે કે, "જાત એવી ભાત" સુકર્મો (સુકૃત્યો) પ્રાયઃ ઉચ્ચ કુળમાં જ સંભવે. એટલે સુકૃત્ય–સુસંસ્કારની પ્રાપ્તિનું સ્થાન તે ઉચ્ચગોત્ર કહેવાય છે.

આસ્તિક ગણાતા આત્માનું ધ્યેય તો કર્મનો સંપૂર્ણ ક્ષય કરવા દ્વારા મોક્ષ પ્રાપ્તિનું જ હોય છે. તે ધ્યેય સિદ્ધ કરવા માટે ધર્મનું આચરણ દરેક જીવ કરી શકે છે, દરેકને કરવાનો હક્ક છે, તેમ છતાં પણ તે આરાધના માટે અનુકૂલ સંયોગોની પ્રાપ્તિ જરૂર હોવી જોઈએ. ધર્મારાધનની ઇચ્છા હોવાછતાં પણ સંયોગોની અનુકૂલતાના અભાવે આરાધના થવી મુશ્કેલ છે. એકેન્દ્રિયથી માંડી પંચેન્દ્રિય સુધીના દરેક જીવો ધર્મારાધના સરખી રીતે કરી શકતા નથી. કારણ કે દરેકના સંયોગમાં ફેરફાર છે. પંચેન્દ્રિયમાં પણ ધર્મારાધનના સુલભ સંયોગો તો ખાસ મનુષ્યમાં જ હોય છે. મનુષ્યમાં પણ આર્યભૂમિમાં જન્મ, ઉચ્ચગોત્રમાં જન્મ, જૈનધર્મ પાળતા કુટુંબમાં જન્મ, દેવ–ગુરુનો યોગ, શ્રવણેચ્છા–શ્રવણનો યોગ, દેવ, ગુરુ અને ધર્મની સામગ્રી–સમ્યક્ત્વ–દેશવિરતિ–સર્વવિરતિ વગેરે ઉત્તરોત્તર સંયોગો ધર્મપ્રાપ્તિ માટે સુલભ અને ઉચ્ચ કક્ષાના છે. મનુષ્યપણું અને આર્યક્ષેત્ર મળવા છતાંપણ તેમાં ઉચ્ચગોત્રની પ્રાપ્તિ એ ધર્મારાધનની પ્રાપ્તિનું ઉત્તમ સાધન છે. ધર્મારાધન ઉચ્ચ સંસ્કારી જ કરી શકે છે. અને ઉચ્ચ ગોત્રમાં જ તે સંભવી શકે, એટલે ઉચ્ચ ગોત્રની પ્રાપ્તિ પુણ્યથી જ થઈ શકે છે. ઉચ્ચગોત્ર એટલે ફેશનેબલ પહેરવેશ–એટી-

કેટવાળું કુટુંબ એમ નહીં: પણ જ્યાં આત્માની શ્રદ્ધાના સંસ્કાર હોય, જ્યાં કર્મવાદ ઓતપ્રોત હોય અને જેથી વિવેકીઓમાં પ્રતિષ્ઠાપાત્ર, ગણાય, તે ગોત્રને ઉચ્ચ ગોત્ર કહેવામાં આવે છે.

ધર્મ સાંભળીને તથા વિના–સાંભળ્યે પણ વધારનારાં ઉચ્ચ ગોત્રો છે. ઉગ્ર–ભોગ–રાજન્ય–ક્ષત્રિયાદિ કુલોને ઉત્તમ ગણ્યાં તેમાં કારણ ધર્મનો પ્રભાવ છે.

ઉચ્ચ ગોત્રમાં ધર્મનાં સાધનો–સામગ્રીઓ–સંસ્કારો જન્મથી જ પ્રાપ્ય છે. રાજાને ઘેર જન્મેલ પુત્ર રાજ્યને, શ્રીમંતના ઘેર જન્મેલ પુત્ર પૈસાને, મેળવવા ગયા નથી; રાજ્યનો તથા ધનનો વારસો તેમને વિના–મહેનતે જન્મતાં જ મળી ગયો છે, તે જ રીતે શુદ્ધસંસ્કારનો વારસો જન્મતાં જ ઉચ્ચગોત્રમાં મળે છે.

અજ્ઞાન દશામાં પણ સદાચાર પ્રાપ્ત થાય, અનાચાર ન દેખાય તે તમામ ઉત્તમ કુળને આભારી છે. રાત્રિભોજન તથા કંદમૂલાદિ અભક્ષ્ય વસ્તુના ભક્ષણથી શું દોષ છે? તેનું જ્ઞાન, નાનાં બાળકોને ન હોવા છતાં તેનાથી દૂર રહે છે, ઘરે આવેલ અતીથિને દાન દેવાથી શું લાભ છે તે નહિ સમજવા છતાં ઘરઆંગણે સંત પુરુષોનાં પગલાં થતાં દેખીને નમસ્કાર કરે છે, આદરમાન દીએ છે, તે ઉત્તમ કુળના સંસ્કારો છે.

કોઈ ધખધખ ચાલતું હશે તો જૈનનો છોકરો કહેશે

કે જોઇને ચાલો ! કીડી મંકોડી મરી જશે, આ શબ્દો જૈનકુલ બોલાવે છે.

અજાણપણે પણ ઉત્તમ આચારો પ્રાપ્ત થવાથી, હિન્દુના બાલકો માંસ દારૂથી દૂર નાસે છે.

અજ્ઞાનદશામાં પણ ઉત્તમ આચારોમાં ટકાવનાર કે વધારનાર ઉત્તમ કુલ છે. તેથી જ શાસ્ત્રકારે ઉત્તમ કુલને પુણ્ય પ્રકૃતિમાં ગણ્યું છે. ઉચ્ચકુલના સંસ્કારો ધર્મને અંગે સહાયક છે. જલ્દી ફળે છે. ઉત્તમ કુલ મળવા છતાં અધર્મીના સંસર્ગથી સારા સંસ્કારોનો લોપ થવો સંભવીત છે, તો પણ ઉત્તમકુળની છાયા–વર્ણાચારનો પ્રભાવ પડયા વિના રહેશે નહિં. કુલના સંસ્કારો છાના રહેતા નથી. નટડીની પાછળ પાગલ બનેલો ઈલાચીકુમાર, દોર ઉપર નાચતાં એક જ દૃશ્યમાં સાધ્ય સાધી લે છે.

ચોરની ટોળીમાં ભળનાર ચિલાતીપુત્ર તે શેઠની છોકરીનું હરણ કરે છે, શેઠ તેની પાછળ જાય છે. ચોર બનેલ ચિલાતીપુત્ર છોકરીનું મસ્તક કાપી નાખે છે. મસ્તક હાથમાં રાખી ધડ ફેંકી દેતો આગળ વધે છે. શેઠ શોકગ્રસ્ત બની ધડ લઈ પાછો જાય છે. અને ચિલાતીપુત્ર જેના એક હાથમાં લોહી ઝરતું મસ્તક છે, બીજા હાથમાં મનુષ્યના ખૂનવાળી ગોઝારી તરવાર છે, તે સાથે આગળ વધે છે. એક મુનિ કાયોત્સર્ગમાં ઉભા છે, તેને ધર્મ પૂછે છે. ‘ ઉપશમ–સંવર–વિવેક ’ ત્રણ શબ્દો કહી મુનિ આકાશ-

માર્ગે ચાલ્યા જાય છે. બસ ! આ ત્રણ શબ્દો જ ચિલાતીપુત્ર (ચોર અને ખૂની)નો ઉદ્ધાર કરે છે. કહેવત પણ છે કે, તેજીને ટકોર બસ છે. શાણાઓ સાનમાં સમજી જાય છે. ચિલાતીપુત્ર શબ્દોની વિચારણા કરે છે, તરવારને તીલાંજલી આપે છે, મસ્તક મૂકી દે છે.

લોહીના સ્વાદથી આકર્ષાઈને આવેલી કીડીઓ તેના શરીરને ચાલણી બનાવે છે. ખૂની, ચોર સમભાવે સહન કરી સદ્‌ગતિએ સંચરે છે. આ પ્રભાવ ઉચ્ચગોત્રનો છે. ઉચ્ચકુલનો છે. ઉચ્ચગોત્રોના સંસર્ગમાં આવનારના સંસ્કાર પણ ઉત્તમ પડે છે. ચોર–લૂંટારાના ઘરે રહેતો પોપટ "મારો, લૂંટો" એમ બોલે છે, કેમકે તે તેવું બોલતાં શીખ્યો છે; સાધુ, ભગત વગેરેને ત્યાં રહેલો પોપટ "રામ રામ" "સીતારામ" વગેરે બોલશે. કેમકે તે તેવું બોલતાં શીખ્યો છે. ઉચ્ચગોત્રમાં ધર્મના સંસ્કારો છે. નીચ ગોત્રમાં નરસા સંસ્કારો છે. નીચ ગોત્રવાળો ધર્મ ન પામે તેમ નહિ, પણ પામવામાં મુશ્કેલી પડે છે. લોઢામાં સુવર્ણ થવાની યોગ્યતા છે, પણ રસ કે પારસમણિનો સંયોગ થાય તો.

સુવર્ણમાં તો સ્વાભાવિક સુવર્ણપણું છે જ. તેમ ઉચ્ચગોત્રમાં ઉચ્ચ સંસ્કારો સ્વભાવથી જ સાંપડે છે. ત્યાં તો ધર્મના સંસ્કારો જન્મથી સિદ્ધ છે. ધર્મ કરવા માટેની અનુકૂલતાઓ ત્યાં સંકળાયેલી છે. બહારથી ધર્મ લાવવો પડતો નથી.

ગરીબ, ભિખારી, તુચ્છને ત્યાં જન્મેલો કોટિધ્વજ થાય ખરો, પણ તે બહારથી લાવે ત્યારે થાય; તેવી રીતે અન્ય કુલમાં જન્મેલાઓને શ્રમ કરીને, પરિશ્રમ કરીને, પરીક્ષા કરીને, ધર્મને, ધર્મના સંસ્કારોને બહારથી, બીજા કુલો પાસેથી, સંસર્ગથી મેળવવા પડે. ઉચ્ચકુલના સંસ્કારવાળા હંમેશાં સારી પરિણતિવાળા રહેવા જોઈએ, અને તેઓમાં નીચ પરિણતિ ન જ હોય એમ તો ન બને, પણ ઉડતી આવેલી છાંટા રૂપે હોય, મૂળ રૂપે હોય નહિં. હીરાની ખાણમાં ઉચ્ચાછતાં બધા કંઈ હીરા નથી હોતા, પત્થરો પણ હોય છે, તેમ છતાં તે ખાણતો હીરાની જ કહેવાય છે. તેમ ઉચ્ચગોત્રને અંગે સમજી લેવું.

શ્રીમંતને ત્યાં જન્મેલો, ગરીબ પણ થઈ જાય, અને ગરીબને ત્યાં જન્મેલો શ્રીમંત પણ થઈ જાય. દશાના ખેલ છે, લક્ષ્મી ચંચલ છે, આ બધું જાણવા છતાં પણ શ્રીમંતના ઘરે જન્મેલા છોકરાને ભાગ્યવાન ગણીએ છીએ. દરિદ્રિના ઘેર જન્મેલા છોકરાને ભાગ્યહીન–દુર્ભાગી માનીએ છીએ.

ઉચ્ચકુલના સંસ્કારવાળાને ઉપદેશ પરિણમતાં વાર લાગતી નથી. નીચ ગોત્રવાળાને ઉપદેશની અસર ન જ થાય એમ તો ન કહેવાય, પણ વાર તો જરૂર લાગે.

સંસ્કાર વિકસાવતાં પણ નીચ ગોત્રના સંયોગો અંતરાયભૂત થાય.

હરિબળ મચ્છી, પ્રત્યાખ્યાનમાં; પહેલો મત્સ્ય છોડી મુકવાનો નિયમ કરે છે. પણ જીવદયાનું સ્વરૂપ સમજાયા છતાં સર્વથા મત્સ્ય નહિં પકડવાનો નિયમ તે ગ્રહણ કરી શકતો નથી. એટલે નીચ કુળમાં એટલી બધી મુશ્કેલીઓ હોય છે કે ધાર્યું કરી શકાતું નથી.

માર્ગાનુસારીના પાંત્રીસ ગુણો કહ્યા છે અને બીજી રીતે શ્રાવકના એકવીશ ગુણો પણ કહ્યા છે. એકવીશ ગુણ વ્યક્તિની અપેક્ષાએ છે, અને પાંત્રીસ ગુણ કુળની અપેક્ષાએ છે. કુળના પાંત્રીસ ગુણ તથા વ્યક્તિગત એકવીશ ગુણથી જે સંસ્કારી હોય તેને ધર્મના સસ્કારો લાગતાં વાર લાગતી નથી. પાંત્રીસ તેમજ એકવીસ ગુણયુક્ત માણસને ધર્મનું પરિણમન તુરત થાય છે. પ્રથમના સમયમાં સર્વ-વિરતિ, દેશવિરતિ, તથા સમ્યક્ત્વ સ્વીકારનારા આત્માઓ હજારોની સંખ્યામાં નીકળતા હતા. તેનું કારણ તેઓ કુલાચારના ગુણોથી વિભૂષિત હતા. માર્ગાનુસારીના ગુણો એટલે માર્ગને અનુસરનારા ગુણો. જે ગુણો વડે માર્ગને અનુસરાય તે માર્ગાનુસારીના ગુણો કહેવાય. એટલે તે ગુણોથી સંસ્કારી કુલોને ઉચ્ચગોત્ર કહેવાય, તેમાં શું આશ્ચર્ય ?

ગોત્રના ભેદો એ સુસંસ્કારોના પોષક છે. દરેક માનવી ઉચ્ચ થવા જ ઇચ્છે છે. અને એ ઇચ્છાની પૂર્તિને માટે સુસંસ્કારી જીવન બનાવવા પ્રયત્ન થાય છે. પરીક્ષામાં એક કલાસના વિદ્યાર્થીઓનો પણ પાસ નંબર ઉંચો–નીચો

હોવાને અંગે જ શિક્ષણપ્રાપ્તિ માટે વિદ્યાર્થીઓ વધુ પ્રયત્નશીલ રહે છે અને શિક્ષણની કિંમત વધે છે. રાજ્ય વહીવટી તંત્રમાં ઉચ્ચ હોદ્દાની પ્રાપ્તિ, માણસની બુદ્ધિ અને આવડતને હિસાબે હોય છે. હજારો માણસની કોઈ જાહેર મીટીંગમાં ઉચ્ચ હોદ્દાદારીનું આસન ઉંચું જ હોય છે. ઉચ્ચઆસન તથા નીચાઆસને બેઠેલ વ્યક્તિઓ મનુષ્યપણે તો સરખા જ છે, તો પણ સંસ્કારના હિસાબે તેમાં અસમાનતા છે. ઉંચું આસન એ, તે આસનસ્થિત માણસની ઉચ્ચતા જ દર્શાવે છે, તેથી કરીને નીચા આસનસ્થિત માનવીઓનો તિરસ્કાર થયો એમ માનનાર મૂર્ખો જ કહેવાય છે. એ રીતે વિકાસની દૃષ્ટિએ અન્ય માનવી કરતાં એક માનવી ઉચ્ચ જ મનાય છે. એ નિયમ અનાદિકાળથી જગતમાં પ્રવર્તી રહ્યો છે. અને પ્રવર્તશે. એમાં એક માનવી પ્રત્યે આદર અને બીજા માનવી પ્રત્યે તિરસ્કાર છે, એમ કલ્પી શકાય જ નહિં. એ રીતે સુસંસ્કારોને પોષક પ્રાપ્તસ્થાનની અનુકુલતા અને પ્રતિકુલતાને હિસાબે ગોત્રકર્મના બે વિભાગ છે.

મનુષ્યપણે સર્વને સરખા માનવામાં અડચણ નથી. પ્રાણીપણે જાનવર તથા મનુષ્યોને સરખા માનવામાં મતભેદ નથી. જીવપણે પૃથ્વીકાય અને મનુષ્ય પણ સરખા જ છે. આ રીતે અપેક્ષાએ સરખામણી થાય તેમાં હરકત નથી, પરંતુ ઉત્તમપણાની કિંમત અધમપણાની કિંમત સાથે સરખાવી શકાય જ નહિ. ગુણોથી સંસ્કારી તથા સંસ્કારહીનનો

ભેદ તો જરૂર પડશે. કૃત્રિમ સંસ્કારોનો ડોળ કરી સુસંસ્કારીઓના સંસ્કાર પોષક સ્થાનોમાં ઘૂસી જઈ તે સ્થાનોની વ્યવસ્થાને છિન્ન–ભિન્ન કરવા આવનારાઓ કદાપી સુસંસ્કારી નહિ જ બની શકે. સુસંસ્કારી કહેરાવવું હોય તો સુસંસ્કારોના શોધક વાતાવરણથી દૂર રહેવું જોઈએ.

ગોત્રના ઉચ્ચ–નીચ ભેદો પ્રત્યે દુર્ભાવ દર્શાવવાથી આર્યાવર્ત્તના સુસંસ્કારોને ધક્કો લાગે છે. જ્યાં "ટકે શેર ભાજી ટકે શેર ખાજા" જેવી સ્થિતિ હોય ત્યાં એ ભેદ ન રહેવાને અંગે ઉચ્ચગોત્રપોષક ઉચ્ચ સંસ્કારોનું પણ અસ્તિત્વ રહેવા પામતું જ નથી. અને તેથી જ આજે ઉચ્ચગોત્રમાં જન્મ પામેલા કેટલાકોમાંથી ઉચ્ચગોત્રને યોગ્ય સંસ્કારોનો ધ્વંસ થવા લાગ્યો છે.

જનાવરમાં પણ ઉંચ–નીચ ભેદ છે. પોપટને શિક્ષણ દેવું સ્હેલું છે, પણ કાગડાને માટે શિક્ષણ મુશ્કેલ છે. "રામ રામ" પોપટને સૌ શીખવે છે, કાગડાને કોઈ શીખવતું નથી. પાંજરામાં તો સૌ ઘૂસે પણ જાત તે જાત અને કજાત તે કજાત. કાગડાને સોનાના પાંજરામાં ઘાલવાથી તે કંઈ પોપટ થવાનો નથી. અને પોપટ કદી કાગડો થવાનો નથી. ઉચ્ચ સંસ્કારવાળા ઉંચા મનાય અને નરસા સંસ્કારવાળા નીચા મનાય તેમાં નવાઈ શી ?

શ્રી સુધર્માસ્વામીજી, જંબૂસ્વામીજી, અને શ્રી કેશીકુમારને દુનિયાદારીના કોઈપણ વ્યવહારનું કામ ન હતું, છતાં તેમને ' जातिसंपन्न कुलसंपन्न ' કહેવામાં આવે છે. એ રીતે તેમની ઓળખાણ આપવામાં આવે છે, તેઓ ગણધર છે, ચૌદપૂર્વી છે, ચૌદ પૂર્વના રચનાર છે, એ વાત સાચી છતાં પણ તેમને ' જાતિ સંપન્નાદિ ' કહેવામાં આવે છે, એ જ ઉચ્ચ ગોત્રનું મહત્ત્વ સૂચવે છે. નીચ ગોત્રવાળા આત્માઓને પાપના સંતાપનો ખ્યાલ જ હોતો નથી. હિંસા–જૂઠ–ચોરી વગેરે મોટાં પાપોની પણ પાપમાં તેમની પાસે ગણના નથી. હિંસા કરવી એ તો તેમને મન, રમત થઈ ગઈ હોય છે.

નીચ કુલમાં જન્મેલાઓ નીચ સંસ્કારવાળા હોય છે. ઉપરાંત વધારે ધૃષ્ટતા એ છે કે તેમની નીચતાને પણ તેઓ ઉત્તમતા ગણાવે છે. આવા આત્માઓ આવતા ભવમાં વધારે નીચા કુલમાં ઉત્પન્ન થાય છે. વળી ઉચ્ચ ગોત્રમાં જન્મ પામ્યા છતાં પણ જેને નીચગોત્ર ગમતું હોય એટલે કે નીચગોત્રને યોગ્ય સંસ્કારયુક્ત જીવન જેને જીવવું સારૂં લાગતું હોય, તેઓ અમૃતભર્યા પાત્રને અવગણી વિષથી ભરેલ પાત્રમાં મોં નાખવાનું અકાર્ય કરી રહ્યા છે.

સબળાની સામે અહિંસાના ઓઠાથી બચનાર તથા નબળાને નીચતાથી મારનાર, મારવાનું માનનાર, મનાવનાર, તથા તેવું માનવા–મનાવવામાં અહિંસકપદનો આડંબર

રાખનારાઓએ ફેલાવેલ ઝેરી વાતાવરણથી અલિપ્ત રહેવા માટે ઉચ્ચકુલવાલાએ સાવચેત થઈ જવું ઘટે છે.

નીચ ગોત્રવાળા માણસાઈમાં નથી કે જીવપણામાં નથી એમ માનવા માટે અગર તો તેવા ગોત્રવાળા પરત્વે તિરસ્કાર ભાવના રાખવા માટે આ નિરૂપણ નથી, પરંતુ ઉચ્ચગોત્ર સિવાય સુસંસ્કારોનું પોષણ પ્રાયઃ અસંભવિત અને અશક્ય છે, તે જાણવા—સમજવા અને બુદ્ધિમાં ઉતારવા માટે આ નિરૂપણ છે. જે કોઈ મનુષ્ય કોઈની હિંસા કરે—ઘાત કરે તો તેમ કરનારો ભવાંતરમાં સેંકડો વખત ઘાતને પામે છે. તેની પોતાની હિંસા થયા કરે છે. તેમ અહીં જો કોઈ અભિમાન કરે તો તે પણ ભવાંતરમાં હલકો થાય છે, હલકી સ્થિતિમાં ઉતરી જાય છે. ૧ જાતિ ૨ કુળ ૩ રૂદ્ધિ ૪ બળ ૫ રૂપ ૬ ઐશ્વર્ય ૭ શ્રુત ૮ લાભ આ આઠ દ્વારા અભિમાન કરી બીજાને હલકો પાડનારો આત્મા જે જે દ્વારા અભિમાન કર્યું હોય તે તે દ્વારા તેમાં હલકી હાલતવાળો થાય છે. શાસ્ત્રકારો જણાવે છે કે हीनानि लभते जनः જાતિ મદ કરનારો નીચ જાતિમાં જાય. જાતિ મદ કરનારને નીચ જાતિની ગતિનો દંડ છે. એટલે નીચ જાતિ માનવી જ રહી. જો ન માનીએ તો જાતિમદ કરનાર માટે બદલો જ ક્યાં રહ્યો? દંડ એ સજા છે. સજારૂપ પ્રાપ્ત થયેલ સંયોગો સારા કહેવાય જ નહિ. તો પછી જાતિમદના દંડરૂપ પ્રાપ્તથયેલ નીચજાતિના સંજોગોને ઉચ્ચ કેવી રીતે કહેવાય? ઉચ્ચગોત્રમાં જન્મ

પામેલા દરેકને ઉચ્ચ સ્થિતિની પ્રાપ્તિ અને નીચગોત્રમાં જન્મ પામેલા દરેકને નીચ સ્થિતિની પ્રાપ્તિ સમાનપણે હોતી નથી. પરંતુ પૂર્વભવમાં તે તે ગોત્રના બંધ સમયે વર્ત્તતા અધ્યવસાય ભેદે તે કર્મ જે પ્રકારે બંધાયેલું હોય તે તે પ્રકારોને અનુસરીને તરતમતા હોય છે.

પુણ્ય–પાપ–આત્મા–પરમાત્મા–મોક્ષ–પુનર્જન્મ એ વગેરેના ખ્યાલપૂર્વક થતી જીવનચર્યા તે અધ્યાત્મ છે. અને તેવા આધ્યાત્મિક જીવનના વિકાસમાં સહાયક સંસ્કારોને જ સુસંસ્કારો કહેવાય છે. તેવા સુસંસ્કારોનું પોષક જે ગોત્ર તે ઉચ્ચગોત્ર કહેવાય છે. જેમ જેમ પોષક તત્ત્વો વધારે તેમ તેમ તે ગોત્રની ઉચ્ચતા વિશેષ ગણાય છે. ઉચ્ચ-ગોત્રની જીવન–સંસ્કૃતિ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પાયાઉપરની હોય છે. માત્ર અર્થ અને કામને જ અનુસરતું જીવન ઉચ્ચકુલમાં હોતું નથી. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચારે પુરૂષાર્થના જીવનના ધોરણે જીવતા ઉચ્ચ ગોત્રવાળાઓની જીવનવ્યવસ્થા આધ્યાત્મિક આદર્શોને સુવ્યવસ્થિત રાખવાપૂર્વક જ ગોઠવાયેલી હોય છે. એટલે તે ઉચ્ચગોત્રમાં રહેલા માનવીઓને આધ્યાત્મિક જીવન જીવવાનો લાભ અનિચ્છાએ પણ મળતો જ રહે છે, અને તેનાથી છટકી શકાતું નથી, એ જ ઉચ્ચગોત્રની મહત્તા છે.

ફક્ત અર્થ અને કામના જ ધ્યેયવાળી સંસ્કૃતિયુક્ત જીવન જીવવાવાળો વર્ગ, ભૂતકાળમાં આ ભારતવર્ષની અંદર અલ્પ હતો. તે વર્ગ ચાર પુરૂષાર્થના ધોરણે જીવનાર કરતાં

નીચી કક્ષાનો ગણાતો. જન્મ સમયે નીચ ગોત્રના ઉદય-વાળાઓ પૈકી પણ કોઈ કોઈ આત્મા અમુક સમયે તે જ ભવમાં ઉચ્ચગોત્રવાળો પણ બનતો, કેમકે નીચ ગોત્રમાં જન્મ પામેલા જીવો નીચ જ રહેવા પામે અને કદાપિ ઉચ્ચ થવા ન પામે એવું ધ્યેય ઉચ્ચગોત્રના સંસ્કારથી સંસ્કારી બનેલા આત્માઓનું પણ ન હતું. જેથી નીચ ગોત્રના ઉદયવાળાઓ પૈકી કોઈ આત્મા પુન્યોદયના યોગે ધર્મ અને મોક્ષ એ બન્ને પુરૂષાર્થ પ્રત્યે પણ આદરભાવવાળો થતો. અને એ રીતે શ્રદ્ધાળુ બનેલા તેવાઓના જીવનમાં પણ ત્યાગવૃત્તિ આવતાં જૈન-દર્શનકથિત આત્મવિકાસના પગથીઆંરૂપ ગુણસ્થાનો પૈકી છઠ્ઠું ગુણસ્થાનક પ્રાપ્ત કરતાં તેના નીચગોત્રના ઉદયનો અંત આવતો. એ રીતે પરિવર્તન થતાં તે આત્મામાં તથા અન્ય ઉચ્ચગોત્રીય આત્મામાં સમાનતા પ્રવર્તતી. તેવી સમાનતાને સૌ-કોઈ સત્કારતું. તેમ છતાં પણ અન્ય આત્માઓને હિસાબે ઉચ્ચ-નીચ ગોત્રના ભેદનું અસ્તિત્વ તો રહેતું જ. કેમકે નીચ ગોત્રમાંથી પરિવર્તન પામેલ આત્માઓ બહુ જ અલ્પ નીકળતા. ગોત્રના ઉચ્ચ અને નીચ ભેદ પ્રત્યે ઘૃણા દર્શાવતા કેટલાકો આજે પોકારી રહ્યા છે કે, કુલ-ધર્મથી શું વળ્યું ? યુગધર્મને ઓળખો, અને આજનો યુગધર્મ ( જમાનો ) ઉચ્ચ-નીચના ભેદને ટાળ-વાનું કહે છે, માટે તે લક્ષને અનુસરો.

આવું બોલનારાઓનો યુગધર્મ કયો ? તે પણ

વિચારવું જરૂરી છે. આવું માનનારાઓએ જીવનનું ધ્યેય માત્ર અર્થ અને કામ પુરતું જ સ્વીકાર્યું છે. આજના વૈજ્ઞાનિકોએ પણ ઉત્પન્ન કરેલી સંસ્કૃતિ માત્ર અર્થ અને કામના જ ધ્યેયવાળી છે. ધર્મ અને મોક્ષના ધ્યેયની તો તેમાં ગંધ સરખી પણ નથી. ગોત્રનો ભેદ ટાળવાનું કહેનારા આજના યુગવાદીઓ નીચ ગોત્રના ઉદયવાળા માનવીઓને ઉચ્ચ ગોત્રીય સંસ્કારોથી વાસિત કરવાવડે ઉચ્ચ ગોત્રની કક્ષામાં મૂકવા ઈચ્છતા હોય તો તો જરૂર તે આદરણીય છે. અને તેવો પ્રયત્ન દુનિયાને દૃષ્ટિગોચર થશે તો વિના કહ્યે પણ દુનિયામાં પરિવર્તન પામેલ નીચ ગોત્રવળાઓ આદરસત્કારને પામશે. અને ઉચ્ચ ગોત્રની કક્ષામાં મૂકાશે. બાકી સમાનતા લાવવાના મ્હાને ઉચ્ચ ગોત્રમાં જન્મ પામેલ આત્માઓમાંથી પણ ધર્મ અને મોક્ષરૂપ પુરૂષાર્થનો ધ્વંસ કરવાના ઈરાદે યા તો ગોત્રભેદના હિસાબે ઉચ્ચગોત્રમાં જન્મ પામેલા પોતાને અનિચ્છાએ પણ ઉચ્ચ ગોત્રના સંસ્કારોને અનુસરવું પડે છે તેમાંથી છૂટી જવા માટે, સર્વમાં સમાનતા લાવવાનો શંખનાદ ફૂંકતા હોય તો, તે ભારતવર્ષની સંસ્કૃતિને જબરજસ્ત નુકશાન કરનાર છે.

જે દેશમાં આધ્યાત્મિક સંસ્કૃતિ નથી તે દેશમાં ગોત્રના ભેદ સંભવી શકતા નથી. તેવા દેશોનું અનુકરણ આધ્યાત્મિક સંસ્કૃતિવાળા ભારતવર્ષમાં કરવું યોગ્ય લેખાશે નહિ. જ્યાં સુધી આધ્યાત્મિક સંસ્કૃતિ છે ત્યાં સુધી

ગોત્રના ભેદ જરૂર રહેવાના જ છે. જ્યારે આધ્યાત્મિક સંસ્કૃતિ નષ્ટ થશે ત્યારે સર્વ માનવીઓ ધર્મ અને મોક્ષના ધ્યેયથી ચ્યુત થવાથી માત્ર અર્થ અને કામના જ ધ્યેયવાળા બની ગયેલાઓમાં ઉચ્ચગોત્રના અભાવે ગોત્ર-ભેદનો ધ્વંસ થશે. પણ એ સંયોગોમાં આધ્યાત્મિક સંસ્કૃતિના નિધાનરૂપ આ ભારત દેશની અન્ય દેશો કરતાં સંસ્કૃતિના હિસાબે જે ઉત્તમતા જણાતી હતી તે ઉત્તમતા રહેવા પામશે નહિં.

**અંતરાયકર્મ:—**

આ જગતમાં દાતાર, ભાગ્યશાળી, ભોક્તા અને બળવાનપણું દરેક જીવોનું સરખું હોતું નથી. કૃપણ, દરિદ્ર, ભિખારી કે નિર્બળ કહેવરાવવું કોઈને ગમતું નથી. દરેકને દાતા, સુખ–સામગ્રીના ભોક્તા અને તાકાતવાન થવું પસંદ છે, છતાંય સુખ–સગવડ અને ભોગ–ઉપભોગનાં સાધનો, અને શારીરિક શક્તિના સંયોગો દરેક જીવોને એકસરખા હોતા નથી. ઉપરોક્ત સામગ્રીઓ માટે દરેક જીવોનો એક-સરખો પ્રયત્ન હોવા છતાં તે સામગ્રીઓ અંગે જગતના જીવોમાં ન્યુનાધિકતા શા માટે? અરે! કેટલાકને તો સુખ–સગવડની સામગ્રીઓ અને શારીરિક તંદુરસ્તી હોતે છતે પણ દાતારાદિ ગુણોની પ્રાપ્તિ થતી નથી. આ બધું શાથી? તેનું કારણ જૈનદર્શનમાં અંતરાયકર્મનો ઉદય કહ્યો છે. આ અંતરાયકર્મ અંગે વિશેષ સ્પષ્ટતા આપણે વિચારીયે.

દાનાદિ ગુણોને દબાવનારૂં અંતરાયકર્મ. (૧) દાનાંતરાય, (૨) લાભાંતરાય, (૩) ભોગાંતરાય, (૪) ઉપભોગાંતરાય, અને (૫) વીર્યાંતરાય, એમ પાંચ પ્રકારે દર્શાવ્યું છે. અંતરાયકર્મના ઉદયે જીવ અદાતા, અલાભિ, અભોગી, અનુપભોગી, અને અશક્ત થાય છે. જ્યારે અંતરાયકર્મના ક્ષયોપશમે કે ક્ષયે આત્મા દાતાર, સુખ–સામગ્રી પ્રાપ્ત કરનાર, તેને ભોગવનાર અને શક્તિવાન થાય છે. અંતરાયકર્મના ક્ષયોપશમથી ઉપરોક્ત ગુણો પ્રાપ્ત થાય છે, પરંતુ તે અધુરા અને કદાચિત ક્ષયોપશમ ન્યૂન થઈ જવાથી તે ગુણો પણ ન્યુન થઈ જવાવાળા છે. અધુરા કેવી રીતે છે તે અંગે વિચારતાં સમજાશે કે; જીવ ધારે તો બધું જગત બીજાને આપી શકે છે એટલે સર્વથા ઈચ્છાપૂર્વક પોતે ત્યાગ કરી શકે, વળી આત્મા ધારે તો સમગ્ર જગત દ્વારા જેટલા ફાયદા મેળવવા હોય તેટલા મેળવી શકે, અને ધારે તો સમગ્ર જગત પોતાના ભોગમાં તેમજ ઉપભોગમાં લઈ શકે, અને ધારે તો આખા જગતને ઉથલ–પાથલ કરી શકે તેટલી પ્રત્યેક આત્મામાં શક્તિ છે. આત્માનું આટલું બધું સામર્થ્ય છે, પરંતુ તેટલું સામર્થ્ય બતાવવાની કોઈને જરૂર પડતી નથી, છતાં તેટલું સામર્થ્ય આત્મામાં પ્રગટ ન થાય ત્યાં સુધી અંતરાયકર્મનો ક્ષય નહિ પરંતુ ક્ષયોપશમ જ ગણાય.

સંપૂર્ણ સામર્થ્યની પ્રાપ્તિ એટલે અંતરાય કર્મનો ક્ષય ગણાય છે. સંપૂર્ણપણે પ્રાપ્ત કરેલ આત્મામાં દાનાદિ

ગુણો પ્રવૃત્તિરૂપે હોતા નથી. એટલે વ્યવહારિક દાનાદિકને વિષે પ્રવૃત્તિ હોતી નથી, પણ તેઓને નૈશ્ચયિક દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્યલબ્ધિ હોય છે. તેઓમાં પરભાવ–પૌદ્ગલિકભાવના ત્યાગરૂપ દાન, આત્મિક શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિરૂપ લાભ, આત્મિક શુદ્ધ સ્વરૂપના અનુભવવારુપ ભોગ–ઉપભોગ અને સ્વ–સ્વભાવમાં પ્રવૃત્તિરૂપ વીર્ય હોય છે. આ પ્રમાણે અંતરાયકર્મના સંપૂર્ણ ક્ષયે પ્રાપ્ત થયેલ દાનાદિ ગુણો ક્ષાયિક યા નૈશ્ચયિક ગણાય છે. ત્યારબાદ તે આત્મા કરતાં અન્ય કેઈ આત્મામાં તે ગુણો અંગે વિશેષતા સંભવી શકતી નથી.

અંતરાયકર્મના ક્ષયથી ઉત્પન્ન થયેલ ક્ષાયિકભાવ દરેક આત્મામાં એક સરખો જ હોય છે. પરંતુ તે કર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થતો ક્ષાયોપશમિકભાવ દરેક આત્મામાં અનેક પ્રકારનો હોય છે. અંતરાયકર્મના ક્ષયોપશમથી જીવ દાન આપે છે ઈષ્ટ વસ્તુ પ્રાપ્ત કરે છે, ભોગ–ઉપભોગ સામગ્રીને ભોગવે છે, અને પોતાની તાકાતનો ઉપયોગ કરે છે, તે દાનાદિક ગુણો વ્યવહારિક યા ક્ષાયોપશમિક કહેવાય છે. આ રીતે દાનાદિ ગુણો (૧) ક્ષાયિક યા નૈશ્ચયિક, અને (૨) ક્ષાયોપશમિક યા વ્યવહારિક એ બે પ્રકારે દર્શાવ્યા છે. એવી રીતે અંતરાયકર્મ પણ વ્યવહારિક અને નૈશ્ચિયિક એમ બે પ્રકારે છે તે વિચારીએ:—

સ્વત્વ ઉઠાવી અન્યને આધીન કરવું તે દાન કહેવાય છે. આ દાનગુણને રોકનાર જે કર્મ તે દાનાંતરાય કહેવાય

છે. તેમાં આપવાની ભાવના છતાં લેનાર ન મળે તે વ્યવહારથી દાનાંતરાય અને છતી શક્તિએ દાનનાં પરિણામ જ જાગે નહિ તેવી કૃપણતા ( કપિલાદાસીની જેમ ) તે નિશ્ચયથી દાનાંતરાય કહેવાય છે.

દરિદ્રપણું પ્રાપ્ત થવું, ધનહીનતા, કંગાલતા, દ્રવ્યપ્રાપ્તિ માટે થતા ઉદ્યમની નિષ્ફળતા, આ બધામાં વ્યવહારથી લાભાંતરાયનો ઉદય કહેવાય છે, અને લાભ પ્રાપ્ત થવાના સંયોગોમાં ઓચિંતું વિઘ્ન થાય, દાતાર આપવાની ભાવનાવાળો હોય અને યાચક યાચવામાં કુશળતાવાળો ગુણવાન હોવા છતાં પણ દાતાર પાસેથી દાન મેળવી શકે નહિ તે ( ઢંઢણમુનિ તથા ભગવાન ઋષભદેવની જેમ ) નિશ્ચયથી લાભાંતરાયકર્મ કહેવાય છે.

જે વસ્તુ વારંવાર ભોગવી શકાય તે વસ્ત્રપાત્ર-સ્ત્રી આદિ ઉપભોગ સામગ્રીને અંગે ઉપભોગાંતરાય કર્મ વ્યવહારથી અને નિશ્ચયથી ભોગાંતરાય કર્મની માફક જ સમજવું.

જેના ઉદયથી નિર્બલ યા દુબલા શરીરની પ્રાપ્તિ થાય તે વ્યવહારથી વીર્યાંતરાય કર્મ કહેવાય છે, અને રોગ રહિત યુવાવસ્થા અને બળવાન શરીર હોવા છતાં પણ કોઈ સિદ્ધ કરવા લાયક કાર્ય આવી પડવા ટાઇમે હીનસત્વપણાને લઈને તે કાર્ય સિદ્ધ કરવા પુરૂષાર્થ કરી શકે નહિ તે નિશ્ચયથી વીર્યાંતરાય કહેવાય. વ્યવહારિક અંતરાય-

કર્મના ક્ષયોપશમથી દાનાદિને યોગ્ય સાધન–સામગ્રીની પ્રાપ્તિ થાય છે અને નૈશ્ચયિક અંતરાયકર્મના ક્ષયોપશમથી દાનાદિનાં પરિણામ જાગૃત થવા દ્વારા દાનાદિ કાર્યોમાં પ્રવૃત્તિ થાય છે. નૈશ્ચયિક અંતરાયકર્મ દાનાદિ કાર્યની પ્રવૃત્તિ થવા દેતું નથી, જ્યારે વ્યવહારિક નયથી અંતરાયકર્મ દાનાદિને યોગ્ય સાધન સામગ્રીજ પ્રાપ્ત થવા દેતું નથી.

હવે એ પણ વિચારવું જરૂરી છે કે, દરેકને અંતરાયકર્મનો ક્ષયોપશમ હોવા છતાં પણ દાનાદિ ગુણો સરખા હોતા નથી.તેનું કારણ એ છેકે કોઈનો ક્ષયોપશમ મંદ હોવાથી તે ગુણો અલ્પ હોય છે, અને કોઈનો ક્ષયોપશમ થોડો વધારે હોવાથી તે ગુણો થોડા વધારે હોય છે.એમ ક્ષયોપશમ વધતાં વધતાં દાનાદિ ગુણો વધતા જાય છે. આ પ્રમાણે ક્ષયોપશમ વિશેષે દાનાદિ લબ્ધિઓના અસંખ્યાત ભેદો થાય છે. તેથી તે દરેકના–અંતરાયના પણ તેટલા જ ભેદો થાય છે, કારણ કે અંતરાયનો ક્ષયોપશમ થતો હોવાથી જેટલા તે ક્ષયોપશમના ભેદો તેટલા જ તેનાં અંતરાયના ભેદો છે. તેથી વ્યવહારનયથી અને નિશ્ચયનયથી અંતરાયની દરેક પ્રકૃતિઓના અસંખ્યાત ભેદો સમજવા. અને તેથી જ દાનાદિ લબ્ધિમાં અસંખ્યાત પ્રકારો હોવાથી તે દરેકને એક સરખી હોતી નથી. અંતરાયકર્મનો સંપૂર્ણ ક્ષય કરનાર જ દરેક આત્મામાં દાનાદિ લબ્ધિઓ એક સરખી હોય છે.

આ પ્રમાણે જ્ઞાનાવરણીયકર્મ પાંચ પ્રકારે, દર્શનાવર-

ણીયકર્મ નવ પ્રકારે, વેદનીયકર્મ બે પ્રકારે, મોહનીયકર્મ અઠ્ઠાવીસ પ્રકારે, આયુષ્યકર્મ ચાર પ્રકારે, નામકર્મ એકસોને ત્રણ પ્રકારે, ગોત્રકર્મ બે પ્રકારે અને અંતરાયકર્મ પાંચ પ્રકારે મળી આઠે કર્મની ઉત્તર પ્રકૃતિઓ એકસોને અઠ્ઠાવન થાય છે. નામકર્મની સડસઠ પ્રકૃતિઓ ગણવામાં આવે ત્યારે આઠે કર્મની કુલ્લ પ્રકૃતિઓ એકસોને બાવીસ તે ઉદય અને ઉદીરણમાં ગણાય છે. તેમાં પણ દર્શન-મોહનીયની ત્રણ પ્રકૃતિઓમાંથી બંધ સમયે તો મિથ્યાત્વ મોહનીય જ બંધાતી હોઈ બંધમાં એકસોને વીસજ ગણાય છે. અને સત્તામાં તો એકસોને અઠ્ઠાવન ગણાય છે.

---

## પ્રકરણ ૭ મું

## કર્મ પ્રકૃતિઓનું વિવિધ રીતે વર્ગીકરણ

**ઘાતી અને અઘાતીકર્મ:—**

જૈનદર્શનકારોએ કર્મશાસ્ત્રમાં કર્મપ્રકૃતિઓની અનેક અવસ્થાઓનું બારીક અને વીગતવાર વર્ણન કરેલ છે. કર્મના અસંખ્ય ભેદ હોવા છતાં પણ સંક્ષેપથી ખ્યાલમાં આવી શકે એટલા માટે અમુક વિશેષતાઓને લીધે તેના આઠ વિભાગ પાડયા છે, અને તે વિભાગના ઉત્તર વિભાગો પણ ૧૫૮ ની સંખ્યામાં દર્શાવ્યા છે. આત્માને સ્વભાવ-દશામાંથી ભ્રષ્ટ કરી વિભાવદશામાં મુકનાર અને અનંતજ્ઞાનાદિ આત્માના સ્વાસ્થ્યનો રોધ કરનાર તે કર્મપ્રકૃતિઓની દરેક સંખ્યાને તેના સ્વભાવાનુસાર પૃથક્–પૃથક્ નામ સંજ્ઞાઓ પણ આપેલી છે. આત્માના કેવા પ્રકારના સ્વાસ્થ્યનો કઈ પ્રકૃતિ કેવી રીતે રોધ કરે છે, તેનો ખ્યાલ તે કર્મની નામ સંજ્ઞા દ્વારા જ આત્માને પેદા થાય છે.

શારીરિક રોગોના ચિકિત્સકો શરીરમાં અશાંતિ પેદા કરનાર દર્દને તેનો ખ્યાલ પેદા કરવા માટે અમુક નામ સંજ્ઞાથી સંબોધે છે, અમુક દર્દને એક સામાન્ય નામ તરીકે ગણીને તેના પેટાવિભાગ તરીકે પણ અનેક ભિન્ન-

ભિન્ન સંજ્ઞાઓથી તેના પ્રકારો પાડે છે. જેમકે જ્વર (તાવ) એ એક દર્દનું સામાન્ય નામ છે, અને તેના પેટા વિભાગોને ટાયફોઈડ આદિ પૃથક્‌–પૃથક્‌ નામના જ્વર તરીકે ઓળખાવે છે. દર્દનો ખ્યાલ પેદા કરવા માટે તેની અમુક તો નામસંજ્ઞા હોવી જ જોઈએ. એ રીતે કર્મ અંગે પણ સમજી લેવું જોઈએ. વૈદકશાસ્ત્રના અભ્યાસીઓ દર્દીના દર્દને અમુક પ્રકારની નામ સંજ્ઞાપૂર્વક ખ્યાલમાં લાવી અમુક નામસંજ્ઞાવાળા ઔષધોપચાર દ્વારા તે દર્દને દૂર કરવા કોશિષ કરે છે, અને એ દર્દના કારણ તરીકે અમુક નામસંજ્ઞાવાળા કારણોનો ફરી ઉપયોગ થઈ જવા ન પામે તેની સાવચેતી રખાવે છે. અહીં કહેવાનું તાત્પર્ય એ છે કે, શારિરિક રોગની માફક કર્મ એ પણ આત્મામાં વિભાવદશારૂપ દર્દને પેદા કરનાર રોગ છે. માટે એ કર્મરૂપી રોગ અને તેને નષ્ટ કરનાર ઔષધોના દરેક પ્રકારોની પૃથક્‌–પૃથક્‌ નામસંજ્ઞા જૈનદર્શનકારોએ સ્પષ્ટ જણાવી છે. પ્રથમ કહેવાઈ ગયેલ કર્મપ્રકૃતિઓની મૂળ નામ–સંજ્ઞાઓ આઠ અને તેના પેટા વિભાગોની ૧૫૮ નામ–સંજ્ઞાઓ આપેલી છે. પુનઃ એ મૂળ આઠ નામ સંજ્ઞાવાળાં કર્મને (૧) ઘાતી અને (૨) અઘાતી. એ બે નામસંજ્ઞાપૂર્વક બે વિભાગમાં પણ દર્શાવ્યાં છે. આઠ નામસંજ્ઞાવાળા કર્મથી આ બે નામ સંજ્ઞાવાળાં કર્મ કંઈ અન્ય નથી. પરમાર્થથી તો તેનાં તે જ છે, પરંતુ આઠ વિભાગમાં દર્શાવાતાં સર્વ કર્મને અમુક અપેક્ષાએ એ બે વિભાગમાં જ ગણી લઈ તેને ઘાતી અને અઘાતી એ બે નામસંજ્ઞાઓ આપેલી છે. એ રીતે અન્યાન્ય અપેક્ષાપૂર્વક હવે પછી બીજી નામ-

સંજ્ઞાયુક્ત કહેવાતાં કર્મને મૂળ પ્રકૃતિ આઠ અને ઉત્તર પ્રકૃતિ ૧૫૮ પૈકીનાં જ સમજવાં, પરંતુ અન્ય સમજવાં નહિ. હવે તે ઘાતી અને અઘાતીની વ્યાખ્યા વિચારીએ તો આત્માના જ્ઞાનાદિ ગુણોનો ઘાત કરનારાં જે કર્મ તે ઘાતીકર્મ કહેવાય છે. જ્ઞાનાવરણીય–દર્શનાવરણીય–મોહનીય અને અંતરાય એ ચારે ઘાતીકર્મ છે. અનંતજ્ઞાન અનંત-દર્શન, અનંતચારિત્ર અને અનંતવીર્ય એ ચારે ગુણોનો ઘાત કરનારાં ઉપરોક્ત કર્મો અનુક્રમે સમજવાં.

જ્ઞાન–દર્શનાદિ આત્માના મુખ્ય ગુણોમાંના કોઈ પણ ગુણનો ઘાત ન કરે તે અઘાતી કર્મ છે.

અઘાતી કર્મની પ્રકૃતિઓ જ્ઞાનાદિ મુખ્ય ગુણોનો ઘાત નહિ કરતી હોવા છતાંપણ ચોરની સાથે મળેલ શાહુકાર જેમ ચોર કહેવાય છે, તેમ ઘાતીકર્મની સત્તા પણ વિદ્યમાન હોતે છતે અઘાતી પ્રકૃતિઓ જ્ઞાનાદિ ગુણોનો ઘાત કરતી દેખાય છે. ઘાતી કર્મની સત્તા નષ્ટ થયે છતે અઘાતી કર્મોનો ઉદય તેની પરંપરા નીપજાવી શકતો નથી, અને અલ્પ સમયમાં જ વિલીન થઈ જાય છે. કેમ કે અઘાતી કર્મની પરંપરા ઉત્પન્ન કરવામાં નિમિત્તભૂત તો ઘાતી કર્મ જ છે. એટલે ઘાતી કર્મ રહિત અઘાતી કર્મો તે પરાજય પામેલ રાજવિહોણા નાસતા ભાગતા સૈન્ય જેવાં છે. ઘાતીકર્મનો ક્ષય થયા બાદ અઘાતી કર્મો પણ અલ્પ ટાઈમમાં જ ક્ષય થવાએ પરિણામે આત્માને અવ્યા-બાધ–અક્ષયસ્થીતિ–અરૂપીપણું અને અગુરુલઘુ એ ચાર

સંયોગો ઉપસ્થિત થાય છે. આત્માનું શાશ્વત સ્થાન તો આ ચાર સંયોગવાળું છે, પરંતુ ઘાતી કર્મના સંયોગવાળાં ચાર અઘાતી કર્મો વડે આત્મા તેથી વિપરીત સંયોગોમાં ભટકી શાંતિ પ્રાપ્ત કરી શકતો નથી. શાશ્વત શાંતિની પ્રાપ્તિ તો ઉપરોક્ત ગુણવાળા શાશ્વત સ્થાનમાં જ છે.

સામાન્યતઃ અક્ષયસ્થીતિ આદિ ચાર સંયોગોનો રોધ ચાર અઘાતી કર્મો વડે જ થાય છે, પરંતુ અઘાતી કર્મોનું બળ ઘાતીકર્મના આધારે જ છે. વળી અઘાતી કર્મ ઉત્પન્ન કરનાર ઘાતી કર્મ જ છે. એટલે ઘાતી કર્મોનો ક્ષય થયે છતે અઘાતી કર્મોનો ક્ષય તો સ્વભાવિક થવાનો જ છે. માટે આત્માના સ્વરૂપમાં બાધા નાખી આત્મ-સ્વરૂપને પ્રગટ નહિ થવા દેવાવાળાં તો મુખ્યત્વે જ્ઞાનાવરણીય-દર્શનાવરણીય-મોહનીય અને અંતરાય એ ચારે કર્મ જ ઘાતી કર્મ તરીકે ઓળખાય છે. અને આત્માના સ્વભાવિક સ્વરૂપનો પ્રતિરોધ નહિ કરનાર તથા જેના ઉદયથી બાહ્ય સામગ્રીની પ્રાપ્તિ થાય છે તે બાહ્ય સામગ્રી સાથે સંબંધ-વાળાં વેદનીય-આયુ-નામ અને ગોત્ર એ ચારે કર્મો અઘાતી કર્મો કહેવાય છે. જ્ઞાનાવરણીય-દર્શનાવરણીય-મોહનીય અને અંતરાય એ ચારે કર્મોનો આત્મામાંથી સર્વથા ક્ષય થવા વડે આત્મામાં અનંતજ્ઞાનાદિ ગુણો ક્ષાયિક ભાવે પ્રગટ થાય છે. જ્યાંસુધી તે ગુણો ક્ષાયિક ભાવે પ્રગટ થતા નથી, ત્યાં સુધી આત્મામાં અલ્પાંશે યા અધિકપણે વિકારો પ્રવર્તી રહે છે.

જેટલા અંશે વિકાર તેટલા અંશે ગુણોની સ્ખલના હોય છે. જેટલે અંશે ગુણોમાં સ્ખલના તેટલે અંશે વિકાસમાં પણ સ્ખલના હોય છે. સ્ખલનાનો સર્વથા અભાવ તે જ ગુણોની સંપૂર્ણ પ્રગટતા છે. સંપૂર્ણ પ્રગટતાથી જ ગુણો અનંતપણે પરિણમે છે.

જ્ઞાનાદિગુણો આત્મામાં અનંતપણે ન પ્રગટે ત્યાં સુધીમાં પણ ગુણોનો સર્વથા ઘાત તો થતો જ નથી, ગુણોના પેટા પ્રકારો પૈકી કોઈ કોઈ પ્રકારાંશ તો અવશ્ય સદાને માટે પ્રત્યેક જીવમાં પ્રગટ જ હોય છે, એટલે સર્વાંશપણે તો કદાપિ કોઈ પણ ગુણ અવરાઈ જતા જ નથી. સર્વાંશે ઘાત થઈ જતો હોય અને એ અલ્પાંશેપણ આત્મામાં ગુણની પ્રગટતા રહેવા ન પામે તો ચેતન જડ બની જાય છે. એટલે સર્વથા ગુણોનું આવરણ બને તેવું કદાપિ બની શકતું નથી.

આત્મામાં અલ્પાંશે પણ ગુણો કેવી રીતે પ્રગટપણે રહેવા પામે છે, તે હવે વિચારીએ. કર્મક્ષય થયેથી જેમ ગુણો સંપૂર્ણપણે પ્રગટે છે, તેમ કર્મના ક્ષયોપશમે તે ગુણો સંપૂર્ણપણે નહિ તો પણ ન્યૂનાધિકપણે તો પ્રગટે જ છે. ક્ષયનો અર્થ તો કર્મનો સંપૂર્ણ નાશ, અને ક્ષયોપશમ એટલે ઉદયપ્રાપ્ત કર્મનો ક્ષય કરવો અને ઉદય અપ્રાપ્ત કર્મપુદ્ગલોને ઉપશમાવવાં, અહિં ઉપશમના બે અર્થ થાય છે.

(૧) ઉપશમ એટલે ઉદયપ્રાપ્ત કર્મપુદ્ગલોનો ક્ષય થવો અને સત્તાગત દલિકો અધ્યવસાયને અનુસરી હીનશક્તિવાળાં થવાં.

(૨) ઉદયપ્રાપ્ત કર્મપુદ્‌ગલોનો ક્ષય થવો અને સત્તાગત દલિકો અધ્યવસાયાનુસાર હીનશક્તિવાળાં બની સ્વરૂપે ફળ ન આપે એવી સ્થિતિમાં મુકાવાં.

જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય એ ત્રણેના ક્ષયોપશમમાં ઉદયપ્રાપ્ત દલિકો પ્રાપ્ત થાય છે, અને સત્તાગત દલિકો હીનશક્તિવાળાં બની જઈ તે આત્મામાં સ્વસ્વરૂપે અનુભવાવા છતાંપણ ગુણના વિઘાતક થતાં નથી, કારણ કે તેમાં શક્તિ ઓછી થઈ ગયેલી હોય છે. તેથી તે પુદ્‌ગલોમાં જેટલા પ્રમાણમાં શક્તિ હોય છે તેટલા પ્રમાણમાં ગુણને દબાવે છે, અને જેટલા પ્રમાણમાં શક્તિ ઓછી થયેલી હોય છે તેટલા પ્રમાણમાં ગુણ પ્રગટ કરે છે. એટલે જે ગુણને રોકનાર કર્મનો જેટલો ક્ષયોપશમ તેટલા અંશે તે ગુણનું પ્રગટપણું આત્મામાં હોય છે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય મોહનીય અને અંતરાય એ ચારે ઘાતી કર્મની ઉત્તરપ્રકૃતિઓ પૈકી મતિજ્ઞાનાવરણીય, શ્રુતજ્ઞાનાવરણીય, અચક્ષુદર્શનાવરણીય અને અંતરાય કર્મની પાંચે પ્રકૃતિઓનો ઉદય સદાને માટે પ્રત્યેક છદ્મસ્થ આત્મામાં ક્ષયોપશમપણે જ હોય છે. એટલે જેટલે અંશે તેનું ક્ષયોપશમપણું વર્તે છે, તેટલે અંશે મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અચક્ષુદર્શન અને દાનાદિ ગુણોનું આત્મામાં પ્રગટપણું હોય જ છે. છદ્મસ્થ જીવોમાં કોઈપણ ટાઈમે ઉપરોક્ત કર્મ પ્રકૃતિઓનો ક્ષયોપશમ ન હોય તેવું બને જ નહિ, જેથી ઉપરોક્ત ગુણોનો આત્મામાંથી સર્વથા અભાવ થાય એવું પણ

અને જ નહિ. આ હિસાબે સૂક્ષ્મનિગોદીયાજીવથી પ્રારંભી સર્વ આત્મામાં અલ્પાંશે યા અધિકાંશે પણ ઉપરોક્ત ગુણોનું અસ્તિત્વ સદાને માટે પ્રગટ જ હોય છે.

આ સિવાય અવધિજ્ઞાનાવરણીય, મનપર્યવજ્ઞાનાવરણીય, ચક્ષુદર્શનાવરણીય અને અવધિદર્શનાવરણીય સદાને માટે આત્મામાં ક્ષયોપશમપણે જ વેદાય એવો નિયમ નથી. પરંતુ ક્ષયોપશમેવેદાય ત્યારે તે તે પ્રકૃતિઓ વડે રોકાતા ગુણોનું તે તે પ્રકૃતિઓના ક્ષયોપશમાનુસાર તેટલે તેટલે અંશે પ્રગટપણું હોય છે. તથા સંજ્વલ કષાયની ચાર પ્રકૃતિઓ અને નવ નોકષાય તો સત્તામાં હોતે છતે પણ પ્રતિસમય તેનો ઉદય વર્ત્તેજ છે એવો નિયમ નથી. તેઓનો ઉદય ન હોય ત્યારે તો તે પ્રકૃતિઓ અલ્પમાત્ર પણ ગુણોનો ઘાત કરનાર થતી નથી. પણ જ્યારે ઉદયપણે વર્ત્તતી હોય ત્યારે તો તે પણ ક્ષયોપશમપણે જ વેદાય છે.

ઘાતીકર્મની પ્રકૃતિઓ પૈકી જે પ્રકૃતિઓ સદાને માટે ક્ષયોપશમપણે જ વેદાય છે, અને જે પ્રકૃતિઓ ક્ષયો-પશમપણે પણ વેદી શકાય તે પ્રકૃતિઓને દેશઘાતી પ્રકૃતિઓ કહેવાય છે. અને જે કર્મપ્રકૃતિઓ કદાપિ પણ ક્ષયોપશમ-પણે વેદાતી નથી, તથા જેના ઉદયથી ગુણનો સર્વથા રોધ થાય છે, વળી જે પ્રકૃતિઓના સર્વથા ક્ષયે જ ગુણનું પ્રગટપણું છે, તે કર્મપ્રકૃતિઓને સર્વઘાતી પ્રકૃતિઓ કહેવાય છે.

મોહનીય કર્મની પ્રકૃતિઓ (સંજ્વલન કષાય તથા

નવ નોકષાય સિવાયની) ક્ષયોપશમપણે વેદી શકાય છે, પરંતુ વિપાકોદયના ટાઈમે એટલે સ્વસ્વરૂપે ઉદય વખતે તો ગુણને અંશે પણ પ્રગટ થવા દેતી નથી- જેથી પ્રદેશોદય-પણે એટલે પરરૂપે થતા ભોગવાટ ટાઈમે તેનો ક્ષયોપશમ હોઈ શકે છે. તેથી તેને દેશઘાતી કહી શકાય નહિ.

ઘાતીકર્મના આ પ્રમાણે બે વિભાગો છે.

૧. સર્વઘાતી અને ૨. દેશઘાતી.

મતિજ્ઞાનાવરણીય–શ્રુતજ્ઞાનાવરણીય—અવધિજ્ઞાનાવરણીય મનઃપર્યવજ્ઞાનાવરણીય, ચક્ષુદર્શનાવરણીય તથા અચક્ષુદર્શનાવરણીય, અવધિદર્શનાવરણીય, સંજ્વલનના ક્રોધ–માન–માયા લોભ, નવનોકષાય, અને પાંચ અંતરાય, એ પચ્ચીસ પ્રકૃતિઓ દેશ ઘાતી છે.

કેવલજ્ઞાનાવરણીય, કેવલદર્શનાવરણીય, પ્રથમના બાર કષાય, મિથ્યાત્વમોહનીય તથા પાંચનિદ્રા એ વીસ પ્રકૃતિઓ સર્વઘાતી છે. સર્વઘાતી પ્રકૃતિઓનો ઉદય ગુણને સર્વથા રોકે છે, અને દેશઘાતી પ્રકૃતિઓ ગુણના એક દેશને રોકે છે.

## હેતુ વિપાકી કર્મપ્રકૃતિઓ :—

જ્ઞાનદર્શનાદિ આત્મિક ગુણોનો ઘાત કરનારી અને ઘાત નહિ કરનારીની અપેક્ષાએ જૈનદર્શન કારોએ કર્મપ્રકૃતિઓનું ઘાતિ અને અઘાતિ રૂપે બે વિભાગમાં વર્ગીકરણ કર્યું તેમ કર્મનો વિપાકોદય અમુક હેતુએ પ્રાપ્ત થતો હોવાને

અંગે તે વિપાકનો હેતુ દર્શાવવાની અપેક્ષાએ કર્મપ્રકૃતિઓનું વર્ગીકરણ ચાર વિભાગમાં કરેલું છે. તે ચાર પ્રકારો નીચે મુજબ છેઃ—

(૧) જીવવિપાકી, (૨) પુદ્ગલવિપાકી (૩) ક્ષેત્રવિપાકી અને (૪) ભવવિપાકી.

આ ચાર પ્રકારના વર્ગીકરણમાં અમુક અમુક પ્રકારની મુખ્યતાજ કારણભૂત છે. જો કે કર્મપ્રકૃતિઓનો વિપાક જીવજ અનુભવે છે. એ હિસાબે સર્વ પ્રકૃતિઓ જીવવિપાકી જ છે, પરંતુ અમુક કર્મ પ્રકૃતિઓ એવી છે કે જે જીવ ઉપર સીધી અસર નહિ કરતાં શરીરને ઉપયોગી એવી કેટલીક જડ સામગ્રીઓ આત્માને પ્રાપ્ત કરાવવા દ્વારા, કેટલીક પ્રકૃતિઓ અમુક સ્થાનને જ પામીને, અને વળી કેટલીક તો પ્રાણીઓની અમુક પ્રકારની જાતિમાંજ, જીવને ફલદાયી થાય છે.આટલીબાબતોને અનુલક્ષીને જ જીવવિપાકી આદિ ચાર પ્રકારો કર્મપ્રકૃતિઓનાં બતાવ્યા છે. એટલે કઈ કર્મપ્રકૃતિઓ કયા સ્થળને, કયા ભવને, અને કેવા પ્રકારની શરીરની સામગ્રીઓ પામીને, તથા કયી પ્રકૃતિઓ સ્થાન-ભવ, અને પુદ્ગલસામગ્રીની અપેક્ષા રાખ્યા વિના જ ઉદયમાં આવે છે? તે આ ચાર પ્રકારના વર્ગીકરણથી અતિ સ્પષ્ટપણે સમજી શકાશે. અમુક હેતુ પ્રાપ્ત કરી વિપાકોદયને પ્રાપ્ત થાય તે હેતુને અનુલક્ષીને તે પ્રકૃતિઓ તે તે વિપાક સંજ્ઞાવાળી કહેવાય છે.

(૧) જીવવિપાકીઃ—કર્મમાત્ર આત્માને વિપાકસ્વરૂપે

અસર કરે છે. પરંતુ કેટલાંક કર્મ એવાં છે કે જે ક્ષેત્રની–ભવની કે બાહ્ય જડ સામગ્રીઓની અપેક્ષા રાખ્યા વિના સીધી રીતે આત્માને વિપાક દેખાડવાનું કામ કરે છે, તે કર્મપ્રકૃતિઓને જીવવિપાકી કહેવાય છે. તે નીચે મુજબ છે.

જ્ઞાનાવરણીય ૫, દર્શનાવરણીય ૯, વેદનીય ૨, મોહનીયની ૨૮, ગોત્રની ૨, અંતરાયની ૫, તથા નામકર્મમાં-ગતિ ૪, જાતિ ૫, વિહાયોગતિ ૨, શ્વાસોચ્છાસ નામકર્મ-૧, તીર્થંકર નામકર્મ-૧, ત્રસ-૧, બાદર ૧, પર્યાપ્ત ૧, સૌભાગ્ય ૧, સુસ્વર ૧, આદેય ૧, યશ ૧, એ સાત તથા સ્થાવર ૧, સૂક્ષ્મ ૧, અપર્યાપ્ત ૧, દૌર્ભાગ્ય ૧, દુઃસ્વર ૧, અનાદેય ૧ અને અપયશ ૧, એમ કુલ ૭૮ પ્રકૃતિ જીવવિપાકી છે.

૨ પુદ્ગલવિપાકી—પુદ્ગલવિપાકી કર્મ પ્રકૃતિઓના વિપાકનો સંબંધ પુદ્ગલ વર્ગણાઓના બનેલા શરીર સાથે મુખ્ય છે. પુદ્ગલવિપાકી કર્મ પ્રકૃતિઓ સંસારી જીવોને શરીર, શ્વાસોચ્છાસ, ભાષા અને મન એ ચારેને યોગ્ય પુદ્ગલો અપાવી વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, શબ્દ, બંધ, સૂક્ષ્મતા, સ્થૂલતા. સંસ્થાન, અંગોપાંગ, પરાઘાત, ઉપઘાત, અગુરુલઘુ ઉદ્યોત, સંઘાત, વગેરે રૂપે પરિણામ પમાડે છે. આ પુદ્ગલવિપાકી પ્રકૃતિઓ તે નામકર્મની પ્રકૃતિઓ છે.

સંસારી જીવોનું શરીર કેવી રીતે અને શાનું તૈયાર થાય છે? શરીરના અવયવોની યોગ્ય સ્થળે રચના, શરીરનો

બાંધો, અને શરીરનો આકાર જુદી જુદી જાતિના જીવોને આશ્રયી જુદાજુદા પ્રકારે કેવી રીતે ગોઠવાય છે ? તે બધાયનો સાચો ખ્યાલ આ પુદ્ગલવિપાકી કર્મપ્રકૃતિઓને સમજવાથી જ થાય છે. પુદ્ગલવિપાકી કર્મપ્રકૃતિનું સ્વરૂપ નહિ સમજનારાઓ, પ્રાણીઓની શરીરરચનાની સમજણમાં ગોથાં ખાય છે. એટલે પુદ્ગલવિપાકી કર્મપ્રકૃતિઓનું સ્વરૂપ સમજવું અતિ આવશ્યક છે.

પુદ્ગલનું ગ્રહણ અને પરિણમન કરાવવા દ્વારા જીવને વિપાકનો અનુભવ કરાવનારી હોવાને અંગે જ આ કર્મપ્રકૃતિઓ શાસ્ત્રમાં "પુદ્ગલ વિપાકી" પ્રકૃતિઓ તરીકે ઓળખાય છે, તે ૭૨ પ્રકૃતિઓ નીચે મુજબ છે.

શરીર નામકર્મ–૫.
અંગોપાંગ નામકર્મ–૩.
બંધન નામકર્મ–૧૫.
સંઘાતન નામકર્મ–૫.
સંહનન નામકર્મ–૬.
સંસ્થાન નામકર્મ–૬.
વર્ણ નામકર્મ–૫.
ગંધ નામકર્મ–૨.
રસ નામકર્મ–૫.
સ્પર્શ નામકર્મ–૮.
અગુરુલઘુ નામકર્મ–૧.
નિર્માણ નામકર્મ–૧.

પરાઘાત નામકર્મ-૧.
ઉપઘાત નામકર્મ-૧.
આતપ નામકર્મ-૧.
ઉદ્યોત નામકર્મ-૧.
પ્રત્યેક નામકર્મ-૧.
સાધારણ નામકર્મ-૧.
શુભ નામકર્મ-૧.
અશુભ નામકર્મ-૧,
સ્થિર નામકર્મ-૧.
અસ્થિર નામકર્મ-૧.

કુલ-૭૨-પ્રકૃતિઓ છે.

**ભવવિપાકી**—જે કર્મપ્રકૃતિઓ અમુક ભવમાં જ ઉદયમાં આવે છે, કારણ કે બીજી કર્મપ્રકૃતિઓ તો ભવે ભવાંતરે ગમે ત્યારે ઉદય આવી શકે છે, પરંતુ ચાર આયુષ્ય કર્મો તો માત્ર અમુક ભવમાં જ ઉદયે આવે છે, માટે તે ચારેને ભવવિપાકી કહેવાય છે. વર્તમાન ભવનાં બે આદિ ભાગ ગયા પછી ત્રીજા આદિ ભાગે આયુ બંધાવા છતાં પણ જ્યાં સુધી તે વર્ત્તમાન ભવની પૂર્ણતા થવા વડે ઉત્તર સ્વયોગ્ય ભવ પ્રાપ્ત થયો હોતો નથી, ત્યાં સુધી તે ઉદયમાં આવતું નથી. અને સ્વયોગ્ય ભવપ્રાપ્તિમાં જ ઉદય તેનો થાય છે, માટે તે ભવવિપાકી છે.

**ક્ષેત્રવિપાકી**—તે અમુક ક્ષેત્રમાં જ ઉદયમાં આવતી હોવાથી ક્ષેત્રવિપાકી કહેવાય છે. અહિં ક્ષેત્ર તે એક ભવમાંથી બીજા ભવમાં જતાં આકાશ પ્રદેશની શ્રેણિરૂપ જ

લેવાનું છે. દેવાનુપૂર્વી–મનુષ્યાનુપૂર્વી–તિર્યંચાનુપૂર્વી અને નરકાનુપૂર્વી એ ચારે આનુપૂર્વીકર્મો ક્ષેત્રવિપાકી છે. કારણ કે તે કર્મો, બે ગતિની વચ્ચે બરાબર આકાશપ્રદેશોની શ્રેણીરૂપ ક્ષેત્ર પર પસાર થતાં જીવને ઉદયમાં આવે છે.

**પુણ્ય અને પાપ કર્મપ્રકૃતિઓ :—**

આત્માની સાથે સંબંધિત થયેલી આઠે કર્મની ઉત્તર-પ્રકૃતિઓમાં જે કર્મપ્રકૃતિઓના ફલસ્વરૂપે જીવને અનુકુળસામગ્રીની પ્રાપ્તિ થાય, તે કર્મપ્રકૃતિઓને **પુણ્યપ્રકૃતિ** અને પ્રતિકુળ સામગ્રી પ્રાપ્ત કરાવનાર કર્મપ્રકૃતિઓને **પાપપ્રકૃતિ** કહેવાય છે. આ પ્રમાણે તમામ કર્મપ્રકૃતિઓનું **પુણ્ય** અને **પાપ** એમ બે વિભાગમાં વિભાજન થઈ શકે છે. આ બે ભેદ સ્વરૂપે તે તમામ કર્મ પ્રકૃતિઓને બાલજીવો સરલતાથી સમજે છે. કારણ કે પ્રત્યેક ભવમાં જીવ જે જે સંયોગ પ્રાપ્ત કરે છે તે પૂર્વકૃત પુન્ય અગર પાપનું જ ફળ છે. અને વર્ત્તમાન કાળે કરાતાં પુન્ય–પાપકર્મ તે ભવિષ્યમાંપ્રાપ્ત થનારા શુભાશુભ સંયોગનું કારણ છે. પોતાનું ભલું યા બુરું ભવિષ્ય તે જીવ પોતે જ ભલા–બુરાકાર્યથી સ્વયંજ બનાવે છે. માટે જ કવિવર્ય શ્રી વીરવિજયજી મહારાજે પૂજાની ઢાળમાં ગાયું છે કે:—

**'બંધ સમય ચિત્ત ચેતીયે રે,**
**ઉદયે શ્યોઉદયે સંતાપ સલુણે.'**

સુદેવ–સુગુરુ–સુધર્મ પ્રત્યે આદર, સેવા અને ભક્તિ આદિ શુભકાર્યો તે 'પુણ્ય કહેવાય, અને તેવાં શુભ કાર્યો કર-

વાથી બંધાતાં જે શુભ કર્મ તે '**પુણ્યકર્મ**' કહેવાય, અને તે પુણ્યકર્મનું ફળ **પુણ્યોદય** કહેવાય છે.

હિંસા–અસત્ય–ચોરી–અબ્રહ્મ–પરિગ્રહ–ક્રોધ–માન–માયા–લોભ–રાગ–દ્વેષ–કલેશ–ચુગલી–જુઠું આળ–હર્ષનેશોક–નિંદા–છલકપટ અને મિથ્યાત્વ એ અશુભકાર્યોને પાપ કહેવાય છે. તેવાં અશુભ કાર્યો કરવાથી બંધાતાં જે અશુભ કર્મ તે **પાપકર્મ** કહેવાય છે. અને તેવા અશુભ કર્મોનું ફળ તેને **પાપોદય** કહેવાય છે. એક ભવમાં કરેલ પુણ્ય અથવા પાપનું ફળ તે જીવને તે ભવમાં જ મળે એવો નિયમ નથી. તે ભવમાં પણ મળે અને અનેક ભવો બાદ પણ મળે. આ હકિકત આગળ પ્રકરણ આઠમામાં કહેલ સ્થિતિબંધના સ્વરૂપથી સમજાશે.

વર્ત્તમાનકાળે પાપ કરનારા કેટલાક જીવોને સુખી થતા દેખી અને પુણ્ય કરનારા કેટલાક જીવોને દુ;ખી થતા દેખી, અનેક અજ્ઞાનીમનુષ્યો ધર્મ યા પુણ્યની ઘૃણા કરે છે. પરંતુ તેઓ સમજતા નથી કે વર્ત્તમાન સુખ તે પૂર્વકૃતપુણ્યનું ફળ છે, અને વર્ત્તમાન દુઃખ તે પૂર્વકૃત-પાપનું ફળ છે. વર્ત્તમાન સમયે કરાતાં પુણ્યકર્મોથી ભવાન્તરમાં સુખ અને વર્ત્તમાન સમયે કરાતાં પાપકર્મોથી ભવાન્તરમાં દુઃખ મળે છે.

પુણ્યનું ફળ તે શ્રેષ્ટ છે. પરંતુ તેમાં પ્રમાદ થઈ જાય તો પુન્ય પણ દુર્ગતિમાં લઈજવાવાળું થાય છે. અને પુન્યફળથી પ્રાપ્ત સામગ્રીદ્વારા આત્મસ્વરૂપપ્રાપ્તિની

આરાધના થાય તો તે પુન્યફળ, પુણ્યાત્માને ઉચ્ચ શ્રેણિમાં લઈ જવાવાળું બને છે. મનુષ્યભવ, શરીરની આરોગ્યતા, રાજ્યઋદ્ધિ, સ્વજન કુટુંબ પરિપાર, સત્તાનું સ્થાન, શારીરિક બળ, બુદ્ધિ, પંચેન્દ્રિયોની અનુકૂલતા આદિની પ્રાપ્તિ તો પુણ્યોદયથીજ થાય છે. આ પ્રાપ્ત અનુકુળતાઓ પચાવી શકાય તો અમૃત છે, નહિંતર ઝેર છે. એટલે પુણ્યના અજીર્ણથી એ સર્વ સમૃદ્ધિઓ વડે ઉન્મત્ત થઈ જનાર મનુષ્ય તો પુણ્યને ભોગવવા ટાઈમે ઘોર પાપ કર્મોનો ઉપાર્જક બની દુર્ગતિમાં જાય છે.

જ્ઞાનિપુરૂષોએ કહ્યું છે કે પુણ્ય એ અતિ ઉત્તમ વસ્તુ છે, પણ તેની મિઠાસ અતિ ભયંકર છે. પુન્ય પચાવવાનું કામ કાચો પારો પચાવવા જેવું છે અર્થાત્ જેઓ પુણ્યને પચાવી શકે છે તેઓ પુણ્યના ફળ સ્વરૂપે પ્રાપ્ત સામગ્રીઓથી નવું પુણ્ય પ્રાપ્ત કરી આત્માનો ઉત્કર્ષ સાધે છે. અને જેઓ પુણ્યને પચાવી શકતા નથી તેઓ પુણ્યના ફળસ્વરૂપે પ્રાપ્ત સામગ્રીઓથી નવું પાપ બાંધી આત્માને અધોગામી બનાવે છે. માટે પુન્યદ્વારા પ્રાપ્તસામગ્રીથી નવું પુણ્ય ઉપાર્જન કરાવનાર પુણ્યને જૈનદર્શનમાં "પુણ્યાનુબંધિ પુણ્ય" કહ્યું છે. જે પુણ્ય, કર્મોની સર્વથા નિર્જરા (કર્મથી આત્માનો સર્વથા છુટકારો) કરાવ્યા બાદ આત્માથી અલગ થાય છે, તેવા પુણ્યને "પુણ્યાનુબંધિ પુણ્ય" કહેવાય છે. તેનું કારણ એ છે, કે તેવા પુણ્યના ઉદયકાળમાં પણ જીવને આત્મજ્ઞાનની જાગૃતિ હોવાથી તે પુણ્ય;

મોક્ષ માર્ગની આરાધનામાં સહાયક બની મોક્ષપદની પ્રાપ્તિમાં સાધન બને છે. તેનાથી વિપરીત પ્રકારના પુણ્યને "પાપાનુબંધિ પુણ્ય" કહેવાય છે. અર્થાત્ પુણ્યોપાર્જિત સામગ્રીથી પાપોપાર્જક પુણ્યને ""પાપાનુંબંધિ પુણ્ય" કહેવાય છે. પાપાનુબંધિ પુણ્યવાળા મનુષ્યના વિચાર પ્રબલ રાગ દ્વેષ અને મોહથી ભરેલા હોય છે. જેથી અનેક કષ્ટોથી પ્રાપ્ત મનુષ્યભવની સાર્થકતા તે કરી શકતા નથી।

તાત્પર્ય એ છે કે—ઉદયકાળમાં આત્માને સંસારી સુખોમાં આસક્ત બનાવી, પાપકર્મમાં પ્રવૃત્ત કરાવવા વાળું પુણ્ય, ત્યાજ્ય છે. અને સંસારી સુખોમાં વિરક્ત દશા પ્રાપ્ત કરાવી મોક્ષમાર્ગની આરાધનામાં સહાયક બનનારૂં પુણ્ય ઉપાદેય (આચરવાલાયક) છે.

પાપાનુબંધિ પુય અને પુણ્યાનુબંધિ પુણ્ય એ બન્ને પ્રકાર તે પુણ્યનાજ હોવા છતાં બન્નેના સંસ્કાર ભિન્ન ભિન્ન હોવાનું કારણ, પુણ્ય બંધના સમયે ધર્મ કાર્યોમાં વર્ત્તતા આત્માના અધ્યવસાયજ છે.

દાનાદિ ધર્મકાર્યમાં મોટાઈની મહત્વાકાંક્ષા હોય, અથવા અન્ય કોઈ પ્રકારની ભૌતિક સ્વાર્થની આકાંક્ષા વર્તતી હોય, તો તેવા ધર્મકાર્યોથી યા સદ્પ્રવૃત્તિથી થતો પુણ્યબંધ, આશંસાદોષવાળો હોવાથી તેમાં પાપાનુબંધિ પુણ્યના સંસ્કારો રોપાય છે. આવા પાપાનુબંધિ પુન્યનાઉદય સમયે જીવ, અધ્યાત્મજ્ઞાન પ્રત્યે ઉપેક્ષાસેવી ભૌતિક સુખ-

સામગ્રીનીપ્રાપ્તિમાં જ વિદ્વતા માને છે. પરલોક–પુણ્ય–પાપ–આત્મા–મોક્ષ આદિના લક્ષમાં મૂર્ખતા સમજી ફક્ત આ ભવના જીવનમાં ભોગ વિલાસ ભોગવવામાં જ સુખ માને છે. સ્વસ્વાર્થમાં જ મૂઢ બની સ્વશક્તિદ્વારા જગતમાં સંહાર-લીલાનાં નાટક ઉભાં કરે છે. અનેકવિધ વૈજ્ઞાનિક અખતરાઓ કરી જગતમાં ભયભીત વાતાવરણ ફેલાવે છે. નિર્બલ-જીવોને કચરી નાખવામાંજ હોશિયારી માને છે. જેમ પૂર્વકૃત પાપ તે વર્ત્તમાનમાં દુઃખ દેવાવાળું છે, તેમ "પાપાનુબંધિ પુન્ય" તે ભવિષ્યમાં દુઃખદાઈ છે. પાપાનુબંધિ પુણ્ય અને પૂર્વકૃત પાપમાં આ સિવાય કંઈ ભેદ નથી. પૂજ્ય ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી મહારાજે કહ્યું છે કે—

इत्थमेकत्व मापन्नं, फलतः पुण्य पापयोः ।
मन्यते यो न मूढात्मा, नान्तस्तस्य भवोदधेः ॥

આ પ્રમાણે ફળથી એકપણાને પામેલા પુણ્ય અને પાપને જે એકરૂપ ગણતો નથી તે મૂઢાત્મા ભવસમુદ્રના પારને પામી શકતો નથી.

આશંસાદોષ અર્થાત્ કોઈપણ પ્રકારની ભૌતિક આકાંક્ષારહિત થતો દાનાદિ ધર્મ તે "પુણ્યાનુબંધિ પુન્ય" નો બંધ કરાવનાર થાય છે. સાત્વિકદાન તથા ઇન્દ્રિયોનું દમન, પ્રભુ પુજાદિ ઉત્તમ અનુષ્ઠાનોનું આચરણ અને શાસ્ત્રોના પઠન પાઠન પૂર્વક પ્રભુના નામ અને ગુણોનું કીર્તન, મરણાંત કષ્ટમાં પણ સ્વધર્મનું પાલન, અન્તઃકરણની સરલતા, મન–વચન અને કાયાથી કોઈ પણ પ્રકારે કોઈ

પણ જીવને કષ્ટ નહીં દેવાની વૃત્તિ, યથાર્થ અને પ્રિય ભાષણ, પોતાનું બુરૂં કરનાર પ્રત્યે પણ ક્રોધનો અભાવ; અભિમાનનો ત્યાગ, ચિત્તની ચંચળતાનો અભાવ, કોઈની પણ નિંદા કરવાનો ત્યાગ, ઇન્દ્રિયોનો વિષયો સાથે સંયોગ થવા છતાંપણ અનાશક્ત ભાવ, લોકવિરૂદ્ધ અને શાસ્ત્ર-વિરૂદ્ધ આચરણમાં લજ્જા, મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય અને મધ્ય-સ્થતા, આ સર્વ સદ્ગુણોની પ્રાપ્તિ " પુણ્યાનુબંધિ પુણ્ય " ના ઉદયથી જ થાય છે. માટે અહીં સમજવું જરૂરી એ છે કે દાનાદિ શુભ અનુષ્ઠાનો પુણ્યબંધમાં કારણભૂત છે. પણ તે અનુષ્ઠાનોમાં પ્રવૃત્ત થવા ટાઈમે જીવનું લક્ષ સારૂં હોય તો તે અનુષ્ઠાનોથી " પુણ્યાનુબંધિ પુણ્ય " બંધાય છે. અને લક્ષ સારૂં ન હોય તો " પાપાનુબંધિ પુન્ય " બંધાય છે.

પુણ્યની માફક પાપ પણ બે પ્રકારનું છે. (૧) જે પાપ ભોગવતાં નવું પુણ્ય બંધાય તે " પુણ્યાનુબંધિ પાપ " અને (૨). જે પાપ ભોગવતાં નવું પાપ બંધાય તે " પાપાનું બંધિપાપ " કહેવાય છે.

આર્ત્તધ્યાન કે રૌદ્રધ્યાન કર્યા વિના સમભાવે ભોગ-વાતા પૂર્વકૃતપાપના ઉદયને " પુણ્યાનુબંધિ પાપ " કહેવાય છે. વળી જે પાપોદયથી પ્રાપ્ત અનેક પ્રતિકુળ સંયોગોમાં પણ લેશમાત્ર અધર્મ સેવવાની ઈચ્છા ન થાય, અને દીન-પણું ન દાખવે, જગત માત્રના પ્રાણિઓ પ્રત્યે મૈત્રીભાવ પ્રવર્ત્તે, પોતાની પ્રતિકુળતામાં પણ અન્યની અનુકુળતા

ઇચ્છે, અન્યને અનુકુળતા થવામાં યથાશક્તિ પ્રવૃત્તિ કરે, આત્માની સ્વભાવદશા પ્રત્યે લક્ષ રહે તો તેવા ઉદયમાં આવેલ પાપને "પુણ્યાનુબંધિ પાપ કહેવાય છે.

પૂર્વકૃત પાપના ઉદયમાં જીવને આર્ત્તધ્યાન-રૌદ્ર-ધ્યાન થાય, નવું પાપ કરવાની વૃત્તિ રહે, ભૂખે મરતો અનેક જીવોનો સંહાર કરે, ચોરી લુંટફાટ કરે, કપટ કરી લોકોને છેતરે, ઇત્યાદિ દુઃષ્ટપ્રવૃત્તિ દ્વારા નવું પાપ બંધાવનાર પૂર્વકૃત પાપના ઉદયને "પાપાનુબંધિ પાપ" કહેવાય છે.

બન્ને પ્રકારના પુણ્યની માફક આ બન્ને પ્રકારના પાપના સંસ્કારોની ભિન્નતાનું કારણ પણ પાપ બંધ ટાઈમે થતી દુઃષ્પ્રવૃત્તિમાં વર્તતા જીવના અધ્યવસાયોજ છે. પાપ ભીરૂ હોવા છતાં પણ અનિવાર્ય સંયોગોમાં દુઃખાતા દીલે, ન છૂટકે, પાપની ઘૃણા પૂર્વક પાપ થઈ ગયું હોય, થઈ ગયા પછી પણ થયેલ પાપ હૃદયમાં ડંખતું હોય, તો તે પાપોદય સમયે પ્રતિકુળ સંયોગોમાં પણ જીવની ભાવના સારી રહે છે.

અત્યંત આશક્તિપૂર્વક અને કર્યા બાદ પણ તે પાપની થતી પુનઃ પુનઃ અનુમોદનાવાળો પાપનો બંધ "પાપાનુ-બંધિ પાપ" રૂપે બની તે પાપોદયસમયે પ્રાપ્ત પ્રતિ-કુળતામાં જીવને દુઃર્ધ્યાની બનાવી પાપની પરંપરા વધારે છે. કર્મની ઉત્તર પ્રકૃતિઓ બંધમાં ૧૨૦ બંધાય છે. તેમાં ૪૨ પુણ્યપ્રકૃતિ અને ૮૨ પાપ પ્રકૃતિઓ નીચે મુજબ

છે. આમાં વર્ણ ચતુષ્ક, પુણ્ય અને પાપ બન્નેમાં ગણવાથી ૧ વર્ણચતુષ્ક બાદ કરતાં શેષ ૧૨૦ કર્મ પ્રકૃતિઓ પુણ્ય અને પાપમાં સંગૃહિત થઈ જાય છે, વર્ણાદિચતુષ્ક તે પુણ્યને વિષે શુભ અને પાપને વિષે અશુભ સમજવા.

(૧) દેવગતિ (૨) દેવાનુપૂર્વી (૩) દેવાયુષ્ (૪) મનુષ્યગતિ, (૫) મનુષ્યાનુપૂર્વી (૭) મનુષ્યાયુષ્ (૭) ઉચ્ચગોત્ર, (૮) સાતાવેદનીય, (૯ થી ૧૮) ત્રસ વીગેરે દશ. (૧૯ થી ૨૩) પાંચ શરીર, (૨૪ થી ૨૬) ત્રણ ઉપાંગ. (૨૭) વજ્રઋષભ નારાચસંઘયણ (૨૮) સમચતુરસ્ર સંસ્થાન, (૨૯) પરાઘાત નામ કર્મ. (૩૦) ઉચ્છ્વાસ નામ કર્મ. (૩૧) આતપ નામકર્મ. (૩૨) ઉદ્યોત નામકર્મ. (૩૩) અગુરૂલઘુ નામકર્મ. (૩૪) તીર્થંકર નામકર્મ. (૩૫) નિર્માણ નામકર્મ (૩૬) તિર્યંચાયુ. (૩૭ થી ૪૦) શુભવર્ણ, શુભગંધ, શુભરસ, અને શુભસ્પર્શ નામકર્મ. (૪૧) પંચેંદ્રિય જાતિ. (૪૨) શુભ વિહાયોગતિ. આ પ્રમાણે ૪૨ પુણ્યપ્રકૃતિઓ છે.

(૧ થી ૫) છેલ્લાં પાંચ સંઘયણ. (૬ થી ૧૦) છેલ્લાં પાંચ સંસ્થાન. (૧૧) અશુભ વિહાયોગતિ. (૧૨) તિર્યંચગતિ. (૧૩) તિર્યંચાનુપૂર્વી. (૧૪) અશાતાવેદનીય. (૧૫) નીચગોત્ર. (૧૬) ઉપઘાતનામકર્મ. (૧૭) એકેંદ્રિય જાતિ. (૧૮) બેઇંદ્રિયજાતિ. (૧૯) તેઇંદ્રિયજાતિ. (૨૦) ચઉરિંદ્રિય જાતિ. (૨૧) નરકગતિનામકર્મ. (૨૨) નરકાનુપૂર્વીનામકર્મ. (૨૩) નરકાયુષ્નામકર્મ. (૨૪ થી ૩૩) સ્થાવર વીગેરે દશ. (૩૪ થી ૩૭) અશુભ વર્ણ, ગંધ, રસ, સ્પર્શનામકર્મ. (૩૮ થી ૪૨) પાંચજ્ઞાનાવરણીય કર્મ. (૪૩ થી ૫૧) નવદર્શનાવરણીયકર્મ. (૫૨ થી ૭૭) છવીસ મોહનીયકર્મ. (૭૮ થી ૮૨) પાંચ અંતરાય કર્મ. એમ ૮૨ કર્મપ્રકૃતિઓ પાપની છે.

# પ્રકરણ ૮ મું

## સ્થિતિબંધ-રસબંધ અને પ્રદેશબંધ.

### સ્થિતિબંધઃ—

મિથ્યાત્વાદિ હેતુઓથી જીવની ત્રણ યોગરૂપ ક્રિયા વડે આત્માને વળગેલી કાર્મણ વર્ગણા તે કર્મ તરીકે ઓળખાય છે. આ કાર્મણ વર્ગણા આત્માની સાથે ચોંટયા બાદ અમુક ટાઇમ પછી તેનામાં જીવ ઉપર જુદી જુદી અસર ઉત્પન્ન કરવારૂપ શક્તિ પ્રગટ થાય છે. અમુક પ્રકારની અસર જીવ ઉપર ઉપજાવવાના સ્વભાવનું પરિણમન તો તે કર્મવર્ગણામાં આત્માની સાથે બંધાતી વખતના સમયે જ થઈ ગયેલ હોવા છતાં તે અનુસાર તે અસર કરવાપણું તો અમુક ટાઇમ પછી જ તેનામાં પ્રગટ થાય છે. જીવ ઉપર જુદી જુદી અસર ઉત્પન્ન કરવા ઠરેલી શક્તિઓને અનુસરીને જ તે કર્મોનાં નામો પાડવામાં આવેલાં છે. કર્મશાસ્ત્રના બંધારણની રચનામાં આઠે કર્મના ૧૫૮ ભેદો તે પ્રકૃતિ (જીવ ઉપર અમુક પ્રકારની અસર કરવા રૂપ સ્વભાવ) ને આશ્રયીને જ પાડવામાં આવ્યા છે.

દરેક સંસારી આત્માઓ અનાદિકાલથી જ્ઞાનાવરણીયાદિ આઠે પ્રકારના કર્મથી બંધાયેલા છે. આ કર્મબંધનું

અનાદિપણું તે પ્રવાહની અપેક્ષાએ છે, પણ વ્યક્તિની અપેક્ષાએ સાદિ શાંત છે. કારણ કે વ્યક્તિની અપેક્ષાએ તો કર્મબંધન વધારેમાં વધારે સિત્તેર કોડાકોડી સાગરોપમ કાળ પ્રમાણુ હોઈ શકે. આત્મા સાથે વળગી રહેવાની તેનાથી અધિક સ્થિતિ કોઈ પણ કર્મની છે જ નહિં. એટલે કોઈ કર્મવિશેષનો સંયોગ કોઈ પણ જીવને અનાદિથી તો હોતો જ નથી.

જેમ એક દિવસ કે એક રાત્રિની શરૂઆત પણ છે, અને સમાપ્તિ પણ છે, છતાં પણ સમગ્ર રાત્રિ દિવસની અપેક્ષાએ દિવસ કે રાત્રિની શરૂઆત કહી શકીએ નહિં. એવી રીતે ભોગવવા આદિ દ્વારાએ કર્મ વિખુટાં પડતાં જાય છે, અને બંધનાં કારણોનું અસ્તિત્વ હોઈને જીવને નવાં નવાં કર્મ બંધાતાં રહે છે. જેથી પ્રવાહરૂપે અથવા પરંપરારૂપે જીવની સાથેનો જડ એવા કર્મનો જે સંયોગ છે, તે અનાદિકાલીન છે, પણ કોઈ કર્મવિશેષનો સંયોગ જીવને અનાદિકાલથી હોતો નથી. જે જીવોને કર્મનો સંયોગ હોય છે, તેજ જીવને કર્મનો બંધ થઈ શકે છે. એટલે આજે કર્મને બાંધનારો આત્મા, ભૂતકાળમાં કોઈ કાળે કર્મરહિત હશે એમ કહી શકાય જ નહિં. જેથી તે કર્મોવેદવાના કાળમાં નવાં નવાં કર્મોનું બંધન નવી નવી સ્થિતિવાળું થાય, અને તે જુદું જુદું ભોગવવું પડે એમાં નવાઈ નથી.

પ્રત્યેક સમયે આત્મા પૂર્વબદ્ધ કર્મો પૈકી સ્થિતિકાળ-

પૂર્ણ થયેલ અમુક કર્મોથી છૂટે છે પણ ખરો, અને નવીન કર્મને બાંધે છે પણ ખરો. એટલે નવીન કર્મથી બંધાવાપણું તો સમયે સમયે સંસારી આત્મામાં ચાલુ છે. આમ હોઈને, જીવને અનાદિ–કર્મ–બદ્ધ કહેવાને બદલે જીવને અનાદિ–સંતાન–બદ્ધ અથવા અનાદિ–કર્મ–પરંપરા–વેષ્ટિત કહેવો વધુ યોગ્ય છે.

પૂર્વસંચિત કર્મો પૈકી અમુક કર્મનો સ્થિતિકાલ પૂર્ણ થયે તે કર્મ આત્મામાંથી ક્ષય થઈ જાય છે. બંધાયેલ કર્મ, આત્મા સાથે કેટલા ટાઈમ સુધી સ્થિર રહી શકશે તે સ્થિતિકાલ, કર્મો બંધાતી વખતના સમયે જ નક્કી થએલ હોય છે. તેને સ્થિતિબંધ કહેવાય છે. મિથ્યાત્વાદિના નિમિત્તથી એક જ પરિણામ દ્વારા સંચિત થતું કર્મ, ઉત્કૃષ્ટ સ્થિતિવાળું પણ હોઈ શકે છે, અને જઘન્ય સ્થિતિવાળું પણ હોઈ શકે છે. તીવ્ર અશુભપરિણામ દ્વારા જનિત જે કર્મ, તે ઉત્કૃષ્ટ સ્થિતિવાળું હોય છે. આઠ પ્રકારના કર્મની ઉત્કૃષ્ટસ્થિતિ સમાન નહિં પણ ભિન્ન ભિન્ન હોય છે.

જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય અને અન્તરાય, એ ચાર પ્રકારનાં કર્મોની ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટસ્થિતિ, ત્રીસ કોટાકોટિ સાગરોપમ પ્રમાણ છે. મોહનીય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ સીત્તેર કોટાકોટિ સાગરોપમ પ્રમાણ અને નામકર્મની તથા ગોત્રકર્મની ઉત્કૃષ્ટમાંઉત્કૃષ્ટ સ્થિતિ વીસ કોટાકોટિ સાગરોપમ પ્રમાણ છે. બાકી રહેલ આયુષ્ય કર્મની ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ સ્થિતિ તે તેત્રીસ સાગરોપમ પ્રમાણ હોય છે.

જ્ઞાનાવરણીય વીગેરે આઠ કર્મોની સ્થિતિ જેમ ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ કોટિની હોઈ શકે છે, તેમ જઘન્યમાં જઘન્ય કોટિની પણ હોઈ શકે છે. તેવા પ્રકારના પરિણામથી સંચિત થતાં આઠ પ્રકારનાં કર્મોમાં વેદનીય કર્મની જઘન્યમાં જઘન્ય સ્થિતિ બાર મૂહૂર્ત્ત માત્રની હોય છે; નામકર્મ અને ગોત્ર કર્મની જઘન્યમાંજઘન્ય સ્થિતિ આઠ મુહૂર્ત માત્રની હોય છે, જ્યારે બાકીનાં જે જ્ઞાનાવરણીય દર્શનાવરણીય, મોહનીય, આયુષ્ય અને અન્તરાય એ પાંચ પ્રકારના કર્મોની જઘન્યમાં જઘન્ય સ્થિતિ અન્તર્મુહૂર્ત માત્રની હોય છે. આ પ્રમાણે ઉત્કૃષ્ટ સ્થિતિ અને જઘન્ય સ્થિતિનું પ્રમાણ મૂળ કર્મ પ્રકૃતિઓ અંગેનું છે. આઠે કર્મની દરેક ઉત્તર પ્રકૃતિનો ઉત્કૃષ્ટ તથા જઘન્યસ્થિતિબંધ, ગુણઠાણા તથા ગતિને વિષે ઉત્કૃષ્ટ-જઘન્યસ્થિતિબંધનું અલ્પ બહુત્વ, એ વગેરે સ્થિતિ-બંધ અંગે વિસ્તૃત વર્ણન, પંચમ કર્મગ્રંથ ગાથા ૨૬ થી ગાથા ૫૨ સુધીમાંથી તથા પંચ સંગ્રહમાં ચોથા બંધ હેતુ દ્વારમાં આપેલ સ્થિતિબંધના અધિકારમાંથી સમજી લેવું જરૂરી છે.

સ્થિતિબંધનો અલ્પાધિકતાનો આધાર સંકલેશ કે વિશુદ્ધિ છે. જેમ જેમ સંકલેશ વધારે તેમ તેમ સ્થિતિનો બંધ વધારે, જેમ જેમ સંકલેશ ઓછો અને વિશુદ્ધિ વધારે તેમ તેમ સ્થિતિનો બંધ અલ્પ અલ્પ થાય છે. કષાયના ઉદયથી ઉત્પન્ન થયેલા જે અશુભ અધ્યવસાય તે સંકલેશ કહેવાય છે. સ્થિતિબંધ અને અનુભાગ (રસ) બંધ

અંગેનું ધોરણ અધ્યવસાયને અનુલક્ષીને જ છે. આત્માની પ્રવૃત્તિમાં–યોગવ્યાપારમાં જેટલી કષાયની માત્રા હોય છે તેને અનુરૂપ કર્મનો કાળ અને સુખ–દુઃખ વિપાકની તીવ્રતા મંદતા તે આત્માએ ગ્રહણ કરેલ કર્મપુદ્ગલોમાં નક્કી થાય છે. કષાયરૂપ હેતુ વિના જે કર્મ આત્મા સાથે બંધાય છે, તેમાં રસ હોતો નથી. અને તેથી તેનું કંઈપણ ફળ અનુભવમાં આવતું નથી. કારણ કે કષાયની માત્રા વિના કર્મનો આત્માની સાથે સંબદ્ધ ટકી શકતા નથી, અને સંબદ્ધ ન ટકે એટલે વિપાક પણ દઈ શકતાં નથી.

અને તેથીજ અગીઆરમા આદિ ગુણઠાણે બે સમય પ્રમાણ બંધાતા વેદનીય કર્મની જઘન્ય સ્થિતિમાં બંધ તરીકે વિવક્ષા કરી નથી. અગીયારમેથી ચૌદમા પર્યંત જે સુખ–દુખનો અનુભવ આત્મા કરે છે, તે અગીઆરમા આદિ ગુણઠાણે કેવલ યોગ પ્રત્યયિક બંધાયેલ શાતાનો નહિ, પરંતુ દશમા ગુણઠાણા સુધીની બંધાયેલ શાતા–અશાતાના જ ફળને અનુભવે છે. અગીઆરમા ગુણઠાણાથી કેવળ યોગનિમિત્તે બંધાયેલ સાતાવેદનીયનો તો ઉદય હોય કે ન હોય તે સરખું જ છે.

કર્મના સ્થિતિકાળની ગણત્રી આત્માની સાથે કર્મ વળગે ત્યારથી તે આત્માથી તે છૂટું પડે ત્યાં સુધીની ગણવાની છે. સ્થિતિકાળ દરમ્યાન બદ્ધકર્મની અવસ્થા બે પ્રકારની છે (૧) અબાધાકાળ (અનુદય) અને (૨) નિષેકકાળ (ભોગ્યકાળ). ઔષધિ–રસાયણો તે ખાતાં સાથેજ કામ

કરતાં નથી, પણ અમુક ટાઇમ પછી જ કામ કરે છે. હરડેનું કાર્ય રેચ કરવાનું છે, તો પણ હરડે લીધા બાદ હરડેની બીજી અસર થતી હોય તો પણ રેચનું કાર્ય તો અમુક ટાઇમ પછી જ કરે. ચૂલે ચડાવતાં જ .તરત કોઈ પણ ચીજ પાકી જતી નથી. જેવી વસ્તુ તે પ્રમાણમાં તેનો પાક થતાં વાર લાગે છે. તેમ બંધાયેલું કર્મ બંધાતાંની સાથે જ કામ કરતું નથી. તે કર્મનો પાકકાળ ન થાય ત્યાં સુધીના કાળને જૈન પરિભાષામાં 'અબાધાકાળ' કહેવામાં આવે છે. કર્મનો એ અબાધાકાળ વ્યતીત થઈ ગયા પછી જ કર્મ તેનું ફળ દેવાનું શરૂ કરે છે, એને કર્મનો ઉદય કહેવામાં આવે છે. ઉદય કાળમાં કર્મને ક્રમશઃ ભોગવવા માટે કર્મદલિકની રચના થાય છે માટે તેને નિષેકકાળ કહેવાય છે. એટલે કર્મની જેટલી સ્થિતિ બંધાઈ, તેમાંથી અમુક સ્થિતિ અબાધાકાળમાં જાય છે, અને બાકીની સ્થિતિ નિષેક-ભોગ્ય કાળમાં જાય છે. ભોગ્ય કાળમાં કર્મનાં પુદ્ગલો ક્રમશઃ ઉદયમાં આવે છે. અને ફળ આપીને આત્માથી છુટાં પડી જાય છે.

કર્મના સ્થિતિબંધમાં પણ અબાધાકાળ અને ભોગ્ય-કાળ નિયત હોય છે. 'જે કર્મની જેટલા કોડાકોડી સાગ-રોપમ પ્રમાણ સ્થિતિ બંધાય તેના તેટલા સો વર્ષનો અબાધાકાળ હોય છે. જેમકે મોહનીય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ બંધાતી હોવાથી ઉત્કૃષ્ટ સ્થિતિમાં તેનો સાત હજાર વરસનો અબાધાકાળ હોય

છે. એ પ્રમાણે દરેક કર્મ અંગે સમજવું. સ્થિતિબંધ જેમ ઉત્કૃષ્ટ અને જઘન્ય બે પ્રકારે કહ્યો; તેમ અબાધાકાળ પણ ઉત્કૃષ્ટ અને જઘન્ય બે પ્રકારે સમજવો. ઉત્કૃષ્ટ સ્થિતિએ ઉત્કૃષ્ટ અબાધાકાળ અને જઘન્ય સ્થિતિએ જઘન્ય અબાધાકાળ હોય છે. દરેક કર્મના જઘન્ય સ્થિતિબંધે જઘન્ય અબાધાકાળ અંતર્મુહૂર્ત્તનો હોય છે.

ઉત્કૃષ્ટ અને જઘન્ય સ્થિતિબંધના અબાધાકાળનું ધોરણ ઉપર મુજબ છે. પણ જીવો અનેક છે, તેમાં કોઈ ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે છે, કોઈ એક સમય ન્યૂન બાંધે છે, કોઈ બે સમય ન્યૂન બાંધે, યાવત્ કોઈ પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યૂન બાંધે છે, કોઈ તેનાથી પણ ન્યૂન બાંધે છે, તો ત્યાં અબાધાકાળનો નિયમ શો ? ત્યાં એમ સમજવું કે, ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે ત્યારે ઉત્કૃષ્ટ અબાધા, એક સમય ન્યૂન કરે ત્યારે પણ ઉત્કૃષ્ટ અબાધા, બે સમય ન્યૂન બંધ કરે ત્યારે પણ ઉત્કૃષ્ટ અબાધા, યાવત્ જ્યાં સુધી પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યૂન બંધ ન કરે ત્યાં સુધી ઉત્કૃષ્ટ અબાધા પડે, પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન બંધ કરે ત્યારે એક સમય ન્યૂન ઉત્કૃષ્ટ અબાધા પડે, તે બીજીવાર પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ઓછો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય ત્યારે બે સમય ન્યૂન ઉત્કૃષ્ટ અબાધા પડે. એ પ્રમાણે પ્રત્યેક પલ્યોપમના અસંખ્યાતમા ભાગે અબાધાનો એક એક સમય ન્યૂન કરતાં એક બાજુ જઘન્ય સ્થિતિબંધ અને બીજી બાજુ જઘન્ય અબાધા આવે.

અથવા જઘન્ય સ્થિતિબંધે અંતર્મુહૂર્તનો અબાધાકાળ, સમયાધિક જઘન્ય સ્થિતિબંધથી માંડી યાવત્ પલ્યોપમના અસંખ્ય ભાગાધિક બંધથી આરંભી બીજો પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ પૂર્ણ થાય ત્યાં સુધી બે સમયાધિક અંતર્મુહૂર્તનો અબાધાકાળ પડે. એમ પલ્યોપમના અસંખ્યાતમા ભાગાધિક બંધે સમયસમયનો અબાધાકાળ વધારતાં પૂર્ણ કોડાકોડી સાગરોપમના બંધે સો વરસનો અબાધાકાળ હોય. એ રીતે એક બાજુ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ અને બીજી બાજુ ઉત્કૃષ્ટ અબાધા આવે.

ઘણા જીવોને એક સરખી સ્થિતિ બંધાયા છતાં ભિન્ન ભિન્ન ક્ષેત્ર-કાળ અને ભાવાદિવડે થયેલી અધ્યવસાયોની વિચિત્રતાના કારણે સરખી સ્થિતિ બાંધનાર તે સઘળા જીવો તે કર્મને એક જ ક્ષેત્રમાં, એક જ કાળમાં કે એક જ પ્રકારના સરખા સંયોગોમાં જ અનુભવતા નથી. કારણ કે અમુક સ્થિતિબંધ થવામાં અમુક જ અધ્યવસાય કારણરૂપ છે, એવું નથી. એક સરખો સ્થિતિબંધ થવામાં અનેક અધ્યવસાયોરૂપ અનેક કારણો છે, જેટલો સ્થિતિબંધ અમુક અધ્યવસાયોથી થાય છે, તેટલો જ સ્થિતિબંધ બીજા અનેક અધ્યવસાયોથી પણ થઈ શકે છે.

એટલે ભિન્ન ભિન્ન જીવોમાં ભિન્ન ભિન્ન અધ્યવસાયોથી થયેલો સ્થિતિબંધ સરખો હોવા છતાં પણ તે હરેક જીવો ભિન્ન ભિન્ન ક્ષેત્રકાળાદિ અને ભિન્ન ભિન્ન સંયોગોમાં અનુભવે છે. તે ભિન્ન ભિન્ન સંયોગોમાં અનુ-

ભવવામાં ભિન્ન ભિન્ન અધ્યવસાયો કારણરૂપ છે. ભિન્ન ભિન્ન દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવ આદિ અનેક કારણોની આત્મા પર થતી અસરને લઈને જ અધ્યવસાયોની ભિન્નતા થાય છે.

આયુષ્કર્મ સિવાય સાતે કર્મના અબાધાકાળનું પ્રમાણ ઉપર કહ્યા મુજબ ચોક્કસ હોવાથી તે સાતે કર્મનો અબાધાકાળ અને ભોગકાળ બન્ને મળીને સ્થિતિકાળની ગણત્રી કહી છે. એટલે જેમકે મોહનીય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ સીત્તેર કોડાકોડી સાગરોપમની કહી છે, તેમાં સાત હજાર વર્ષ અનુદય કાળનાં અને સાત હજાર વર્ષ ન્યૂન સિત્તેર કોડા કોડી સાગરોપમ નિષેક (ભોગ્ય) કાળનાં એમ અબાધાકાળ અને નિષેકકાળ બન્ને મળીને સિત્તર કોડાકોડી સાગરોપમની ગણત્રીએ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કહ્યો છે. એ રીતે શેષ છ કર્મના સ્થિતિબંધને અંગે પણ સમજવું.

આયુઃકર્મના અબાધાકાળનું પ્રમાણ નિયત નહિ હોવાથી તે કર્મનો સ્થિતિબંધ અબાધાકાળ રહિત કહ્યો છે. આયુકર્મ અંગે કહેલી સ્થિતિબંધની ગણત્રી આયુ ભોગવટાના પ્રારંભથી પૂર્ણતા થતાં સુધીની સમજવી. ઉદયકાળ સિવાયની ગણત્રી આયુના સ્થિતિબંધમાં નથી. એટલે આયુઃકર્મનો અબાધાકાળ ઉપરોક્ત ઉત્કૃષ્ટ અને જઘન્ય સ્થિતિ સાથે જોડયો નથી.

વર્તમાન કાળે ભોગવાતા આયુષ્યના સમયે બંધાયેલ પરભવના આયુનો અબાધાકાળ, તે વર્તમાન આયુ જેટલું શેષ રહે તેટલો સમજવો. તેમાં અંતર્મુહૂર્તના આયુવાળો

પરભવનું આયુ પણ અંતર્મુહૂર્ત પ્રમાણ બાંધનારના હિસાબે આયુનો બંધ અને અબાધાકાળ બન્ને જઘન્ય હોય છે.

અંતર્મુહૂર્તના આયુવાળો તંદુલીયો મત્સ્ય તે તેત્રીસ સાગરોપમ પ્રમાણ સ્થિતિવાળું સાતમી નારકીનું આયુ બાંધે, તે હિસાબે આયુનો સ્થિતિબંધ ઉત્કૃષ્ટ અને અબાધા જઘન્ય હોય છે. પૂર્વકોટિ વર્ષના આયુવાળો પોતાના તે આયુના ભોગવટાની ત્રીજા ભાગની શરૂઆતમાં પરભવનું આયુ અંતર્મુહૂર્ત સ્થિતિ પ્રમાણ બાંધે તે હિસાબે સ્થિતિબંધ જઘન્ય અને આબાધકાળ ઉત્કૃષ્ટ હોય છે.

પૂર્વકોટિ વર્ષના આયુવાળો પોતાના આયુના ભોગવટાની ત્રીજા ભાગની શરૂઆતમાં તેત્રીસ સાગરોપમ પ્રમાણવાળું દેવ કે નારકીનું પરભવનું આયુ બાંધવાના હિસાબે તે સ્થિતિબંધ અને અબાધા બન્ને ઉત્કૃષ્ટ હોય છે.

આ રીતે બધ્યમાન આયુની અબાધા ભોગવાતા આયુને આધીન છે. પણ બંધાતા આયુને આધીન નથી, જ્યારે આયુ સિવાય શેષ સાત કર્મની અબાધા બંધાતા કર્મને આધીન હોવાથી તે કર્મોમાં વર્તતી અબાધા તો બંધાતા કર્મની સત્તાના વિષયભૂત કહેવાય છે. જેથી અપવર્ત્તના વડે તે કર્મોની અબાધા ઉડાડી પણ શકાય છે, યા તો બંધાતા કર્મની સ્વજાતીય પ્રકૃતિનો તે સમયે જો ઉદય હોય તો બંધાવલિકા ગયા બાદ ઉદીરણા વડે તેનો ઉદય પણ થઈ શકે છે. આયુમાં તેમ બની શકતું નથી. કારણ કે બધ્યમાન આયુની અબાધા તે બંધાતા આયુની સત્તાના વિષયભૂત

કહેવાતી નથી. આયુનો સ્વભાવ એવો છે કે અનુભવાતા ભવનું આયુ જ્યાં સુધી ઉદયમાં વર્તે છે, ત્યાં સુધી બંધાતા ભવનું આયુ, સર્વથા–પ્રદેસોદય કે રસોદયથી ઉદયમાં આવતું નથી. પરંતુ અનુભવાતા ભવનું આયુ પૂર્ણ થયા પછી જ અવશ્ય ઉદયમાં આવે છે.

દરેક કર્મના સ્થિતિબંધની જયેષ્ઠ સ્થિતિ ઉત્કૃષ્ટ સંક્લિષ્ટ અધ્યવસાયરૂપ અશુદ્ધ કારણે બંધાતી હોવાથી શુભ અથવા અશુભ સઘળી કર્મપ્રકૃતિઓની ( દેવ–મનુષ્ય અને તિર્યંચાયુ સિવાય ) ઉત્કૃષ્ટ સ્થિતિ અશુભ કહેવાય છે. શુભ કે અશુભ કર્મપ્રકૃતિઓ પૈકી જે જે પ્રકૃતિના બંધમાં જે જે સંકલેશ હેતુભૂત હોય તે તે સંકલેશની વૃદ્ધિએ તે તે પ્રકૃતિની સ્થિતિ વધુ બંધાય, અને સંકલેશ ઘટવાથી ઓછી બંધાય છે.

અશુભ પ્રકૃતિઓના તો રસબંધ અંગે પણ તેવી જ રીતે સમજવું, પણ શુભ પ્રકૃતિના રસબંધ અંગે સ્વયોગ્ય ઉત્કૃષ્ટ સંક્લિષ્ટ પરિણામરૂપે બંધાતી ઉત્કૃષ્ટ સ્થિતિમાં રસ અત્યંત અલ્પ હોય છે. જેથી શુભ કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ તો રસ કાઢી લીધેલી શેલડી જેવી નિરસ હોવાથી અશુભ કહેવાય છે.દેવ–મનુષ્ય અને તિર્યંચાયુનો જયેષ્ઠ બંધ અશુભ કહેવાતો નથી. કારણ કે એ ત્રણ આયુનો ક્રમ અન્ય શુભ પ્રકૃતિઓની હકીકતથી વિપરીત રીતે છે.

ઘોલના પરિણામે થતા આયુબંધમાં તે તે આયુ બંધાઈ

શકે તેટલા પૂરતા જ સર્વ સંક્લેશ કે સર્વ વિશુદ્ધ પરિણામ લેવાના હોઈ તે ત્રણ આયુ બાંધનારા જીવોમાં જે સર્વ સંક્લિષ્ટ પરિણામવાળા હોય છે તે જીવો બંધાતા આયુની સ્થિતિ જઘન્ય બાંધે છે. અને જે સર્વ વિશુદ્ધ પરિણામવાળા હોય છે તે બંધાતા આયુની સ્થિતિ ઉત્કૃષ્ટ બાંધે છે. વળી તેમાં રસની હાનિ-વૃદ્ધિ પણ સ્થિતિની હાનિ-વૃદ્ધિએ જ સમજવી. એટલે અલ્પ સ્થિતિબંધે રસબંધ પણ અલ્પ અને દીર્ઘસ્થિતિબંધે રસબંધ પણ વધુ બંધાય છે.

સંસારી આત્માની માનસિક-વાચિક અને કાયિક પ્રવૃત્તિ જે યોગને નામે ઓળખાય છે, તેમાં કષાયનો અથવા તો રાગ-દ્વેષ અને મોહનો રંગ ચડેલો હોય છે. રંગ વિનાનું કોરૂં કપડું જેમ એકરૂપ છે, તેમ કષાયના રંગ વિનાની મન-વચન-કાયાની પ્રવૃત્તિ એકરૂપ છે. પણ કપડાસાં, જો રંગ હોય તો રંગમાં હલકો અને ઘેરો એવા ભેદો પડે છે; તેમ યોગ વ્યાપાર સાથે કષાયનો રંગ હોય તો તેમાં તીવ્રતા-મંદતા એવા ભેદો પડે છે. રંગને કારણે જ કપડાના ચમકની તીવ્ર-મંદતા હોય છે, તેવી રીતે યોગમાં લાગેલ કષાયરૂપ રંગમાં તીવ્રતા-મંદતા હોય છે. એવા તીવ્ર-અતિ તીવ્ર, મંદ-અતિ મંદ કષાયના ઉદયથી ઉત્પન્ન થયેલ જે આત્મ પરિણામ તે અધ્યવસાય કહેવાય છે. જઘન્યથી ઉત્કૃષ્ટ પર્યંત કષાયના અસંખ્ય સ્થાનો છે, તેથી તજ્જન્ય અધ્યવસાયો પણ અસંખ્ય છે.

હવે સ્થિતિસ્થાનક અંગે વિચારીએ! દરેક પ્રકૃતિના જઘન્ય સ્થિતિબંધ અને ઉત્કૃષ્ટ સ્થિતિબંધ વચ્ચે જેટલા સમય તેટલા સ્થિતિસ્થાનકો છે. એ રીતે કોઈ સ્વ-યોગ્ય જઘન્ય સ્થિતિનો બંધ કરે તે પહેલું સ્થિતિસ્થાનક, કોઈ સમયાધિક જઘન્ય સ્થિતિબંધ કરે તે બીજું સ્થિતિ-સ્થાનક,એમ કોઈ ત્રણ–ચાર–સંખ્યાતા સમયાધિક સ્થિતિનો બંધ કરે, યાવત્ કોઈ સ્વયોગ્ય ઉત્કૃષ્ટ સ્થિતિનો બંધ કરે તે છેલ્લું સ્થિતિસ્થાનક છે. આ સ્થિતિસ્થાનોનો બંધ કષાય-હેતુ વડે જ બંધાતો હોઈ પહેલેથી છેલ્લા સ્થિતિસ્થાનક પર્યંત અમુક સ્થિતિનું સ્થાનક અમુક અમુક હદ સુધીના કષાયોદય જન્મ અધ્યવસાય વડે બંધાય છે. એમ ઉપર ઉપરનાં સ્થિતિસ્થાનો બંધાવામાં હેતુભૂત અધ્યવસાયો કરતાં નીચે નીચેનાં સ્થિતિસ્થાનો બંધાવામાં હેતુભૂત અધ્યવસા-યોમાં કષાયની મંદતા હોવાથી ઉપરનાં સ્થિતિસ્થાનોની અપેક્ષાએ નીચેનાં સ્થિતિસ્થાનો વિશુદ્ધિનાં સ્થિતિસ્થાનો કહેવાય છે. જેમકે છેલ્લા સ્થિતિસ્થાનકની અપેક્ષાએ તેનું આગલું સ્થિતિસ્થાનક વિશુદ્ધિ સ્થાનક છે. સ્વયોગ્ય જઘન્ય સ્થિતિબંધ અને ઉત્કૃષ્ટ સ્થિતિબંધ વચ્ચે જેટલું અંતર ઓછું તેમ સ્થિતિસ્થાનક ઓછાં અને અંતર વધુ તેમ સ્થિતિસ્થાનક વધુ હોય છે.

જેમ રંગનું આધાર કપડું છે, તેમ સંક્લેશ અને વિશુદ્ધિનો આધાર યોગ છે. જેમ જેમ યોગ વ્યાપાર વધારે હોય તેમ તેમ તેમાં વિશુદ્ધિ કે સંક્લેશ પણ વધારે પ્રમાણમાં હોઈ શકે છે, અને યોગની અલ્પતાએ વિશુદ્ધિ અને સંક્લેશ

પણ અલ્પ અલ્પ હોય છે. સંક્લેશ કે વિશુદ્ધિને આધારે જ સ્થિતિબંધ થતો હોઇ વધુ સંક્લેશે સ્થિતિબંધ વધુ, અને ઓછા સંક્લેશ કે વધુ વિશુદ્ધિએ સ્થિતિનો બંધ અલ્પ અલ્પ થાય છે. માટે સીત્તેર કોડાકોડિ સાગરોપમ સુધીનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ, મિથ્યાદૃષ્ટિ, ભવ્ય તથા અભવ્ય સંજ્ઞીપંચેન્દ્રિયોને જ થઈ શકે છે. યોગની અલ્પતાએ સંક્લેશની પણ અલ્પતા હોવાથી સંજ્ઞી પંચેન્દ્રિથી નીચેની જાતિના જીવોમાં તેટલો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થઈ શકતો નથી.

મિથ્યાદૃષ્ટિ ભવ્ય તથા અભવ્ય સંજ્ઞિપંચેન્દ્રિયમાં સંક્લેશની વિશુદ્ધિ થાય તોપણ તે જીવોમાં રહેલમિથ્યાત્વ, અંતઃકોડાકોડિ સાગરોપમથી ઓછા સ્થિતિબંધને યોગ્ય અધ્યવસાયો રૂપ વિશુદ્ધિને તો ઉત્પન્ન થવા દેતું જ નથી. એટલે તેવા જીવોને વિષે અંતઃકોડકોડિ સાગરોપમથી ઓછો સ્થિતિબંધ તો થતો જ નથી. (આ જઘન્ય સ્થિતિબંધ, આયુકર્મ સિવાય સાત કર્મોનો સમજવો.)

મિથ્યાત્વ હોય પણ યોગની અલ્પતાએ સંક્લેશ પણ અલ્પ હોવાથી ચઉરિન્દ્રિય, તેઈન્દ્રિય, બેઇન્દ્રિય અને એકેન્દ્રિયમાં અનુક્રમે ઉત્કૃષ્ટ અને જઘન્ય સ્થિતિબંધ પણ ઓછો ઓછો હોય છે. પંચેન્દ્રિય જીવોમાં યોગની વિશેષતા હોવાથી જેમ સંક્લેશ વધુ હોઈ શકે છે તેમ વિશુદ્ધિ પણ વધુ હોઈ શકે એ હિસાબે એકેન્દ્રિયાદિ કરતાં સંજ્ઞીપંચેન્દ્રિયમાં જઘન્ય સ્થિતિ ઓછી હોવી જોઇએ, પરંતુ યોગની વિશેષતા છતાં તેઓને વિષે રહેલ મિથ્યાત્વના યોગે અંતઃ

કોડાકોડિ સાગરોપમથી ઓછા સ્થિતિ બંધને યોગ્ય અધ્યવસાયોરૂપ વિશુદ્ધિ તો સંભવી શકતી જ નથી. મિથ્યાત્વના ગયાપછીજ અંતઃકોડાકોડિ સાગરોપમથી ઓછા સ્થિતિબંધને યોગ્ય અધ્યવાસાયો રૂપ વિશુદ્ધિ, સંજ્ઞી પંચેન્દ્રિય આત્મામાં પેદા થાય છે. અને તેથી જ અવિરતિ સમ્યગ્દષ્ટિ—દેશવિરતિ અને સર્વવિરતિ ધારકમાં અનુક્રમે સંખ્યાત ગુણ હીન જઘન્ય સ્થિતિબંધ થઈ શકે છે.

સમ્યક્ત્વ, દેશવિરતિ, સર્વવિરતિ, ઉપશમશ્રેણી યાવત્ ક્ષપકશ્રેણિનો આધાર સ્થિતિ ઉપર જ છે. સમ્યક્ત્વ પામ્યા પહેલાં ગ્રન્થિભેદ કરે. ૬૯ કોડાકોડિ સાગરોપમથી અધિક સ્થિતિ તોડે ત્યારે ત્યાં ( ગ્રંથિ સુધી ) આવે. સમ્યક્ત્વ પામ્યા પછી પૃથક્ત્વ તોડે તો દેશવિરતિ પામે. દેશવિરતિ કરતાં સંખ્યાતા સાગોરોપમ સ્થિતિ તોડી નાખે ત્યારે સર્વવિરતિની પ્રાપ્તિ થાય. આ ઉપરથી સમજાશે કે સ્થિતિ તોડી ના શકે તો ગ્રંથિભેદ, સમ્યક્ત્વ, દેશવિરતિ, સર્વવિરતિ વગેરે કંઈ પણ પ્રાપ્ત થતું નથી....

આત્માના ગુણો પ્રાપ્ત કરવા હોય, કર્મરાજાની પરાધીનતાથી મુક્ત થવા પ્રયત્ન આદરવો હોય તો પહેલાં કર્મરાજાની મુદતો તોડવી પડશે. જે કર્મની સ્થિતિ લાંબી છે, તેને તોડી નાંખી નાની કરી નાખવી જોઇએ, એ જ સ્થિતિબંધની હકીકત સમજવાનું રહસ્ય છે. સ્વભાવ—સ્થિતિ—રસ—અને દળીયાં એ ચારે કંઈ કર્મથી જુદાં નથી. પરંતુ કર્મની અંદર રહેલ એ ચારે પૈકી એકલી સ્થિતિ જ ટુંકાવવાથી ગ્રન્થિભેદ—સમ્યક્ત્વાદિ ગુણોની પ્રાપ્તિ થાય છે.

દરેક જીવ એકેન્દ્રિયાદિ જાતિમાં કર્મની સ્થિતિ લઘુ બાંધે છે. પરંતુ ત્યાંથી મિથ્યાત્ત્વ ખસેડી શકાતું નથી. મિથ્યાત્ત્વ સહિત લઘુ સ્થિતિ પણ આત્માના સ્વરૂપનો સાચો ખ્યાલ કે હેય–જ્ઞેય અને ઉપાદેયનો વિવેક પેદા કરવામાં નિરૂપયોગી છે. જે સંકલેશ સાથે મિથ્યાત્ત્વનો પાસ લાગેલો હોય, તે સંક્લેશની વિશુદ્ધિએ કદાચ કર્મ સ્થિતિ લઘુ બંધાય, તો પણ તેનાથી આત્મવિકાસમાં આગળ વધી શકાતું નથી.

મિથ્યાત્ત્વના પાસથી રહિત દશા પ્રાપ્ત કરવામાં તો સંજ્ઞી પંચેન્દ્રિય જીવોની જ કર્મસ્થિતિની લઘુતા સાર્થક છે. મિથ્યાત્ત્વ રહિત સંકલેશવાળા જીવનો સ્થિતિબંધ અંતઃ કોડાકોડિ સાગરોપમથી વધુ હોતો નથી, તેવી રીતે તેથી ઓછો પણ હોતો નથી. ( સાસ્વાદનથી અપૂર્વકરણ ગુણસ્થાન પર્યંત. ) એ સ્થિતિબંધ એકેન્દ્રિયાદિ જીવોના સ્થિતિબંધથી વધુ સ્થિતિવાળો હોવા છતાં પણ દેશવિરતિ–સર્વવિરતી–ઉપશમશ્રેણિ–ક્ષપકશ્રેણિ વગેરેની પ્રાપ્તિમાં તે સ્થિતિબંધ જ ઉપયોગી છે. જ્યારે એકેન્દ્રિયાદિનો લઘુસ્થિતીબંધ ઉપરોક્ત ગુણોની પ્રાપ્તી કરાવી શકતો નથી.

સંજ્ઞીપંચેન્દ્રિય જાતિ કરતાં તેની નીચેની જાતિના જીવોમાં જઘન્ય સ્થિતિબંધ ભલે ઓછો થઈ શકતો હોય, પણ આયુ સિવાય શેષ સાત કર્મની બાર મુહૂર્ત–આઠ મુહૂર્ત–અંતર્મુહૂર્ત જે જઘન્ય સ્થિતિ કહી છે, તેવી જઘન્ય સ્થિતિ પ્રાપ્ત કરી, છેવટે તે કર્મનાં બંધવિચ્છેદ તો

સંજ્ઞીપંચેન્દ્રિય જીવો જ કરી શકે છે. સંજ્ઞીપંચેન્દ્રિય જીવ આઠમા ગુણસ્થાનક સુધી પહોંચે, ત્યાં સુધી તો તેનો જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિબંધ અંતઃ કોડાકોડિ સાગરોપમનો જ હોય છે. (જેમ નવ સમયથી માંડીને સમયોન મુહૂર્ત સુધી અંતર્મુહૂર્તના અસંખ્યાતા ભેદ હોય તેમ સાધુના ઉત્કૃષ્ટ સ્થિતિબંધથી માંડીને સમયાધિકે પર્યાપ્ત સંજ્ઞી પંચેન્દ્રિયના (મિથ્યાત્વ સિવાયના) ઉત્કૃષ્ટ સ્થિતિબંધ સુધી અસંખ્યાતા સ્થિતિબંધના ભેદ હોય, તે સર્વ ભેદને અંતઃકોડાકોડિ કહેવાય છે. એટલે અંતઃકોડા કોડિપણું આઠમા ગુણસ્થાનક પર્યંત રહેવા છતાં સર્વને એક સરખું નહીં સમજતાં અસંખ્ય પ્રકારનું સમજવું.)

આઠમા ગુણસ્થાનકથી આગળ વધેલો આત્મા ક્રમે ક્રમે બાકી રહેલાં દરેક કર્મોનો લઘુમાં લઘુ સ્થિતિએ બંધ કરી, અન્તે સર્વ કર્મોનો બંધવિચ્છેદ કરતાં મોક્ષસ્થાનને પ્રાપ્ત કરે છે. ગુણસ્થાનકમાં આગળ વધવાની તાકાત જેનામાં પ્રગટ થઇ હોય, તેજ મોક્ષ પ્રાપ્ત કરી શકે છે. તેવી તાકાતનું પ્રગટવું સંજ્ઞીપંચેન્દ્રિય સિવાય બીજી જાતિમાં થઇ શકતું નથી. એકેન્દ્રિયાદિ જાતિમાં સ્થિતિબંધ અંતઃ કોડાકોડિ સાગરોપમથી તો કેટલોય ઓછો હોવા છતાં પણ મિથ્યાત્વ ગુણસ્થાનકથી આગળ વધવાની તેની તાકાત નથી. કારણ કે મિથ્યાત્વ મોહનીય કર્મ તેને આગળ વધવા દેતું નથી.

જ્યારે અંતઃકોડાકોડિ પ્રમાણ પણ લઘુ સ્થિતિ બાંધનાર સંજ્ઞીપંચેન્દ્રિય જીવો પૈકી કેટલાક જીવો પોતાને

અનાદિકાળથી રોકી રાખનાર મિથ્યાત્વ મોહનીય કર્મના તીવ્ર રસ રૂપી ગાંઠને ભેદી નાખી આગળ વધે છે. આ ગાંઠ ભેદવાપણાને જૈન પારિભાષિક ભાષામાં ગ્રંથીભેદ કહેવાય છે. તે ગ્રંથીભેદ જે અધ્યવસાયોના બળથી થાય છે, તેનું નામ અપૂર્વકરણ કહેવાય છે, સંજ્ઞીપંચેન્દ્રિયથી નીચેની જાતિમાં ગ્રન્થિભેદ કરવા યોગ્ય અધ્યવસાયો થતાજ નથી. સંજ્ઞીપંચેન્દ્રિયમાં પણ તે જ જીવો ગ્રન્થિ ભેદી શકે છે કે જેઓએ આયુ સિવાય સાતે કર્મોની સ્થિતિ પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ન્યૂન એક કોડાકોડિ સાગરોપમ પ્રમાણની કરી હોય. એટલે આત્મામાં દીર્ઘ સ્થિતિએ બંધાયેલ પૂર્વ સંચિત કર્મોની તે સ્થિતિ તોડી નાંખી ઉપર મુજબ ટુંકી કરી નાખે અને નવી સ્થિતિ તેથી વધુ ન બાંધે.

આ રીતનો લઘુસ્થિતિ બંધ સંજ્ઞીપંચેન્દ્રિય જીવોમાં જે અધ્યવસાયોના બળથી થાય, તેનું નામ યથાપ્રવૃત્તિકરણ કહેવાય છે.

યથાપ્રવૃત્તિકરણ કરનાર આત્મા, ગ્રન્થિદેશ સુધી પહોંચેલો કહેવાય છે. યથાપ્રવૃત્તિકરણ કરનાર આત્મા ગ્રંથીભેદ કરે જ એવી એકાંત વાત નથી. કેટલાક જીવોનું તે યથાપ્રવૃત્તિકરણ અસંખ્યાત વર્ષો પર્યંત ટકી રહે તોયે પણ ગ્રન્થિભેદ કરવા રૂપ અધ્યવસાય તેનામાં નહિ થવાથી તે જીવો યથાપ્રવૃત્તિકરણથી પણ છેવટે પતિત થઈ, પૂર્વે કર્મોની જે દીર્ઘ સ્થિતિ બાંધતા હતા તે પ્રમાણે જ બાંધવાનું ચાલુ કરે છે, એટલે યથાપ્રવૃત્તિકરણ કરવા દ્વારા

ગ્રન્થીદેશ સુધી પહોંચવા છતાં તે આત્મા ગ્રંથીભેદ કરે જ એવું એકાંતપણું નથી છતાંપણ ગ્રંન્થિભેદ તો યથાપ્રવૃત્તિકરણ કર્યા બાદ જ થઈ શકે છે. 'યથાપ્રવૃત્તિકરણ કર્યા વિના, આત્મા ગ્રન્થિભેદ કરી શકતો જ નથી. યથા-પ્રવૃત્તિકરણના યોગે ગ્રન્થિદેશ નિકટ આવે, વીર્યોલ્લાસ થાય, અને અપૂર્વકરણ આવે તો તે અપૂર્વકરણથી ગ્રન્થિ ભેદી (મિથ્યાત્વના રસને ઓછો કરી) અનિવૃત્તિકરણ કરીને સમ્યક્ત્વ પામે ત્યારે આત્માના સ્વરૂપની ઝાંખી થાય. અને હેય–જ્ઞેય–ઉપાદેયનો વિવેક આત્મામાં જાગે.

૬૯ કોડાકોડિથી અધિક સ્થિતિ ઉડાડી દઈ ગ્રન્થિ સુધી આવેલ આત્મા અપૂર્વ વીર્યોલ્લાસથી ગ્રન્થિને ભેદી એકવાર સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યા પછી કદાચ તે આત્મા મિ-થ્યાત્વી થઈ જાય, નરેક જાય, અરે નિગોદમાં ઉતરી જાય તો પણ તેનો સંસાર અર્દ્ધપુદ્ગલપરાવર્તનથી વધુ નહિ રહેવાથી અંતઃ કોડાકોડિ સાગરોપમથી વધારે સ્થિતિ-બંધ તે આત્માને થતો જ નથી. અનાદિ કાળથી કર્મ સંતાનથી વેષ્ટિત આત્માઓને કર્મની જંજીરોથી મુક્ત થવા મોક્ષપ્રાપ્તિનું ધ્યેય જ સ્વીકારવું જોઈએ. મોક્ષપ્રાપ્તિ માટે સાચા સ્વરૂપે ધર્મની પ્રાપ્તિ કરવી જોઈએ, અને ધર્મને સાચા રૂપે પામવા માટે દુર્લભ એવા સમ્યક્ત્વને પામવું જોઇએ.

દુર્લભ એવા સમ્યક્ત્વની પ્રાપ્તિ કયા ક્રમે પ્રાપ્ત થાય છે, તે અંગેની હકિકત ઉપર દર્શાવી તેમાં પ્રથમ

તો આયુ સિવાય શેષ સાતે કર્મોની સ્થિતિની પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન એક કોડાકોડિ સાગરોપમ પ્રમાણ લઘુતા કરવી જોઈએ.

આટલી હદ સુધીની લઘુતાને પામેલો જીવ જ ગ્રન્થિદેશને પામી અનુક્રમે અપૂર્વકરણ અને અનિવૃત્તિકરણ કરી સમ્યક્ત્વને પામી શકે છે.

ગ્રન્થિદેશે પહોંચવા યોગ્ય કર્મસ્થિતિની લઘુતા જીવને પોતાના ઇરાદાપૂર્વકના પુરૂષાર્થ વિશેષથી પ્રાપ્ત ન થતાં નદી-ઘોલ-પાષાણ ન્યાયે અકસ્માત યોગે પ્રાપ્ત થાય છે. નદીઓમાંથી કેટલીકવાર બહુજ સુંદર આકારવાળા અને અતિશય લીસા એવા પાષાણો મળી આવે છે. એ પાષાણોને કોઈ કારીગરે કંઈ એવો સુંદર આકાર આપેલો હોતો નથી, અથવા તો એ પાષાણને કોઈ કારીગરે એવું અતિશય લીસાપણું પણ આપેલું હોતું નથી. આમથી તેમ અથડાતે કુટાતેજ એ પાષાણો એવા સુંદર આકારવાળા અને એવા અતિશય લીસા બની ગયેલા હોય છે. પાષાણને એવા આકાર આપવાની સાથે એવું લીસાપણું આપવું, એ કારીગરને માટેય સહેલું તો નથી જ; જ્યારે કુદરતી રીતે એ પાષાણો અથડાતે કુટાટે એવા બની ગયેલા હોય છે. જીવને ગ્રન્થિદેશ સુધી પહોંચાડનારી જે કર્મસ્થિતિની લઘુતા થાય છે, તે લઘુતા પણ એ જ રીતે યથાવૃત્તિકરણ દ્વારા એ કર્મસ્થિતિ ખપતે ખપતે થઈ જવા પામે છે, અભવ્ય જીવો અને દુર્ભવ્ય જીવો પણ

ગ્રન્થિદેશ સુધી પહોંચી શકે છે, છતાં તેઓ આગળ વધી અપૂર્વકરણ દ્વારા ગ્રન્થિભેદ કરી શકતા નથી.

અહીં ખાસ સમજવું જરૂરી છે કે, ઉપર મુજબ કર્મસ્થિતિની લઘુતા થવી એ ખુબ જ મહત્ત્વની વસ્તુ છે. કારણ કે જેમ ગ્રન્થિને ભેદવાનો પુરૂષાર્થ તે ઉપર મુજબ કર્મસ્થિતિની લઘુતાને પામ્યા વિના કરી શકાતો નથી, તેમ શ્રી જિનેશ્વર મહારાજે મોક્ષ માટે જણાવેલી ક્રિયામાં એક નમસ્કારનો (નવકારમંત્રનો) પહેલો અક્ષર નકાર કે કરેમિભંતેનો પહેલો અક્ષર કકાર તે પણ ઉપર મુજબ કર્મસ્થિતિની લઘુતા પામનાર ભાગ્યશાળીઓને જ પ્રાપ્ત થાય છે. આ–જે નમસ્કારના નકાર અને કરેમિભંતેના કકારની વાત તે યથાર્થ તત્ત્વાર્થશ્રદ્ધાન રૂપ સમ્યક્ત્વ ન પામેલો હોય તેવાઓને ય માટે પણ સમજવી.

સમ્યક્ત્વ રહિત જીવો તો શું, પણ અભવ્ય જીવો કે જે કોઈ કાળે મોક્ષ માનતા જ નથી, અને માનવાના પણ નથી, અને જેને મોક્ષની ઈચ્છા થઇ નથી, અને થવાની પણ નથી, તેઓને પણ નવકાર મહામન્ત્ર, અથવા શ્રી નવકાર મહામન્ત્રનું 'નમો અરિહંતાણ' એવું પહેલું પાદ, અથવા તો 'નમો અરિહંતાણ' એ પાદમાંનો પ્રથમ અક્ષર 'ન' 'નમો અરહિંતાણ' એ પદના 'ન' તરીકે ત્યારે જ પ્રાપ્ત થાય છે કે જ્યારે તે જીવો ગ્રન્થિદેશને પામવા જોગી કર્મસ્થિતિની લઘુતાને પામેલા હોય. કરેમિ ભંતેના

કકારની પ્રાપ્તિ અંગે પણ એ રીતે જ સમજવું. આ સિવાય કર્મની ઉપર મુજબ લઘુતાની આવશ્યકતા જણાવતાં વળી પણ શાસ્ત્રો કહે છે કે, ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલ શ્રતધર્મ અને ચારિત્રધર્મની દ્રવ્યથી પણ આંશિક આચરણા ગ્રન્થિદેશ પહોંચવા જોગી કર્મસ્થિતિની લઘુતાને પામેલા આત્માઓ જ કરી શકે છે.

કર્મસ્થિતિની લઘુતાને અંગે ઉપર મુજબ નવકાર-મંત્ર-કરેમિભંતે અને શ્રી જિનેશ્વરદેવકથિત શ્રતધર્મ અને ચારિત્રધર્મની દ્રવ્યથી પણ આંશિક આચરણા આચરનારાઓ માં એ પણ ચોક્કસ છે કે, 'એ જીવોમાં કોઈ પણ કર્મ, પૂર્ણ એક કોડાકોડિ સાગરોપમની સ્થિતિનું બંધાય તેવા તીવ્ર ભાવના અશુભ પરિણામો પ્રગટતા જ નથી.'

ગ્રન્થિદેશે આવવા જોગી કર્મસ્થિતિની લઘુતાને પામેલા બધા જીવો જેમ ગ્રન્થિભેદ કરી, સમ્યક્ત્વને પામી જ જાય એવો નિયમ નહિ હોવા છતાં પણ જીવ જ્યાં સુધી ગ્રન્થિદેશે આવવા જોગી કર્મસ્થિતિની લઘુતાને પામે નહિ, ત્યાં સુધી તે જીવ ગ્રન્થિભેદ કરી સમ્યક્ત્વ પામી શકતો જ નથી, તેવી જ રીતે નવકાર-કરેમિભંતે અને શ્રી જિનેશ્વરદેવ કથિત શ્રુતધર્મ અને ચારિત્રધર્મની દ્રવ્યથી પણ આંશિક આચરણા અંગે સમજવું.

ઉપર મુજબ લઘુ સ્થિતિબંધ હોય, તે પણ જો સમ્યક્ત્વની પ્રાપ્તિ ન થાય તો તેમની એ સ્થિતિ કાયમ ટકી રહેનારી કહેવાય નહિ. વધુમાં વધુ અસંખ્યાતા કાળ પછી

તો એ જીવ ગ્રન્થિદેશથી કાંતો આગળ વધીને સમ્યગદર્શનાદિ ગુણોને ઉપાર્જે અને કાં તો એ પાછો હઠી જવા પામે.

સમ્યક્ત્વ–દેશવિરતિ–સર્વવિરતિ–ઉપશમશ્રેણિ અને ક્ષપકશ્રેણિની પ્રાપ્તિ આત્માના તેવા પ્રકારના પુરૂષાર્થના યોગે છે, જ્યારે આ ગ્રન્થિદેશની પ્રાપ્તિ ભવિતવ્યતાએ જ છે. એટલે આ સ્થિતિથી પતિત થયા બાદ પુનઃ આ સ્થિતિની પ્રાપ્તિ આપણા પુરૂષાર્થને આધિન નહિ હોવાથી ગ્રન્થિદેશને પામેલ આત્માએ ગ્રન્થિભેદ કરી, સમ્યક્ત્વ પ્રાપ્ત કરી ક્રમે ક્રમે દેશવિરતિ–સર્વવિરતિ આદિ ગુણોને પ્રાપ્ત કરવામાં પ્રયત્નશીલ બની રહેવા જાગૃતિ રાખવી જોઈએ. તો જ કર્મસ્થિતિની લઘુતાની પ્રાપ્તિ સાર્થક છે.

સ્થિતિબંધના આ સ્વરૂપને સમજી સ્વહિતકામી આત્માઓએ એટલી કાળજી તો અવશ્ય રાખવી જોઈએ. કે પોતાના આત્મામાં અશુભ પરિણામ નહિ પ્રગટવા દેવા માટે તદ્‌યોગ્ય નિમિત્તોથી દૂર રહેવું જોઈએ. કદાચ નિમિત્તવશાત્ અશુભ પરિણામ પ્રગટી જાય તો પણ તેને તીવ્ર નહિ બનવા દેવાની કાળજી રાખવી જોઈએ. આત્મા જેમ ગુણ–સમ્પન્ન બનતો જશે તેમ તેમ તેને થતો કર્મબંધ અશુભ રૂપે થતો અટકી જઈ શુભ રૂપમાં થતો જશે. અને જેમજેમ આત્માના પરિણામ વિશુદ્ધ થતા જશે તેમ તેમ ક્રમેક્રમે નિર્જરાકરનો તે આત્મા, પરિણામે સર્વ કર્મથી રહિત મોક્ષદશાને પ્રાપ્ત કરી શકશે.

**રસબંધઃ—**

અહીં રસ એટલે શું ? તે સમજવું પહેલું જરૂરી છે.

કર્મરૂપે પરિણામ પામેલા કાર્મણવર્ગણના પુદ્દગલોમાં સ્વસ્વભાવાનુસાર જીવને અનુગ્રહ (ગુડ એફેક્ટ) કે ઉપઘાત (બેડ એફેક્ટ) કરવામાં ન્યૂનાધિક સામર્થ્ય (પાવર) તેને કર્મરસ કહેવાય છે. જગતમાં કેટલીયે વસ્તુઓ એવી છે કે સમાન-સ્વભાવીય તે પૃથક્પૃથક્ વસ્તુઓ, જીવોને પોતાનો સ્વભાવ બતાવવામાં એક સરખું સામર્થ્ય ધરાવતી નથી. એક સરખું સામર્થ્ય નહિ ધરાવવાના હિસાબે તેમના સ્વભાવની અસર પણ જીવ ઉપર એક સરખી થતી નથી.

અનુગ્રહ પ્રાપ્ત કરાવવાના સ્વભાવવાળી વસ્તુઓ પૈકી જે વસ્તુનું સામર્થ્ય (પાવર) વધુ તેમ તેની કિંમત વધુ સારી અંકાય. તેથી વિપરીત એટલે ઉપઘાત પ્રાપ્ત કરાવવાના સ્વભાવ વાળી વસ્તુઓ પૈકી જે વસ્તુનું સામર્થ્ય ઓછું તે, તે સ્વભાવવાળી વધુ સામર્થ્ય યુક્ત વસ્તુઓ કરતાં સારી ગણાય, આ હકિકત સ્હેલાઈથી સમજી શકવા માટે મનુષ્યોને અનેકવાર ઉપયોગી 'સુંઠ'નું દ્રષ્ટાંત લઈએ. વાયુ હરવા માટે યા તો જઠરાગ્નિ પ્રદીપ્ત કરવા માટે યા તો સુંઠના ગુણને અનુરૂપ શારીરિક ચિકિત્સા માટે સુંઠનો ઉપયોગ કરવાની પ્રથા આપણામાં વિશેષ કરીને પ્રચલિત છે. વિવિધ પ્રકારની સુંઠો બજારમાં વેચાતી હોવા છતાં આપણે અમુક જ સ્થાને ઉત્પન્ન થતી સુંઠને વધુ કિંમતી ગણીયે છીએ. તમામ સ્થાનોની સુંઠો મુખ્યત્વે તો ઉપર કહેલ શારીરિક ચિકિત્સાના ઉપયોગ માટેજ બજારમાં વેચાય છે. તેમ છતાં એકજ સ્વભાવવાળી તે સુંઠોમાં પોતાનાં સ્વભાવાનુસાર અસર કરવામાં વધુ પાવરવાળી સુંઠ વધુ

કિંમતી ગણાય છે. અને માણસો વધુ કિંમત આપીને તે પહેલી લે છે. તમામ સુંઠ સરખા સ્વભાવવાળી હોવા છતાં તેમાં સામર્થ્ય (પાવર)ની ન્યૂનાધિકતા ઉત્પન્ન થવામાં તેના ઉત્પત્તિ સ્થાને તેને પોષક સંયોગોની ન્યૂનાધિકતા યા તો અનુકુલ-પ્રતિકૂલતા જ કારણભૂત છે. એ દ્રષ્ટાંતને અનુસારે કાષાયિક અધ્યવસાયથી નિયત થતી કર્મના રસબંધન હકિકત પણ આપણે વિચારીને સમજી શકીયે.

આ જીવ કાષાયિક અધ્યવસાય વડે અનંતાનંત પ્રદેશો યુક્ત અનંત સંખ્યા પ્રમાણ કર્મસ્કંધોને એક વિવક્ષિત સમયે પ્રત્યેક આત્મપ્રદેશે ગ્રહણ કરે છે. તે પ્રત્યેકે પ્રત્યેક કર્મપ્રદેશમાં સ્વસ્વભાવાનુસાર આત્માને અનુ-ગ્રહ (ગુડ એફેકટ) કે ઉપઘાત (બેડ એફેકટ) કરનાર રસ-વિભાગ (અનડીવાઈડેબલ પાર્ટીકલ ઓફ પાવર)નું પ્રમાણ ઓછામાં ઓછું ( east ) પણ સર્વજીવથી અનંત ગુણ સંખ્યા પ્રમાણ તો હોય જ છે. વળી એકજ સમયમાં ગ્રહણ થયેલા કર્મપુદ્દગલોના પ્રત્યેક પ્રદેશમાં રસાવિભાગની સંખ્યા-નું પ્રમાણ એક સરખું નહિ હોતાં હીનાધિક હોય છે. એકજ અધ્યવસાય વડે ગ્રહણ થતા સર્વપરમાણુઓમાં એક સરખી યોગ્યતાનો અભાવ હોવાથી ગ્રહણ સમયે થતું રસનું પરિણમન હીનાધિક પણે થાય છે. તે સર્વ હીનાધિકપણાનો સમુદાય તે એક અનુભાગબંધ સ્થાન કહેવાય છે.

કર્મપ્રાયોગ્ય વર્ગણાઓમાં આત્માને અનુગ્રહ કે ઉપઘાત કરવાનું સામર્થ્ય (પાવર) તેને જીવે ગ્રહણ કર્યા પહેલાં હોતું નથી. તે કર્મપુદ્દગલોને જીવવડે ગ્રહણ

કરાતા સમયે જ તેમાં જ્ઞાનાવરણત્વાદિ વિચિત્ર સ્વભાવો ઉત્પન્ન થવાની સાથે જ જીવના કાષાયિક અધ્યવસાયોવડે-અનુગ્રહ કે ઉપઘાતના સામર્થ્યનું નિર્માણ થાય છે. પુદ્ગલના આવા વિવિધ પરિણામો જગતમાં પણ આપણે પ્રત્યક્ષ અનુભવીએ છીએ. એટલે કર્મરૂપે પરિણામ પામેલ કાર્મણવર્ગણાના પુદ્ગલોમાં અમુક સ્વભાવ કે સામર્થ્યનું નિર્માણ આ રીતે થાય તેમાં કંઈ અસંભવિત જેવું નથી.

આધુનિક રસાયન શાસ્ત્રમાં અમુક પ્રયોગ દ્વારા અમુક અમુક વસ્તુઓમાં ઉત્પન્ન થતો અમુક પ્રકારનો સ્વભાવ અને સામર્થ્ય એ કર્મપ્રદેશોમાં ઉત્પન્ન થતા સ્વભાવ અને સામર્થ્યની હકિકતને સત્યરૂપે પુરવાર કરવામાં સચોટ દૃષ્ટાંત રૂપ છે. અનંત જ્ઞાનીઓએ કહેલાં સર્વ વચનોની ખૂબ દીર્ઘદૃષ્ટિથી ગવેષણા કરીએ તો આજના વૈજ્ઞાનિક પ્રયોગથી આપણે જે થનથનાટ અનુભવીએ છીએ તે થનથનાટ સર્વજ્ઞ દેવોએ કહેલ તત્ત્વજ્ઞાન આગળ તુચ્છવત્ છે. સૂર્યના તેજને જેણે ન જોયું હોય કે ન સાંભળ્યું હોય તેને એક ટમટમીયા દીપકનો પ્રકાશ પણ આનંદમગ્ન બનાવે તેમાં કંઈ આશ્ચર્ય ન કહેવાય.

રસબંધના સ્વરૂપ કથનમાં વપરાતા કેટલાક સૈદ્ધાંતિક શબ્દોની સમજણ ન પડે તો તે વિષય સમજવામાં મુશ્કેલી ઉભી થાય. એટલે પ્રથમ તો તે પારિભાષિક શબ્દોની સ્પષ્ટતા કરી લઈએ એટલે આ વિષય સમજવામાં સુલભતા રહે.

**કર્મપ્રદેશ**—કર્મરૂપે પરિણામ પામેલ પુદ્ગલ સ્કંધનો અવિભાજ્ય (અનાડીવાઇડેબલપાર્ટીકલ) ભાગ.

**રસાનુભાગ** યા **રસાંશ—**કર્મનો અવિભાજ્ય રસ (અનડીવાઈડિબલપાર્ટીકલ ઓફ પાવર)

**અનુભાગવર્ગણા**—સરખી સંખ્યા પ્રમાણ રસાંશ-વાળા કર્મ પ્રદેશનો સમૂહ. (લૉટ)

**અનુભાગ સ્પર્દ્ધક**—અભવ્યથી અનંત ગુણ અથવા સિદ્ધજીવોથી અનંતમા ભાગ પ્રમાણ અનુભાગ વર્ગણાઓના સમૂહનું એકીકરણ. (ગ્રુપ ઓફ લૉટસ)

**અનુભાગ બંધ**—અભવ્યથી અનંત ગુણ અથવા સિદ્ધજીવોથી અનંતમા ભાગ પ્રમાણ સંખ્યાયુક્ત અનુભાગ સ્પર્દ્ધકો(ગ્રુપ ઓફ ગ્રુપ્સ)માંના કર્મ પ્રદેશોના રસાંશસમૂહના એકીકરણથી ઉત્પન્ન થયેલ સામર્થ્ય. અથવા વિવક્ષિત સમયે આત્માએ ગ્રહણ કરેલ સંપૂર્ણ કર્મસ્કંધોનો સામુહિક પાવર.

એક સમયે જીવે ગ્રહણ કરેલ હીનાધિક પ્રમાણ રસા-વિભાગોવાળા તે કર્મસ્કંધોમાંના ઓછામાં ઓછા ( least ) રસાવિભાગોએ યુક્ત જે કર્મપ્રદેશોનો સમૂહ તે એક વર્ગણા કહેવાય છે. તેનાં કરતાં એક રસાવિભાગ અધિક પ્રમાણવાળા જે કર્મપ્રદેશોનો સમૂહ તે દ્વિતિય વર્ગણા કહેવાય છે. એમ એક એક રસાવિભાગની વૃદ્ધિવાળી કર્મપ્રદેશોની ક્રમે ક્રમે વર્ગણા કરતા અભવ્યથી અનંત ગુણ અથવા સર્વ સિદ્ધથી અનંતમા ભાગ પ્રમાણ વર્ગ-ણાઓ કહેવી. પ્રત્યેક વર્ગણામાંના કર્મપ્રદેશ સમૂહ, પૂર્વની વર્ગણા કરતાં એક એક રસાવિભાગે અધિક રસાંસવાળા હોવા છતાં તે પ્રદેશ સમૂહની સંખ્યા, પૂર્વની વર્ગણાના પ્રદેશ સમૂહથી વિશેષ હીન હોય છે. એટલે કે પ્રત્યેક વર્ગણાએ એકએક રસાવિભાગની વૃદ્ધિ થવાની સાથે પ્રદેશસંખ્યા ઓછી થતી જાય છે.

ઉપર કહ્યા મુજબ અભવ્યથી અનંતગુણ અથવા સર્વ સિદ્ધથી અનંતમા ભાગ પ્રમાણ સંખ્યાયુક્ત વર્ગણાનો સમુદાય તે સ્પર્દ્ધક કહેવાય છે. હવે તે પહેલા સ્પર્દ્ધકની છેલ્લી વર્ગણામાંના પ્રત્યેક કર્મપ્રદેશના રસાવિભાગની સંખ્યા કરતાં સર્વજીવથી અનંતગુણ જેટલા અનંતાનંત રસાવિભાગ અધિક સંખ્યા પ્રમાણ રસાવિભાગવાળા કર્મ પ્રદેશોના સમૂહવાળી બીજા સ્પર્દ્ધકની પહેલી વર્ગણા હોય છે. તેના કરતાં એક રસાવિભાગ અધિક પ્રદેશવાળી બીજી વર્ગણા હોય છે. એ રીતે બીજા સ્પર્દ્ધકમાં પણ એક એક રસાવિભાગની વૃદ્ધિએ પ્રથમ સ્પર્દ્ધક પ્રમાણ વર્ગણાઓ સમજવી. અને એ રીતે અભવ્યથી અનંતગુણ અથવા સર્વ સિદ્ધના અનંતમા ભાગ પ્રમાણ સ્પર્દ્ધકો કહેવાં. તે પ્રત્યેક સ્પર્દ્ધકની પહેલી વર્ગણામાંના પ્રત્યેક કર્મપ્રદેશમાં પૂર્વ સ્પર્દ્ધકની છેલ્લી વર્ગણામાં રહેલા પ્રત્યેકપ્રદેશના રસાવિભાગો કરતાં અનંત ગુમ રસાવિભાગો સમજવા. આ પ્રમાણે ઓછામાં ઓછા રસાવિભાગોવાળા કર્મપ્રદેશોની વર્ગણાથી પ્રારંભીઅભવ્યથી અનંતગુણઅથવા સર્વસિદ્ધના અનંતમાભાગ પ્રમાણ સ્પર્દ્ધકો સુધીમાં હીનાધિકપણે રહેલ રસાવિભાગોનો જે સમુદાય તે પહેલું અનુભાગ (રસ) બંધ સ્થાન અથવા જઘન્ય અનુભાગ (રસ) બંધ સ્થાન કહેવાય છે.

આ જઘન્ય અનુભાગ બંધસ્થાનમાં ઉપર કહ્યા મુજબ રસાવિભાગોના સમુદાયથી એક પણ રસાંશ ન્યૂન રસસમુદાય કોઈ પણ કર્મનો હોય જ નહિં. ત્યારપછી ક્રમેક્રમે એક

અનુભાગબંધ પ્રમાણુ રસની વૃદ્ધિએ ઉત્કૃષ્ટ (હાઈએસ્ટ) રસબંધ સુધી કર્મના રસનું પ્રમાણ સમજવું. એક એક અનુભાગ બંધ સ્થાનની વૃદ્ધિમાં પૂર્વના અનુભાગ બંધસ્થાનથી પછીના અનુભાગ બંધસ્થાનમાં સ્પર્દ્ધકોની સંખ્યા અનંતભાગ અધિક સમજવી. તથા પૂર્વના અનુભાગસ્થાનના છેલ્લા સ્પર્દ્ધકની છેલ્લી વર્ગણાના કોઈપણ કર્મપ્રદેશના રસાણુમાં સર્વજીવથી અનંતગુણ સંખ્યા પ્રમાણ રસાણુ ઉમેરતાં જેટલા રસાણુ થાય તેટલા રસાણુ, પછીના અનુભાગસ્થાનના પહેલા સ્પર્દ્ધકની પહેલી વર્ગણાના કોઈપણ કર્મપ્રદેશમાં સમજવા.

આ રીતે એક અનુભાગ સ્થાનના કુલ રસાંશની સંખ્યા કરતાં પછીના અનુભાગસ્થાનમાંના રસાંશોની અધિકતા સમજી શકાશે. અને રસાંશોની અધિકતાના હિસાબે પૂર્વના અનુભાગ સ્થાન કરતાં પછીના અનુભાગ સ્થાનની તીવ્રતાનો પણ ખ્યાલ થશે. કારણકે અનુભાગસ્થાનોમાં જેમ જેમ રસાંશોની અધિકતા તેમ તેમ તે તે અનુભાગસ્થાનદ્વારા જીવને ઉપઘાત કે અનુગ્રહની અસર વધુ થાય છે.

અહીં તો માત્ર જઘન્ય અનુભાગ (રસ) સ્થાનનું સ્વરૂપ વિચાર્યું. તેના કરતાં આગળ આગળનાં અનુભાગ સ્થાનોમાં રસની તીવ્રતા સમજવા માટે અનુભાગ સ્થાનોમાં કંડક પ્રરૂપણા તથા ષટ્સ્થાનક પ્રરૂપણાનું સ્વરૂપ પંચસંગ્રહ, કમ્મપયડી વગેરે ગ્રંથોથી સમજવું અત્યંત આવશ્યક છે. અહીં તો માત્ર વિષયનિર્દેશ કર્યો છે, અનુભાગસ્થાનોમાં સમજવાની સુગમતા માટે આ તો માત્ર વિષય પ્રવેશ છે.

ઉપરોક્ત ગ્રંથોમાં દર્શાવેલ આ વિષયની હકિકત અંગે રૂચિ પેદા કરવામાં અહિંતો માત્ર અંગુલિનિર્દેશ છે. એટલે મુમુક્ષુ આત્માઓએ આ વિષયને ગુરુગમથી યા તો મહાન્ ગ્રંથોથી અતિસ્પષ્ટપણે સમજવો તે આત્મશુદ્ધિ માટે અત્યંત જરૂરિ છે.

શાસ્ત્રોમાં આવા સૂક્ષ્મ વિષયની વિચારણામાં શાસ્ત્રીય પદ્ધતિએ કેટલીક સંખ્યા દર્શાવવામાં આવી છે. જે સંખ્યાને ઓળખવા માટે આધુનિક ગણત્રીવાળી સંખ્યામાં કોઈ સંજ્ઞાજ નથી, તેવી સંખ્યાને સમજવા માટે શાસ્ત્રકારોએ દ્રષ્ટાંતદ્વારા ઉપમાઓ આપી તેની અમુક અમુક સંજ્ઞાઓ આપેલી છે. વિષય સમજુતીમાં આવતી એવી સંખ્યાવાચક સંજ્ઞાઓ કેટલાક સંદિગ્ધ આત્માઓને શુષ્ક લાગે છે, પરંતુ એવાઓએ સમજવું જોઈએ કે એ રીતની સંખ્યાસૂચક સંજ્ઞાઓનો મહાપુરુષોએ શાસ્ત્રમાં ઉપયોગ ન કર્યો હોત તો આજના બાલજીવો અતિ મહત્ત્વના અધ્યાત્મવિષયના જ્ઞાનથી સર્વથા વંચિત જ રહી જાત, મોટામાં મોટી કે નાનમાં નાની અંક સંખ્યા સમજવા માટે તે મહાપુરૂષોએ આવી સંખ્યાસૂચક સંજ્ઞાઓથી તે તે સંખ્યાની સમજને એવી સુગમ બનાવી છે કે તે જોતાં તો ભાવદયાનિધાન તે મહાપુરુષો પ્રત્યે અનેક ભવ્યત્માઓનાં શિર ઝુકી જાય છે.

ભૌતિક લાલસામાં મગ્ન બની રહેનાર અને અધ્યાત્મ જીવનની ઉપેક્ષા કરનારાઓને આવી હકિકતો પ્રત્યે સૂગ

આવે એ સ્વભાવિક છે. એક તારાનું અમુક વર્ષે તેજ અહીં આવે છે, એક તારો અમુક કરોડ વર્ષે અમુક પ્રમાણમાં આપઘાત કરતો જાય છે, એક પરમાણુ એક રજકણનો અમુક કરોડમો ભાગ છે, આવી કરોડો અબજો, સંખ્યાત, અસંખ્યાત, તથા અનંતની વાતોવાળા આધુનિક વિજ્ઞાન વિષે પ્રસિદ્ધ થતા લેખો વાંચતાં જેને માનસિક પરિશ્રમ નથી અનુભવાતો, તેમાં આવતી હકિકતો જેને વિચિત્ર નથી લાગતી, તે હકિકતોની સૂક્ષ્મતા સમજવા માટે વૈજ્ઞાનિકોએ રચેલી અમુક અમુક સંજ્ઞાવાળી શબ્દરચના જેને હંબક નથી લાગતી, તેવા મનુષ્યો આ અધ્યાત્મજ્ઞાન અંગેની આવી સૂક્ષ્મ હકિકત પ્રત્યે ઉપેક્ષાવૃત્તિ, ઘૃણા કે અવિશ્વાસ કેમ રાખતા હશે?

અરે! આધુનિક વિજ્ઞાનની ઉપરોક્ત હકિકતોનો જેને મગજમાં ખ્યાલ પણ નથી, અને સમજી શકે તેવી શક્તિ પણ નથી, એવા મનુષ્યો પણ વિજ્ઞાનની સર્વ હકિકતને સંપૂર્ણ સત્ય સમજે છે. વળી ભવિષ્યમાં બીજી પણ વિજ્ઞાનસિદ્ધિ કરવાના વૈજ્ઞાનિક પ્રયત્નો પ્રત્યે વિશ્વાસ દૃષ્ટિએ જુએ છે, આવા મનુષ્યો પણ અનંતજ્ઞાની પુરુષોએ કહેલ અધ્યાત્મ વિષયક હકિકતને સત્યપણે સ્વીકારવામાં સ્વબુદ્ધિગમ્યનો જ આગ્રહ સેવે છે, સ્વબુદ્ધિગમ્યથી વિપરીત હકીકતનો સ્વીકાર કરવામાં તેઓ લેશમાત્ર તૈયાર નથી, આવા મનુષ્યો કેવળ દયાને જ પાત્ર છે એથી વિશેષ શું કહી શકાય?

રસ એટલે શું ? એની સ્પષ્ટતા આપણે આ પ્રમાણે વિચારી, છતાં એ વિષયની અતિ સ્પષ્ટપણે અને વિસ્તૃત રીતે સમજણ પ્રાપ્ત કરવા પહેલાં પુનઃ એક વખત રસબંધની વ્યાખ્યા વિચારી જઈએ. " જ્ઞાનદર્શનાદિ આત્મગુણોને હિનાધિક પ્રમાણમાં દબાવી શકવાની અને ન્યુનાધિક રીતે સુખ–દુઃખની અસર આત્માને પેદા કરવાની, પરિણામને અનુસરી કર્મપરમાણુંઓમાં ઉત્પન્ન થયેલી જે શક્તિ, તેને રસબંધ કહેવાય છે."

આત્મા પ્રત્યેક સમયે મિથ્યાત્વાદિ હેતુઓ વડે અનતાનંત પ્રદેશયુક્ત અનંત કર્મસ્કંધો ગ્રહણ કરે છે. છતાં ઉપર કહ્યા મુજબ આત્માના જ્ઞાનાદિ ગુણોને દબાવવાની કે સુખ–દુઃખનો અનુભવ કરાવવાની શક્તિનું પ્રમાણ એક જીવ આશ્રયી કર્મગ્રહણના સમયમાં ગ્રહિત કર્મસ્કંધોમાં પ્રત્યેક વખતે એક સરખું જ હોય એવો નિયમ નથી. વળી એક સમયે કર્મસ્કંધોને ગ્રહણ કરતા ઘણા જીવો આશ્રયી પણ પ્રત્યેક જીવે ગ્રહિત કર્મસ્કંધોમાં રસબંધની સમાનતા હોય એવો પણ નિયમ નથી. આ બધા રસબંધમાં ભિન્નતા હોય છે. તે ભિન્નતા અનંતપ્રકારની હોવાથી રસબંધ યા અનુભાગબંધ અનંત પ્રકારનો કહ્યો છે.

અનંત પ્રકારે થતા તે અનુભાગબંધ પૈકી જઘન્યમાં જઘન્ય થતો રસબંધ તે પહેલું અનુભાગ બંધસ્થાન ગણાય. આ જઘન્ય યા પહેલા અનુભાગ બંધસ્થાનમાં પણ કેટલા રસાંશોનો સમુહ હોય છે, તે અગાઉ કહેવાઈ ગયું

છે. ત્યારપછીના અનુભાગસ્થાનોમાં અનુક્રમે રસાંશોની પ્રચુરતા હોવાના અંગે પૂર્વના અનુભાગબંધસ્થાનથી પછીના અનુભાગ બંધસ્થાનમાં સામર્થ્યની વિશેષતા હોય છે. અનંત અનુભાગબંધ સ્થાનોને અનુલક્ષીને અનંત પ્રકારે થતા કર્મના રસને બાલજીવો સુલભતાથી સમજી શકે એટલા માટે જ્ઞાનીપુરૂષોએ તે તમામ પ્રકારના કર્મરસનું વર્ગીકરણ ચાર વિભાગમાં કર્યું છે. તે ચાર વિભાગ આ પ્રમાણે છે.

૧ મંદ (Dilute) ૨ તીવ્ર (Concentrated) ૩ તીવ્રતર (More concentrated) ૪ તીવ્રતમ (Most concetrated).

આ ચાર વિભાગમાં વર્ગીકરણ કરેલ રસને જ્ઞાનિઓએ અનુક્રમે એક સ્થાનિકરસ, દ્વિસ્થાનિકરસ, ત્રિસ્થાનિકરસ અને ચતુઃસ્થાનિકરસ, એ રીતની સંજ્ઞાઓ આપીને સમજાવ્યા છે.

અતિમંદથી આરંભી અમુક હદ સુધીના અનંત ભેદો એક સ્થાનિક રસમાં, ત્યાર પછીના ક્રમશઃ ચડતા ચડતા અનંત ભદો દ્વિસ્થાનિકરસમાં, ત્યાર પછીના અનંત ભેદો ત્રિસ્થાનિકમાં અને ત્યારપછીના અનંતભેદો ચતુઃસ્થાનિકરસમાં સમાય છે પ્રત્યેક સ્થાનકમાં આવતા રસભેદોમાં પણ સામર્થ્ય-ના હિસાબે જઘન્ય–મધ્યમ અને ઉત્કૃષ્ટપણું વિચારી શકાય છે. કારણ કે તેમાં મંદ (dilute) અતિમંદ (More dilute) આદિ અનેક ભેદે રસ હોય છે.

શુભકર્મના રસને અને અશુભકર્મના રસને અનુક્રમે

ખીર-ખાંડના રસની અને કડવાતુરીયા કે લીંબડાના રસની ઉપમા સરખાવી શાસ્ત્રમાં તેનું એક સ્થાનકાદિપણું એવી રીતે સમજાવ્યું છે કે લીંબડા આદિનો સ્વભાવિક એટલે કે જેવો હોય તેવોને તેવોજ રસ તે એકસ્થાનિક-મંદ રસ કહેવાય છે, બે ભાગ ઉકાળતાં એક ભાગ બાકી રહે તેને બેસ્થાનિક તીવ્રરસ કહેવાય છે, ત્રણ ભાગને ઉકાળતાં એક ભાગ બાકી રહે તેને ત્રણસ્થાનિક તીવ્રતર રસ કહેવાય છે, અને ચાર ભાગને ઉકાળતાં એક ભાગ બાકી રહે તેને ચાર સ્થાનિકતીવ્રતમ રસ કહેવાય છે.

આ દૃષ્ટાંતે કર્મરસનું પણ એકસ્થાનિકાદિપણું સમજી લેવું. આ એકસ્થાનિકાદિક રસમાં અનુક્રમે અનંતગુણ-તીવ્રતા છે. આ ચાર ભેદે થતું વર્ગીકરણ કષાયની અપેક્ષાએ છે. રસબંધનું કારણ કષાય હોવાથી ચાર કષાયોવડે થતા રસબંધના અનંતભેદોનો સમાવેશ, સ્થૂલપણે ચારભેદમાં જ કરવામાં આવ્યો છે.

રસબંધ સમયે વૃદ્ધિ પામતી કષાયની પ્રચુરતાએ પુન્ય પ્રકૃતિઓ મંદ રસે અને પાપપ્રકૃતિઓ તીવ્ર રસે બંધાય છે. આત્માના નિર્મળ પરિણામ સમયે કે અતિ નિર્મળ પરિણામ સમયે પુન્ય પ્રકૃતિઓનો રસ ચતુઃસ્થાનિક અને પાપ પ્રકૃતિઓનો એક કે બે સ્થાનિક રસ બંધાય છે. મંદ શુભપરિણામમાં વર્તતો આત્મા પુન્યપ્રકૃતિઓને ત્રિસ્થાનિક રસે અને પાપપ્રકૃતિઓને પણ ત્રિસ્થાનિક રસે બાંધે છે; ક્લિષ્ટ પરિણામના યોગે પુન્યપ્રકૃતિઓનો

દ્વિસ્થાનિક રસ અને પાપપ્રકૃતિઓનો ચતુઃસ્થાનિક રસ બંધાય છે.

અહીં જે એક સ્થાનકાદિ રસબંધમાં કારણભૂત ક્લિષ્ઠ અને નિર્મળ પરિણામની હકિકત કહી તે અનંતાનુબંધી આદિ ચાર કષાયની અપેક્ષાએ કહી છે.

તે પરિણામમાં કારણભૂત તે તે કષાયની પણ મંદતા કે તીવ્રતાના હિસાબે તે તે કષાયને અનુલક્ષીને બંધાતા એક સ્થાનકાદિ રસમાં પણ જે મંદતા કે તીવ્રતા હોય છે તે હકિકત હવે સ્પષ્ટપણે વિચારીએ. કારણ કે એકસ્થાનકાદિ પ્રત્યેક રસબંધ પણ અનેક પ્રકારનો છે.

સ્થિતિબંધ અને રસબંધનો આધાર કષાય હોવાથી અનુંતાનુબંધિ કષાયના ઉદય વડે સઘળી અશુભ પ્રકૃતિઓનો ચતુઃસ્થાનિક રસ, અપ્રત્યાખ્યાનાવરણીય કષાયવડે ત્રણ ઠાણીયો રસ; પ્રત્યાખ્યાનાવરણીય કષાયવડે બેઠાણીયો, અને સંજવલન કષાયવડે એકસ્થાનનો રસ બંધાય છે. શુભ પ્રકૃતિઓનો રસ એથી વિપરીત રીતે બંધાય છે. એટલે કે અનંતાનુબંધી કષાયના ઉદયવડે પુન્ય પ્રકૃતિઓનો બેઠાણીયો, અપ્રત્યાખ્યાનાવરણીય કષાયવડે ત્રણઠાણીયો, પ્રત્યાખ્યાનાવરણીય કષાયવડે અને સંજવલન કષાયવડે ચોઠાણિયો રસ બંધાય છે. પણ એમાં વિશેષતા એટલી છે કે સંજવલન કષાયોવડે તીવ્રચોઠાણીયોરસ બંધાય છે.

જે જે કષાયોના ઉદયે શુભાશુભ કર્મપ્રકૃતિઓનો

જે જે સ્થાનિકરસ બંધાય છે, તે તે સ્થાનકનો રસ પાપ પ્રકૃતિઓમાં તીવ્રપણે અને પુન્ય પ્રકૃતિમાં મંદપણે બંધાય છે. તે તે સ્થાનિકરસબંધમાં હેતુભૂત તે તે કષાયો જેમ જેમ ઘટતા જાય તેમ તેમ પુન્ય પ્રકૃતિઓના તે તે સ્થાનિક રસમાં વૃદ્ધિ અને પાપપ્રકૃતિઓના રસમાં હાનિ થતી જાય છે. છેવટમાં દશમાગુણસ્થાનકના અંત સમયે કષાય અત્યંત મંદ હોવાથી પુન્યનો અત્યંત ઉત્કૃષ્ટ અને પાપનો અત્યંતહીન રસબંધ થાય છે. આ ઉપરથી સમજી શકાય છે કે કષાયની તીવ્રતાએ પુન્યપ્રકૃતિ મંદરસે, તથા પાપપ્રકૃતિ તીવ્રરસે બંધાય છે. અને કષાયની મંદતાએ પુન્ય પ્રકૃતિ તીવ્રરસે અને પાપ પ્રકૃતિ મંદરસે બંધાય છે.

અહીંયાં ખાસ સમજવું જરૂરી છે કે-ગમે તેવા સંકિલષ્ટ પરિણામ થવા છતાં જીવ સ્વભાવે પુન્યપ્રકૃતિઓનો એક સ્થાનિક રસબંધ તો થતો જ નથી.સંકિલષ્ટ પરિણામની જીવ ઉપર ગમે તેટલી અસર થાય તો પણ પુન્ય પ્રકૃતિઓના દ્વિસ્થાનિક રસબંધથી ઓછો રસબંધ ન થાય એટલી તો નિર્મલતા અવશ્ય રહે છે. જો કે શુભ અને અશુભ બંને કર્મપ્રકૃતિઓમાં ચારે પ્રકારના રસસ્થાનિકોની હકિકત શાસ્ત્રમાં આવે છે, તે ઉપરથી શુભ પ્રકૃતિઓના પ્રાથમિક દ્વિસ્થાનિક રસમાં તે પ્રકૃતિઓનું એક સ્થાનિકપણું સમજી લેવું. વળી અશુભ પ્રકૃતિઓ અંગે પણ સમજવું જરૂરી છે કે કેવલજ્ઞાનાવરણીય સિવાયની ચાર જ્ઞાનાવરણીય, કેવલદર્શનાવરણીય સિવાયની ત્રણ દર્શનાવરણીય, પુરુષવેદ, સંજવલન ક્રોધાદિ ચાર તથા પાંચ અંતરાય એમ સતર પ્રકૃતિઓ સિવાયની બાકીની પાપપ્રકૃતિઓમાં પણએકસ્થાનિક

રસબંધ થતો નથી; કારણ કે અશુભ કર્મપ્રકૃતિઓના એક સ્થાનિક રસબંધને યોગ્ય અધ્યવસાયોનો સંભવ તો અનિવૃત્તિ બાદર સંપરાય ગુણસ્થાનકના સંખ્યાતા ભાગ ગયા પછી જ હોય છે. અને તે તે સમયે ઉપરોક્ત સત્તર પ્રકૃતિઓ સિવાય બાકીની અશુભ પ્રકૃતિઓના બંધહેતુઓનો જ વિચ્છેદ વર્તે છે.

બંધ હેતુઓના અભાવે તે પ્રકૃતિઓના બંધનો જ અભાવ હોય પછી રસબંધ શામાં પડે ? એટલે તે પ્રકૃતિઓના બંધ હેતુઓનું જ્યાં સુધી હોવાપણું હોય ત્યાં સુધીમાં તે પ્રકૃતિઓના એકસ્થાનિક રસબંધને યોગ્ય અધ્યવસાયો જ હોતા નથી. પણ દ્વિસ્થાનિક, ત્રિસ્થાનિક કે ચતુઃસ્થાનિક રસબંધને યોગ્ય જ અધ્યવસાયો હોય છે. તથા કેવલજ્ઞાનાવરણીય અને કેવલદર્શનાવરણીય એ બે પ્રકૃતિઓ અનિવૃત્તિ બાદર સંપરાય ગુણસ્થાનક પછી પણ બંધાય છે.

પરંતુ આ બન્ને પ્રકૃતિઓ સર્વઘાતી હોવાથી ઓછામાં ઓછા પણ દ્વિસ્થાનિક રસેજ બંધાય છે, પરંતુ એક સ્થાનિક રસે બંધાતી નથી. રસબંધમાં કારણભૂત કાષયિક અધ્યવસાયો શુભ અને અશુભ એમ બે પ્રકારે છે. તેમાં કષાયની હીનતાથી વર્તતા અધ્યવસાયોને શુભ અધ્યવસાય કહેવાય છે. અહીં અધ્યવસાયોમાં શુભાશુભપણું અપેક્ષાપૂર્વક કહેવામાં આવ્યું છે.

જે પ્રકારના કષાયના ઉદયે વર્તતા જે અધ્યવસાયો એક સમયે અશુભ કહેવાય છે, તેજ અધ્યવસાયો

અમુક સમયે શુભ કહેવાય છે. જો કે આ હકિકત ઘણાને આશ્ચર્યભૂત લાગે, પરંતુ તે સ્હેજે સમજી શકાય તેવી વસ્તુ છે. સો ડીગ્રીથી એકસોપાંચ ડીગ્રી સુધી ચઢતો તાવ વૃદ્ધિ પામતો હોય ત્યારે તેનો દરેક પોઈન્ટ ગ્લાનિસૂચક થાય છે, અને પાંચ ડીગ્રીથી હીનતા પામવા ટાઈમે એટલે ઉતરતા ટાઈમે તેજ પોઇન્ટ આનંદસૂચક ગણાય છે.

આ રીતે ૧ થી ૫ ડીગ્રી સુધીના દરેક પોઈન્ટમાં અપેક્ષાભેદથી વિચારીયે તો સારા અને નરસાપણું બન્ને સંભવે છે. એ રીતે વૃદ્ધિ પામતા કષાયોની અપેક્ષાએ વર્તતા જે અધ્યવસાયો અશુભ કહેવાય છે, તેજ અધ્યવસાયો ઓસરતા (ક્ષીણ થતા) કષાયોની અપેક્ષાએ શુભ કહેવાય છે.

ચઢતા ગુણસ્થાનકવાળા જીવોની અપેક્ષાએ જે કાષયિક અધ્યવસાયો શુભ છે, તેજ કાષયિક અધ્યવસાયો, પડતા જીવની અપેક્ષાએ અશુભ છે.

શુભ અધ્યવસાયોથી કર્મસ્કંધોમાં ઉત્પન્ન થતો રસ આલ્હાદજન્ય છે. અને અશુભ અધ્યવસાયોથી ઉત્પન્ન થતો રસ અનિષ્ઠ છે. કર્મના પ્રત્યેક સ્થિતિસ્થાનકબંધમાં તીવ્ર–તીવ્રતર–મન્દ અને મન્દતરાદિ અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ કષાયોદયનાં સ્થાનો છે. આમાં અમુક એક સ્થિતિબંધને યોગ્ય ભિન્ન ભિન્ન કષાયોદય હોવા છતાં ઘણા જીવ આશ્રયી સ્થિતિ સરખી જ બંધાય છે.

પરંતુ સરખી સ્થિતિ બંધાવા છતાં તે કર્મનો ભોગવટો સરખી રીતે થતો નથી. પૃથક્ પૃથક્ રીતે હોય છે. એટલે કે કર્મના એક જ સ્થિતિસ્થાનકને જુદા જુદા જીવો દ્રવ્યાદિ ભિન્ન ભિન્ન સામગ્રી પામીને જ અનુભવે છે.

આમ થવામાં તે સઘળા જીવોને એક જ સરખો સ્થિતિબંધ થવા ટાઈમે વર્તતા ભિન્ન ભિન્ન કષાયોદય યુક્ત પરિણામ અને દ્રવ્ય, ક્ષેત્ર, ભાવ અને ભવાદિની અનેક વિચિત્રતા રૂપ કારણો જ આભારી છે. આ વિચિત્રતાને હિસાબે એકનાએક સ્થિતિસ્થાનક બંધમાં રસબંધ પણ ભિન્ન ભિન્ન પ્રકારે થાય છે. જેથી એકજ સ્થિતિસ્થાનક અનુભવતા તે દરેક જીવો તે કર્મના રસને કોઈ મંદ, અતિમંદ, તીવ્ર અને તીવ્રતમ એમ અલગ અલગરૂપે ભોગવે છે. સ્થિતિબંધ તે કષાયોદય જન્ય અધ્યવસાયથી બંધાય છે, જ્યારે રસબંધ લેશ્યાયુક્ત કષાયોદયથી બંધાય છે.

અનેક જીવોની અપેક્ષાએ સ્થિતિસ્થાનાધ્યવસાયમાં અનુભાગ બન્ધાધ્યવસાયો વિચારીએ તો સર્વજઘન્ય સ્થિતિબન્ધહેતુભૂત કષાયોદયમાં કૃષ્ણાદિલેશ્યાપરિણામરૂપ અનુભાગબન્ધાધ્યવસાયસ્થાનો અલ્પ હોય છે, તેનાથી દ્વિતીયાદિ સ્થિતિબન્ધ હેતુભૂત કષાયોદયમાં અનુક્રમે વિશેષાધિક અનુભાગબન્ધાધ્યવસાયસ્થાનો હોવાપણું ઉત્કૃષ્ટ સ્થિતિબન્ધસ્થાનહેતુભૂત કષાયોદય સુધી સમજવું. એ રીતે વિશેષાધિકપણાએ કરીને વિચારતાં, જઘન્ય કષાયોદયથી પ્રારંભીને અસંખ્ય લોકાકાશ પ્રદેશપ્રમાણ કષાયોદયસ્થાન,

અતિક્રમતાં અનંતર કષાયોદયસ્થાનમાંના અનુભાગ બન્ધાધ્યવસાયસ્થાનોની સંખ્યા દ્વિગુણ હોય છે. એ રીતે ઉત્કૃષ્ટ સ્થિતિબન્ધાધ્યવસાયસ્થાન સુધીના સ્થાનોમાં અસંખ્ય લોકાકાશપ્રદેશપ્રમાણ કષાયોદયસ્થાન અતિક્રમવાવડે પ્રત્યેક પ્રત્યેક અન્તરે અનુભાગ બન્ધાધ્યવસાયસ્થાનોની સંખ્યા અનુક્રમે દ્વિગુણ સમજવી.

અસંખ્ય લોકાકાશપ્રદેશપ્રમાણ કષાયોદયસ્થાન અતિક્રમતાં એક અન્તરસ્થાન થાય. જઘન્ય કષાયોદયસ્થાનથી ઉત્કૃષ્ટ કષાયોદયસ્થાનક સુધીમાં એવાં અન્તરસ્થાન આવલિકાના અસંખ્યાતા ભાગના સમય પ્રમાણ સમજવાં

આ રીતે પ્રત્યેક અન્તરે થતી અનુભાગાધ્યવસાયોની દ્વિગુણવૃદ્ધિનો ક્રમ કર્મની અશુભ પ્રકૃતિઅંગે સમજવો. શુભ પ્રકૃતિઓની વૃદ્ધિ પ્રરૂપણા એથી વિપરીત સમજવી. એટલે શુભ પ્રકૃતિમાં ઉત્કૃષ્ટ સ્થિતિબન્ધહેતુભૂત કષાયોદયસ્થાનમાં અનુભાગ બન્ધાધ્યવસાયસ્થાનો સર્વથી અલ્પ હોય. અને તેના ઉપાન્ત્ય એટલે પૂર્વના સ્થિતિસ્થાનબંધ હેતુભૂત કષાયોદયમાં વિશેષાધિક અનુભાગાધ્યવસાયો હોય. એ રીતે અનુક્રમે ઉપાન્ત્ય સ્થિતિસ્થાન બન્ધ હેતુભૂત કષાયોદયમાં વિશેષાધિકની વૃદ્ધિએ સર્વજઘન્ય સ્થિતિબન્ધ હેતુભૂત કષાયોદયસ્થાન સુધીમાં અનુભાગાધ્યવસાયોનું પ્રમાણ હોય છે. અને તેમાં દ્વિગુણવૃદ્ધિનો ક્રમ પણ ઉપરોક્ત રીતે એ ઉત્કૃષ્ટસ્થિતિબન્ધ હેતુભૂતકષાયોદયથી પ્રારંભી જઘન્ય સ્થિતિબન્ધ હેતુભૂત કષાયોદયસ્થાન સુધી ઉપાન્ત્ય ક્રમે સમજવો.

ચારે આયુષ્ય અંગે જઘન્ય સ્થિતિસ્થાનકથી પ્રારંભી ઉત્કૃષ્ટ સ્થિતિસ્થાનક સુધીમાં પ્રત્યેક સ્થિતિસ્થાનકે અનુભાગસ્થાનો અસંખ્યગુણ હોય છે.

આ પ્રમાણે પ્રત્યેક સ્થિતિસ્થાનકબંધમાં અનુભાગબંધાધ્યવસાયોનું પ્રમાણ એક સરખું નહીં હોવાથી એકજ સ્થિતિબંધમાં અનુભાગ (રસ) બંધ પણ પૃથક્ પૃથક્ રીતે થાય છે. એકજ સ્થિતિબંધમાં થતા તે પૃથક્ પૃથક્ અનુભાગના સર્વ સમૂહમાં અશુભકર્મના જઘન્ય અનુભાગબંધથી પ્રારંભી ઉત્કૃષ્ટ અનુભાગ બંધ સુધીમાં પ્રત્યેક અનુભાગબંધની તીવ્રતા અનુક્રમે અનંતગુણી હોય છે. જઘન્ય સ્થિતિમાં જઘન્યાનુભાગ સર્વથી અલ્પ છે, તેથી દ્વિતીય સ્થિતિમાં જઘન્યાનુભાગ અનન્તગુણ તીવ્ર હોય છે. એ રીતે અશુભકર્મપ્રકૃતિઓના જઘન્ય સ્થિતિસ્થાનથી આરંભીને અનુક્રમે ઉર્ધ્વમુખે અનન્તગુણ અનુભાગ હોય, અને શુભ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ સ્થિતિ સ્થાનથી પ્રારંભીને અનુક્રમે અધોમુખે જઘન્યસ્થિતિ સુધી સુધી અનન્તગુણ અનુભાગ હોય છે.

આ કથન સામાન્યપણે સમજવું, બાકી તો દરેક કર્મપ્રકૃતિના જઘન્યસ્થિતિસ્થાનકથી ઉત્કૃષ્ટ સ્થિતિસ્થાનક સુધીમાં દરેક સ્થિતિસ્થાનકમાંના દરેક અનુભાગબંધનું તીવ્ર મન્દત્વ, તે કમ્મ પયડી, પંચસંગ્રહ વગેરે ગ્રંથોમાં વિસ્તૃત રીતે દર્શાવેલ અનુકૃષ્ટિ તથા અનુભાગની તીવ્ર મન્દત્વની હકિકત દ્વારા તે તે ગ્રંથોના અભ્યાસી ગુરુગમદ્વારા સમજવું અત્યંત આવશ્યક છે.

સ્થિતિબન્ધગત અનુભાગાધ્યવસાયસ્થાનોમાંની અમુક સંખ્યા પ્રમાણ અનુભાગાધ્યવસાયસ્થાનોનું પાશ્ચાત્ય કેટલાક સ્થિતિબન્ધ સુધી હોવાપણાને અનુકૃષ્ટિ કહેવાય છે. અમુક સ્થિતિબન્ધમાં જે અનુભાગાધ્યવસાયસ્થાનો હોય છે, તેમાંથી અમુક પ્રમાણનાં અધ્યવસાયસ્થાનો તેનાથી પૂર્વ યા પાશ્ચાત્ય સ્થિતિબન્ધમાં પણ હોય છે. એ રીતે એક વિવક્ષિત સ્થિતિબન્ધમાંના અમુક અનુભાગાધ્યવસાયસ્થાનો ક્રમે ક્રમે ન્યૂનતાપણે કરી પલ્યોપમના સંખ્યાતમા ભાગ પ્રમાણ પૂર્વ યા પાશ્ચાત્ય સ્થિતિબન્ધ સુધી હોય છે. પલ્યોપમના સંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિસ્થાનની અનન્તર પૂર્વ યા પાશ્ચાત્ય સ્થિતિસ્થાનમાં તે વિવક્ષિત સ્થિતિસ્થાનના અનુભાગાધ્યવસાય સ્થાનોમાંથી એકપણ અનુભાગાધ્યવસાયસ્થાન હોતું નથી. ઉપરોક્ત અધ્યવસાયસ્થાનોનું ઉપરોક્ત રીતે હોવાપણું અમુક પ્રકૃતિ અંગે પૂર્વાનુપૂર્વીએ અને અમુક કર્મપ્રકૃતિ અંગે પશ્ચાનુપૂર્વીએ હોય છે.

વિવક્ષિત સ્થિતિબન્ધમાંના જે અનુભાગધ્વસાયસ્થાનોનું પૂર્વ પાશ્ચાત્ય સ્થિતિસ્થાનોમાં હોવાપણું કહ્યું તે અનુભાગાધ્યસાય સ્થાનો ઉપરાંત બીજા પણ અનુભાગાધ્યવસાયસ્થાનો તે તે પૂર્વ યા પ્રાશ્ચાત્ય સ્થિતિસ્થાનોમાં હોય છે. માત્ર વિવક્ષિત સ્થિતિબન્ધમાંનાં જ અમુક અનુભાગાધ્યવસાયસ્થાનો હોય છે, એમ નહીં સમજવું.

એક જ સ્થિતિસ્થાનમાં અનુભાગાધ્યવસાયસ્થાન પૃથક્ પૃથક્ હોવાનું કારણ લેશ્યા છે. લેશ્યાની તીવ્રતા મંદ-

તાના હિસાબેજ અનુભાગ (રસ) બંધની તીવ્રતા મંદતા હોવાથી લેશ્યાનું સ્વરૂપ લક્ષમાં રાખવું અત્યંત આવશ્યક છે. કર્મબંધ સમયે થતા રસબંધની તીવ્રતા–મંદતાનો ખ્યાલ પોતપોતામાં વર્તતી લેશ્યાને અનુસારે પોતે લક્ષમાં રાખી શકે છે. કષાયોદયસહિત જે કૃષ્ણાદિ લેશ્યા રૂપ પરિણામ વિશેષ તે જ અનુભાગ(રસ)બન્ધમાં હેતુભૂત હોવાથી નવમા ગુણસ્થાનક સુધી જ લેશ્યા તો કર્મના રસબંધમાં કારણભૂત થાય છે. ૧૦ મે ગુણસ્થાને વ્યક્ત સંક્લિષ્ટતા નથી. ૧૧–૧૨–૧૩ એ ત્રણ ગુણસ્થાનકમાં ફક્ત ઈર્યાપથિકી ક્રિયા છે, અને ફક્ત એક સમયનો રૂક્ષ સાતાવેદનીયનો જ બંધ છે, તેથી ત્યાં રસબંધ નથી. કષાયની તારતમ્યતા પ્રમાણે સ્થૂલપણે છ લેશ્યા છે. સૂક્ષ્મપણે તો સ્થૂલપણે ગણાતી દરેક લેશ્યા વિવિધ પ્રકારની હોય છે. જુદાજુદા જીવો આશ્રયી એક સરખા કષાયોદયથી વર્તતા રાગદ્વેષમાં સ્વ-સ્વભાવાનુસાર તે રાગદ્રેષને અંગે તે જીવો અનેક વિવિધ પરિણામવાળા હોય છે, તે વિવિધપરિણામો સ્થૂલપણે છ વિભાગમાં કલ્પી શકાય છે. તે છ વિભાગ તે જ છ લેશ્યા છે.

જે ભાવમાં હિંસાભાવની મુખ્યતાપૂર્વક પાંચ આસ્રવમાં પ્રવૃત્તિ કરવી તે કૃષ્ણલેશ્યાના પરિણામ છે.

પુદ્ગલાસક્તિની મુખ્યતાએ પાંચ ઇંદ્રિયોના વિષયમાં લુબ્ધપણું તે નીલ લેશ્યાનાં પરિણામ છે.

જ્યાં વક્રતાની મુખ્યતાવાળા ભાવ વર્તે છે તે કાપોત લેશ્યાના પરિણામ છે,

ગમે તેવા રાગદ્વેષના સંયોગોમાં પણ ધર્મરુચિની મુખ્યતા અને પાપભીરુતા તે તેજોલેશ્યાનાં પરિણામ છે.

જિતેંદ્રિયપણાની ભાવના તે પદ્મલેશ્યાનાં પરિણામ છે

રાગદ્વેષના સંયોગોમાં સમાનતા કેળવવાનો પ્રયા તે શુક્લલેશ્યા કહેવાય છે. વીતરાગની લેશ્યા તે અતિવિશુ શુક્લલેશ્યા અથવા પરમ શુક્લલેશ્યા કહેવાય છે.

૭ ગુણસ્થાનક સુધી ૭ લેશ્યાઓ હોઈ શકે પરંતુ સમકિતીની લેશ્યામાં જે અનંતગુણી શુદ્ધિ, આત ભાવ અને ધ્યેય સિદ્ધસ્વરૂપનું હોય, તેવી શુદ્ધિ, ભાવ અ ધ્યેય મિથ્યાત્વીમાં ન હોય. પાંચમા અને છઠ્ઠા ગુણઠાણા પ્રાપ્તિ તો ત્રણ શુદ્ધ લેશ્યામાં જ થાય છે, એ હિસ તો પહેલી ત્રણ લેશ્યામાં પ્રથમનાં ચાર ગુણસ્થાનક જ ત્રી કર્મગ્રંથમાં કહ્યા છે. પરંતુ પૂર્વે પામેલા પાંચમા ગુણઠાણાવંતને કૃષ્ણાદિક લેશ્યા આવી શકે છે એ હિસાબે ચમા-છઠ્ઠા ગુણઠાણાવંતને છએ લેશ્યા હોઈ શકે બાકી સમકિતપ્રાપ્તિ, દેશવિરતિની પ્રાપ્તિ અને સર્વવિરતિ પ્રાપ્તિ વખતે તો શુક્લલેશ્યા જ હોય છે. ૪-૫-૬મ ઉપર ઉપરના ગુણસ્થાનકમાં અશુભ લેશ્યા મંદતર અને કોઈ વખતે જ પ્રગટ થાય. સાતમા ગુણસ્થાને શુદ્ધ લેશ્યા જ હોય છે. ૮ થી ઉપરના ગુણસ્થાને ફક્ત શુક્લલેશ્યા જ હોય. એક થી ૧૩ ગુણસ્થાનક

તારતમ્યતા હોય છે. છએ લેશ્યાઓ એક એકથી વિશુદ્ધ હોય છે.

કષાયોદય સમયે વર્તતા પરિણામો કેટલીક વખત એક જ લેશ્યામાં નહીં રહેતાં ચડતા તથા ઉતરતા ક્રમે અન્ય લેશ્યામાં કેવી રીતે ચાલ્યા જાય છે, તે હકિકત પ્રસન્નચંદ્ર રાજર્ષિના દ્રષ્ટાંતથી સરલ રીતે સમજી શકાય છે. અને આ ઉપરથી કેવી જાતના પરિણામો કયી લેશ્યામાં ગણી શકાય તે પણ સમજવું સુલભ પડે છે.

કાઉસ્સગ્ગ ધ્યાનસ્થ પ્રસન્નચંદ્ર રાજર્ષિનું સમતામાં સ્થિર ધ્યાન તે શુક્લ લેશ્યા.

દુર્મુખની વાત સાંભળી માત્ર ક્ષોભજ થયો, પરંતુ જિતેંદ્રિયપણું સ્થિર રહ્યું તે પદ્મલેશ્યા.

ભાવથી ધર્મમાં સ્થિર રહેવા છતાં પણ મનમાં ભાવ એ ઉત્પન્ન થયો કે મારા પુત્રનું શું થશે? એટલો પુત્ર પરનો મમત્વભાવ જાગ્યો તે તેજોલેશ્યા.

રાજ્ય પર ચઢી આવેલ દુશ્મન પર વક્રતાઘૃણા ઉત્પન્ન થઈ તે કાપોતલેશ્યા.

પોતાના રાજ્યને અને પુત્રને બચાવવાની ભાવનારૂપ સંસારઆસક્તિ આવી તે નીલ લેશ્યા

શત્રુઓનો નાશ કરવા રૂપ હિંસાનો ભાવ જાગ્યો તે કૃષ્ણલેશ્યા. હવે પરિણામનીધારા વિશુધ્ધતામાં પલટાતાં ક્રમે ક્રમે તેઓ શુભલેશ્યામાં કેવી રીતે ગયા તે વિચારીએ.

માથા પર મુગટ લેવાની ભાવનાએ માથા પર હાથ જતાં માથાની ટાલ જોઈ સાધુપણાની સ્મૃતિએ ચમકયા અને માનસિક યુદ્ધથી વિરામ પામતાં કૃષ્ણલેશ્યા ગઈ.

કોનું રાજ્ય અને કોનો પુત્ર? કોને બચાવવાનો હું પ્રયત્ન કરૂ છું? એ વિચારે સંસારઆસકિત છુટતાં નીલલેશ્યા ગઈ.

કોણ મિત્ર અને કોણ દુશ્મન? પોતપોતાના કર્માનુસાર સંયોગો ઉત્પન્ન થાય છે. મનુષ્ય માત્ર તો નિમિત્ત છે. તે તો મિત્ર પણ નથી અને દુશ્મન પણ નથી. અનુકુળ અને પ્રતિકુળ સંયોગોની પ્રાપ્તિમાં પૂર્વકૃત કર્મોજ કારણભૂત છે. એ વિચારે કાપોતલેશ્યા ગઈ.

જે રાજ્ય અને પુત્રના સંબંધો વોસિરાવ્યા છે, તેના ઉપર મમત્વભાવ શાનો? "एगोहं नत्थि मे कोई" એ રીતે મમત્વભાવ છોડયો અને પૂર્વ કરેલા મમત્વભાવનો પશ્ચાત્તાપ કરી પ્રાયશ્ચિત્ત લઈ ધર્મમાં સ્થિર રહેવાની ભાવનાએ તેજોલેશ્યા ગઈ.

આત્માના નિર્વિષયી ભાવથી પદ્મલેશ્યા ગઈ. અને ક્ષપકશ્રેણીના ભાવથી પરમ શુકલલેશ્યા આવી.

લેશ્યાનું સ્વરૂપ બાલ જીવો સરલ રીતે સમજી શકે એટલા માટે તે અંગે જાંબુ ખાનાર છ વટેમાર્ગુ તથા છ ધાડપાડુઓનાં દ્રષ્ટાંતો પણ શાસ્ત્રમાં આપેલ છે. કૃષ્ણ લેશ્યા કરતાં નીલ લેશ્યા અનંતગુણી શુદ્ધ, નીલ કરતાં

કાપોત અનંતગુણી શુદ્ધ, કાપોતથી તેજો અનંતગુણી વિ-શુદ્ધ, તેજોથી પદ્મ અનંતગુણી વિશુદ્ધ, અને પદ્મથી શુકલ લેશ્યા અનંતગુણી વિશુદ્ધ હોય છે. કૃષ્ણાદિ છએ લેશ્યામાં અનુક્રમે હિંસાના, પુદ્ગલાસકિતના, વક્રતાના, પાપભીરૂતા તથા ધર્મરુચિના, જીતેંદ્રિયપણાના અને સમાનતાના જે ભાવો દર્શાવ્યા તે દરેક ભાવને પ્રજ્ઞાપ્રમાણે વિસ્તારથી સમજતાં પ્રત્યેક લેશ્યાના પણ અનેક ભાવો ખ્યાલમાં આવી શકે છે. અને એ રીતે છ એ લેશ્યાના અનેક ભાવોના હિસાબે અનુભાગબંધાધ્યવસાય અનેક પ્રકારનો થાય છે. જે લેશ્યામાં મારે તે લેશ્યાસ્થાનમાં ઉપજવું પડે છે. માટે શુભ લેશ્યામાંજ રહેવાનો પ્રયત્ન કરવો. જોઇએ.

કર્મના વિપાકોદય સમયે તીવ્રતાપૂર્વક થતા ભોગ-વટાથી આત્મા અત્યંત ખેદ અનુભવવા પૂર્વક આર્ત્ત–રૌ-દ્રધ્યાનમાં મગ્ન બની, અશુભ લેશ્યાવંત બની, પુનઃ તીવ્રરસવાળાં અશુભ કર્મો ઉપાર્જન કરે છે. પરંતું સમ્ય-ગ્દષ્ટિ આત્મા અશુભ લેશ્યાથી દુર રહેવા કોશિષ કરે છે. અને શુભલેશ્યામાં સ્થિર બની રહેવા માટે મનને ધર્મ અને શુકલ ધ્યાનમાં જોડી રાખી આર્ત્ત તથા રૌદ્ર ધ્યાનનો ત્યાગ કરે છે. શાસ્ત્રો દ્વારા તે ધ્યાનોનું સ્વરૂપ જાણે–સમજે અને ખ્યાલમાં રાખે છે. અનિત્યાદિ બાર તથા મૈત્ર્યાદિ ચાર ભાવના સદા ભાવે છે. વચન બોલવા સમયે ભાષાસમિતિનો ઉપયોગ રાખે છે. વ્રત–પચ્ચક્ખાણ દ્વારા કાયાની અશુભ પ્રવૃતીનો રોધ કરે છે.

મોહનીય કર્મના થતા ઉદય અને ઉદીરણા સમયે ઉપશમ અથવા ક્ષયોપશમ ભાવમાં રહીને ઉદયમાં આવતી કર્મપ્રકૃતિને નિષ્ફળ કરે છે. જ્ઞાન અથવા તત્ત્વજ્ઞાનના ઉપયોગથી શુકલ લેશ્યા ઉત્પન્ન કરી પૂર્વની લેશ્યાને શુદ્ધ કરી શુકલ લેશ્યામાં પરિણમાવે છે, શુકલ લેશ્યામાં સ્થિર રહેવા માટે સિદ્ધસ્વરૂપનું ધ્યાન કરે છે. એ રીતે આત્માના સર્વગુણો વિકાસ પામવાથી ક્રમેક્રમે અશુભ લેશ્યાનો સંસર્ગ આત્મામાંથી છૂટી જાય છે. અને કર્મબંધ ધીમે ધીમે રૂક્ષતાને પામે છે. અંતે આત્માનું વિશુદ્ધ સ્વરૂપ પ્રગટ થાય છે.

**પ્રદેશબંધ :—**

પ્રતિસમય જીવદ્વારા આકૃષ્ટ કાર્મણવર્ગણાનાં દલિક-સમૂહ અને તેમાંથી વિવિધ પ્રકૃતિરૂપે પરિણમવામાં ચોક્કસ દલિકસંખ્યાના નિયત પ્રમાણને પ્રદેશબંધ કહેવાય છે.

જીવ તે કાર્મણવર્ગણાના પુદ્ગલોને યોગરૂપ વીર્ય વડે ગ્રહણ કરી તેને કર્મરૂપે પરિણમાવે છે. એટલે જીવદ્વારા આકૃષ્ટ દલિકસમુહોની સંખ્યામાં ન્યૂનાધિક્તાનું પ્રમાણ, દલિકગ્રહણસમયે વર્ત્તતા જીવના યોગવ્યાપારના આધારે જ છે.

સર્વ જીવોમાં તથા એક જીવમાં પણ પ્રતિસમય યોગબળ સમાનપણે જ વર્ત્તે એવો નિયમ નથી. જેથી પ્રતિ સમયગ્રહિત કાર્મણવર્ગણાના પુદ્ગલ પ્રદેશ સમુહની સંખ્યા પણ સર્વ જીવોને સમાનપણે હોઈ શકતી નથી.

યોગ વ્યાપારની વિશેષતાએ પ્રદેશબંધની વિશેષતા, અને યોગવ્યાપારની ન્યૂનતાએ પ્રદેશબંધની પણ ન્યૂનતા હોય છે. ઉત્કૃષ્ટયોગે ઉત્કૃષ્ટ પ્રદેશ બંધાય. જેથી સર્વોત્કૃષ્ટ યોગવંતતો સંજ્ઞિપર્યાપ્તો જીવ જ હોવાથી ઉત્કૃષ્ટ પ્રદેશબંધ પણ તેને જ થઈ શકે. આ હિસાબે સર્વજીવોનો પ્રદેશબંધ પણ વિવિધ પ્રકારે હોય છે.

જીવોની ભિન્નભિન્ન પ્રકારે વર્ત્તતી યોગવ્યાપારરૂપ અવસ્થા તે ભિન્નભિન્ન પ્રકારના યોગસ્થાનક તરીકે ઓળખાય છે. વીર્યાંતરાય કર્મના અધિક ક્ષયોપશમે અધિક વીર્ય વ્યાપારવાળું યોગસ્થાનક હોય છે, અને ન્યૂનક્ષયોપશમે ન્યૂન વીર્યવ્યાપારવાળું યોગસ્થાનક હોય છે.

વીર્યાંતરાય કર્મના ઓછામાં ઓછા ક્ષયોપશમવાળા જીવનું જે યોગસ્થાનક, તેને જઘન્ય યોગસ્થાનક કહેવાય છે. કેવલિની બુદ્ધિરૂપ શસ્ત્રથી એકના બે ભાગ ન થઈ શકે તેવા અવિભાજ્ય વીર્યાંશોની સંખ્યાનું પ્રમાણ, આ જઘન્ય યોગસ્થાનકમાં કેટલું હોઈ શકે? તે પંચસંગ્રહ અને કમ્મપયડી આદિ ગ્રંથમાં અતિ સુંદર રીતે સમજાવ્યું છે. વીર્યાંતરાય કર્મનું ગમે તેટલું આવરણ આત્મ પ્રદેશ ઉપર હોવા છતાં પણ જઘન્ય યોગસ્થાનકમાં બતાવેલ યોગબળ કરતાં ન્યૂન યોગબળ તો સંસારચક્રમાં કોઈ પણ જીવને ક્યારેય પણ હોઈ શકતું નથી. એટલે જ તે વીર્યવ્યાપારવાળી જીવની અવસ્થાને જઘન્ય યોગસ્થાનક તરીકે ઓળખાવી છે. અને તેવી જઘન્ય યોગસ્થાનકરૂપ અવસ્થા, ઓછામાં

ઓછા વીર્યવ્યાપારવાળા ભવ પ્રથમ સમયે વર્તમાન સૂક્ષ્મ નિગોદીઆ જીવને જ હોય છે. તે ઉપરાંત અધિક અધિક વીર્યવ્યાપારવાળાં અન્યઅન્ય જીવોનાં બીજાં પણ યોગસ્થાનકો હોવાથી સર્વોત્કૃષ્ટ યોગસ્થાનક પર્યંત પૂર્વપૂર્વથી અધિક અધિક વીર્યવ્યાપારવાળાં સર્વ મળીને અસંખ્ય યોગસ્થાનકો થાય છે.

સંસારી જીવોની સંખ્યા અનંત હોવા છતાં પણ સરખે સરખા યોગસ્થાનકવાળા જીવો ઘણા હોવાથી સઘળા જીવોની અપેક્ષાએ કેવલ જ્ઞાનીએ દૃષ્ટ સઘળાં યોગસ્થાનકોની સંખ્યા અનંત નહિં હોતાં અસંખ્ય જ છે.

એકેન્દ્રિયથી માંડી પંચેન્દ્રિય જાતિ સુધીના જીવોમાં ઉપરોક્ત અસંખ્ય યોગસ્થાનકો પૈકી તે તે જાતિને યોગ્ય જઘન્યયોગસ્થાનક અને ઉત્કૃષ્ટયોગસ્થાનક, કેટલા વીર્યાંશયુક્ત યોગવ્યાપારવાળું હોઈ શકે, તથા સર્વ જીવ આશ્રયી જઘન્ય યોગસ્થાનકથી સર્વોત્કૃષ્ટ યોગસ્થાનક સુધીનાં પ્રત્યેક યોગસ્થાનકમાં વર્તતા યોગવ્યાપારનું પ્રમાણ પણ કેટલા વીર્યાંશયુક્ત હોય, તેની વિસ્તૃત હકિકત શતક નામા પંચમ કર્મગ્રંથ, પંચસંગ્રહ, અને કમ્મપયડી આદિ ગ્રંથોથી જ સમજી શકાય છે.

દરેક જીવોમાં સ્વજાતિયોગ્ય જઘન્ય યોગસ્થાનકથી ઉત્કૃષ્ટ યોગસ્થાનક સુધીનાં કોઈ અમુક જ યોગસ્થાનક પ્રતિ સમયે સદાના માટે રહે, એવો નિયમ નથી. કારણકે યોગપ્રવૃત્તિનો આધાર વીર્યાંતરાય કર્મના ક્ષયોપશમ પરજ

અવલંબિત છે. તે ક્ષયોપશમ દરેક જીવને કોઈ સમયે વધે છે, અને કોઈ સમયે ઘટે છે. અને કોઈ સમયે તેટલો ને તેટલો પણ રહે છે. માટે ક્ષયોપશમની વૃદ્ધિએ વિશેષ યોગવ્યાપારવાળું, ક્ષયોપશમની હાનિએ ન્યૂન-યોગવ્યાપારવાળું, અને ક્ષયોપશમની વૃદ્ધિ કે હાનિ ન થાય ત્યાં સુધી તેના તે જ યોગવ્યાપારવાળું યોગસ્થાનક જીવમાં વર્તે છે. જેથી એક જીવને પણ વીર્યાંતરાય કર્મના ક્ષયોપશમની હાનિ વૃદ્ધિ અનુસાર પ્રતિ સમય પ્રાપ્ત યોગ-સ્થાનકો વિવિધ પ્રકારનાં હોવાથી, પ્રતિસમય ગ્રહણ કરાતી કાર્મણ વર્ગણાના પ્રદેશસમુહની સંખ્યા પણ ન્યૂનાધિક હોય છે. અને જે સમયે યોગસ્થાનકની હાનિવૃદ્ધિ ન થાય તે સમયોમાંજ પ્રદેશસમુહોની સંખ્યા સમાન હોય છે.

આ સર્વ હકિકતનો તાત્પર્ય એ જ છે કે બધા સંસારી જીવોમાં માનસિક, વાચિક અને કાયિક યોગ-વ્યાપાર એક સરખો નહિ વર્તતો હોવાથી તથા કોઈ એક અમુક જીવમાં પણ પ્રતિસમય વર્તતા યોગ વ્યાપારની ભિન્નતા હોઈ શકવાથી પ્રદેશબંધ અસમાનપણે થાય છે.

આ રીતે ઉંચે, નીચે, અને તીરછે એમ બધી દિશામાં રહેલ આત્મ–પ્રદેશોવડે સ્વજીવપ્રદેશના ક્ષેત્રમાંજ રહેલા સ્થિર કર્મસ્કંધોને જીવ ગ્રહણ કરે છે. ગતિવાળા સ્કંધો અસ્થિર હોવાથી બંધમાં આવતા નથી. પ્રદેશબંધ સમયે એટલે કે કાર્મણ વર્ગણાના પુદ્ગલ સ્કંધ ગ્રહણસમયે

તેના ભાગલા પડી જઈ જુદાજુદા કર્મોમાં વહેંચાતાં દલિકોનું પ્રમાણ, ઉત્કૃષ્ટ સ્થિતિબંધને અનુલક્ષીને જ હોય છે. એટલે કે જે કર્મનો સ્થિતિબંધ અધિક હોઈ શકતો હોય તે મૂલ કર્મના ભાગમાં ઘણાં દલિકો (પ્રદેશો) પ્રાપ્ત થાય છે, એ સામાન્ય નિયમ છે. પરંતુ તેમાં એક અપવાદ છે કે વેદનીય કર્મને સર્વ કર્મથી પણ અધિક દલિકો (પ્રદેશો)ની પ્રાપ્તિ થાય છે. આનું કારણ એ છે કે, સુખ–દુઃખાદિકનો સ્પષ્ટ અનુભવ વેદનીય કર્મથી જ થતો હોવાથી વેદનીયનો ભાગ ઘણાં પુદ્ગલવાળો હોવો જોઈએ. તેમાં જો ઓછાં પુદ્ગલ હોય તો સ્વકાર્ય કરવામાં વેદનીય તે સમર્થ થઈ શકતું નથી.

ઉત્કૃષ્ટ સ્થિતિબંધના ધોરણે મૂળ કર્મપ્રકૃતિ ને ભાગે આવેલ દલિકો ( પ્રદેશો )માંથી તે તે મૂળ કર્મ પ્રકૃતિના ઉત્તર ભેદોમાં વહેંચણી થઈ જાય છે. આ ઉત્તરભેદરૂપ કર્મ પ્રકૃતિમાં પણ થતાદલિકોના ભાગલાનું પ્રમાણ નિયમસર હોય છે. એ નિયમનું ધોરણ શાસ્ત્રમાં બહુ જ સ્પષ્ટપણે દર્શાવ્યું છે. એ નિયમની હકિકત વધુ વિસ્તૃત હોવાથી જિજ્ઞાસુઓએ પંચમ કર્મગ્રંથ, કમ્મપયડી, પંચસંગ્રહ વીગેરે ગ્રંથોમાં આપેલ પ્રદેશબંધના વિષયમાંથી જાણી સમજી લેવી.

# પ્રકરણ ૯ મું

## કર્મબન્ધના હેતુઓ

કાર્મણવર્ગણાનાં પુદ્‌ગલો, આત્માની સાથે સંબંધિત થઈ અમુક ટાઈમ સુધી અનુદિત રહી, ત્યારબાદ ઉદયમાં આવી પોતાનું ફળ બતાવી આત્માથી છૂટાં ન પડે ત્યાં સુધી તે કર્મ તરીકે ઓળખાય છે. કર્મભાવે પરિણામ પામતાં કાર્મણવર્ગણાનાં તે પુદ્‌ગલોનો ક્ષીરનીરવત્‌ યા અગ્નિલોહવત્‌ આત્મપ્રદેશોની સાથે ચોટવારૂપ જે સંબંધ તે “બંધ” કહેવાય છે.

જે કર્મની જેટલી સ્થિતિ બંધાઈ હોય તેમાંથી અબાધાકાળ જેટલો સ્થિતિકાળ વ્યતીત થયે, અથવા તો બંધ સમયે બાદ અપવર્તનાદિક કરણોએ કરી થયેલ સ્થિતિની ન્યૂનાધિકતાનુસારે ઉદયાવલિકામાં પ્રવેશેલ કર્મનું વિપાકે—અનુભવવે કરીને ભોગવવું તે “ઉદય” કહેવાય છે. અને ઉદયકાળ પાકયા વિનાજ જીવના સામર્થ્ય વિશેષના બળથી કર્મોને પરાણે ઉદયમાં લાવવાં તેને “ઉદીરણા” કહેવાય છે. કર્મસ્વરૂપે આત્માની સાથે કાર્મણવર્ગણાના પુદ્‌ગલોનું ટકી રહેવું તેને “સત્તા” કહેવાય છે.

આ બંધ, ઉદય, ઉદીરણા અને સત્તારૂપ કર્મની ચાર

અવસ્થાઓ પૈકી, છેલ્લી ત્રણ અવસ્થાનો સંભવ, બંધ અવસ્થાને પામી રહેલ કર્મપુદ્ગલોમાં જ હોઈ શકે છે. આત્માની સાથે બંધ અવસ્થા પામ્યા વિનાનાં તે પુદ્ગલોની, ઉદય, ઉદીરણા અને સત્તારૂપ અવસ્થા હોઈ શકતી જ નથી. ઉદય, ઉદીરણા અને સત્તાનું મૂળ તો "બંધ" જ છે. મુળ હોય તેમાંથી થડ, પત્ર, શાખા, ફળ વીગેરે હોઈ શકે છે. જ્યાં મુળ જ નથી ત્યાં વૃક્ષના ઉપરોક્ત અંગોની ઉત્પત્તિ જ હોતી નથી. એવી રીતે કર્મવૃક્ષમાં ઉદય, ઉદીરણા અને સત્તારૂપ અંગોની ઉત્પત્તિ, કર્મબંધરૂપ મૂળના આધારેજ ઘટી શકે છે. જેથી કર્મના ઉદય–ઉદીરણા અને સત્તાને નહિં ઇચ્છતા જીવે કર્મબંધ રૂપ મૂળની ઉત્પત્તિના બીજને સમજી તે બીજથી દૂર રહેવું જોઈએ. મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ એ ચાર કર્મબંધનાં બીજરૂપ કારણો છે, કાર્મણવર્ગણાના પુદ્ગલોનો આત્માની સાથે ક્ષીરનીરવત્ સંબંધ થવાના સમયે પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશબંધરૂપ ચાર પ્રકારના પરિણામો તે પુદ્ગલોમાં ઉત્પન્ન થાય છે. આ બંધચતુષ્કની સમજ આગલા પ્રકરણોમાં વિચારાઈ ગઈ છે. આ બંધચતુષ્ક પૈકી, પ્રકૃતિ અને પ્રદેશબંધ યોગથી થાય છે. અને સ્થિતિ તથા રસબંધ, તે સમયે પ્રવર્ત્તતા જીવના કાષાયિક અધ્યવસાયથી થાય છે. જ્યાં સુધી યોગપ્રવૃત્તિ છે, ત્યાં સુધી તો કાર્મણવર્ગણાનાં પુદ્ગલોને તે જીવ અવશ્ય ગ્રહણ કરે છે. પરંતુ જે જીવમાંથી કષાય કર્મપ્રકૃતિઓ બિલ્કુલ નાશ પામે છે, તેવા જીવોએ યોગબળથી ગ્રહણ કરેલાં દલિકોમાં સ્થિતિ અને

રસનું નિર્માણ થતું જ નથી. વળી એવા આત્માઓએ ગ્રહિત દલિકો ફક્ત એક સાતા વેદનીયપણે જ પરિણમે છે. કષાયના અભાવના કારણે ફક્ત સાતા વેદનીયપણેજ પરિણમેલ તે કર્મ, વિપાકજનક થતું નથી તેમજ બે સમયથી અધિકસ્થિતિ પણ પ્રાપ્ત કરતું નથી.

આહિં પ્રકૃતિબંધ તથા પ્રદેશબંધનું કારણ યોગ, તથા સ્થિતિ અને રસબંધનું કારણ કષાય કહેવાય છે, તે અન્વયવ્યતિરેક રૂપે પ્રધાન કારણ તરીકે છે. તેની સ્પષ્ટતા પાંચમા કર્મગ્રન્થની ૯૬ મી ગાથાની ટીકામાં જ બતાવવામાં આવી છે, તેનો અર્થ ગુજરાતી ભાષામાં નીચે મુજબ છે.

"મિથ્યાત્વ–અવિરતિ–કષાય અને યોગ એ સામાન્યતઃ કર્મબંધના હેતુઓ કહ્યા છે, તો પણ પ્રથમના મિથ્યાત્વ–અવરતિ–અને કષાયરૂપ ત્રણ કારણોના અભાવમાં પણ ઉપશાન્ત મોહ વિગેરે ત્રણ ગુણસ્થાનકોમાં ફક્ત યોગના જ સદ્ભાવમાં યોગ નિમિત્તક શાતાવેદનીય પ્રકૃતિ તેમજ તેના પ્રદેશો બંધાય છે. અને અયોગી અવસ્થામાં યોગનો અભાવ હોવાથી શાતાવેદનીય પ્રકૃતિ તેમજ તેના પ્રદેશોનો પણ બંધ થતો નથી. એથી જણાય છે કે યોગ અને પ્રકૃતિ–પ્રદેશબંધનો કારણ કાર્યભાવરૂપે અન્વયવ્યતિરેક સંબંધ છે. તથા મિથ્યાત્વ અને અવિરતિરૂપ કારણોનો અભાવ હોય તોપણ કષાયના સદ્ભાવમાં પ્રમત્તાદિગુણસ્થાનકોમાં સ્થિતિબંધ અનુભાગબંધ અવશ્ય થાય છે, અને

અભાવમાં ઉપશાન્ત મોહ વિગેરે ગુણસ્થાનકોમાં
–અનુભાગ બંધ થતો નથી. એ પ્રમાણે કષાય,
તબંધ–રસબંધનો પણ કારણ કાર્યપણે અન્વય-
સંબંધ સમજવો."

ણનો સદ્ભાવ છતે કાર્યનો સદ્ભાવ તે અન્વય,
ગુના અભાવે કાર્યનો અભાવ તે વ્યતિરેક કહેવાય.

ર જણાવ્યા પ્રમાણે મુખ્ય રીતિએ યોગ તેમજ
અનુક્રમે પ્રકૃતિપ્રદેશબંધ તેમજ સ્થિતિ–રસબંધમાં
સામાન્ય રીતિએ તો મિથ્યાત્વ–અવિરતિ–કષાય
ા એ ચારે પ્રકૃતિબંધ વિગેરેમાં કારણો છે. એ
ધહેતુમાં પૂર્વના બંધહેતુઓ હોય ત્યારે પાછલા
ુઓ તો અવશ્ય હોય. જેમકે મિથ્યાત્વ બંધહેતુ
હોય ત્યારે અવિરતિ–કષાય અને યોગ, મિથ્યાત્વ-
વિરતિ હેતુ વર્તતો હોય ત્યારે કષાય અને યોગ,
થ્યાત્વ અને અવિરતિ બન્ને રહિત કષાય વર્તતો
રે યોગ અવશ્ય હોય છે.

કૃતિબંધ તે યોગથી જ થતો હોવા છતાં પણ જીવે
કાર્મણવર્ગણાના પુદ્ગલોમાં નરકગતિ, નરકાનુ-
નરકાયુ, એકેન્દ્રિયજાતિ, બેઈન્દ્રિયજાતિ, તેઈન્દ્રિ-
ચઉરિન્દ્રિયજાતિ, સ્થાવરનામ, સૂક્ષ્મનામ, અપર્યા-
સાધારણનામ, હુંડકસંસ્થાન, આતપનામ, છેવઠું
નપુંસકવેદ અને મિથ્યાત્વમોહનીય, એ સોળ

પ્રકૃતિરૂપ પરિણામની ઉત્પત્તિ તો "મિથ્યાત્વ" સહિત યોગથી જ થઈ શકે છે.

મિથ્યાત્વરહિત સયોગી આત્માએ ગ્રહિત પુદ્‌ગલોમાં આ સોળ પ્રકૃતિરૂપ પરિણામની ઉત્પત્તિ થઈ શકતી નથી. એટલે આ સોળ પ્રકૃતિઓના બંધનો મિથ્યાત્વની સાથે અન્વય–વ્યતિરેક સંબંધ છે. આ સોળ પ્રકૃતિઓના બંધ સમયે અવિરતિ, કષાય અને યોગ એ ત્રણ હેતુઓનો પણ ઉપયોગ થતો હોવા છતાં તેઓની સાથે અન્વય–વ્યતિરેક સંબંધ ઘટતો નથી. અન્વય–વ્યતિરેક સંબંધ તો મિથ્યાત્વની સાથે જ હોવાથી મિથ્યાત્વ તે વિશેષ હેતુ છે, અને શેષ ત્રણ અહિં ગૌણ હેતુ છે.

માટે આ સોળ પ્રકૃતિનો બંધ તે મિથ્યાત્વપ્રત્યયિકી બંધ કહેવાય છે. તથા થીણદ્ધિત્રિક, સ્ત્રીવેદ, અનંતાનુબંધિચતુષ્ક, તિર્યંચત્રિક, પહેલા અને છેલ્લા વિનાનાં ચાર સંઘયણ, પહેલા અને છેલ્લા વિનાનાં ચાર સંસ્થાન, ઉદ્યોત, અપ્રશસ્ત વિહાયોગતિ, દુર્ભગ, અનાદેય, દુઃસ્વર, નીચગોત્ર, અપ્રત્યાખ્યાનચતુષ્ક, મનુષ્યત્રિક, અને ઔદારિકદ્વિક તથા પહેલું સંઘયણ એ પાંત્રીસ કર્મપ્રકૃતિના બંધનો "અવિરતિ" સાથેઅન્વય–વ્યતિરેક સંબંધ હોવાથી "અવિરતિહેતુપ્રત્યયિકી" તે પાંત્રીસ પ્રકૃતિનો બંધ છે.

આ પાંત્રીસ પ્રકૃતિના બંધ સમયે કષાય અને યોગ હેતુ હોવા છતાં તે બન્ને ગૌણ હેતુ છે, અને "અવિરતિ" મુખ્ય હેતુ છે. કારણ કે અવિરતિ વિના માત્ર કષાય અને

યોગ હેતુથી આ પાંત્રીસ કર્મ પ્રકૃતિઓનો બંધ થઈ શકતો નથી. એવી રીતે મિથ્યાત્વસહિત અવિરતિપણું ટાઈમે. અવિરતિરૂપ મુખ્ય હેતુએ બંધાતી ઉપરોક્ત પાંત્રીસ કર્મ-પ્રકૃતિમાં મિથ્યાત્વ, કષાય અને યોગ એ ત્રણે ગૌણ હેતુ સમજવા.

કષાય સાથે અન્વય–વ્યતિરેકને અનુસરનારી, સાતા-વેદનીય વિનાની શેષ અડસઠ પ્રકૃતિઓનો ખાસ બંધહેતુ કષાય છે.

કારણકે કષાયના અભાવે તે પ્રકૃતિઓના બંધનો પણ અભાવ છે.

સયોગી અવસ્થામાં સદાના માટે બંધાતી હોવાથી અને યોગના અભાવે બંધાતી નહિં હોવાથી સાતાવેદ-નીયનો બંધહેતુ તે યોગ છે.

અહિં જે કર્મપ્રકૃતિઓના બંધનો જે હેતુ સાથે અન્વય–વ્યતિરેક સંબંધ છે, તે હેતુ સાથે વર્તતા અન્ય હેતુઓ તે પ્રકૃતિબંધમાં ગૌણ હેતુ તરીકે સમજવા.

જે અડસઠ પ્રકૃતિનો બંધ કષાય પ્રત્યયિકી છે, તેમાં તીર્થંકર નામકર્મના બંધમાં હેતુરૂપે થતા કષાયવિશેષો તે સમ્યક્ત્વરહિત હોતા નથી. તે પણ જ્ઞાનિની દૃષ્ટિમાં નિશ્ચીત થયેલા આઠમા ગુણસ્થાનકના છઠ્ઠા ભાગ સુધીના અમુક જ કષાયવિશેષો સમ્યક્ત્વસહિત વર્તતા હોય તે જ અહિં બંધહેતુરૂપે લેવાના છે. તથા તે કષાયવિશેષો સઘળા જીવોને

તે પ્રકૃતિઓના બંધમાં હેતુ થતા નથી. “સવિ જીવ કરૂં શાસનરસી,” એવા પ્રકારની ભાવદયાયુક્ત કષાય વિશેષોજ તીર્થંકર નામકર્મના બંધમાં કારણ છે. વળી આહારકદ્વિકના બંધમાં પણ સંયમસહિત અમુક વિશિષ્ઠ કષાયો જ હેતુભૂત થાય છે. અહિં સમ્યક્ત્વ તે તીર્થંકર નામકર્મના અને સંયમ તે આહારકદ્વિકના બંધમાં સહકારી કારણભૂત વિશેષ–હેતુરૂપે કહ્યા છે. સાથે રહી જે કારણરૂપે થાય, તે સહકારિ કારણ કહેવાય.

આ પ્રમાણે એકસો ને વીસ ઉત્તર પ્રકૃતિઓના મૂળ બંધહેતુ શાસ્ત્રોમાં બતાવ્યા છે. તેમાં મિથ્યાત્વરહિત કેવળ કષાય અથવા યોગ પ્રત્યયિક જે પ્રકૃતિ વિગેરે બંધ થાય છે, તેમાં અને મિથ્યાત્વસહિત કષાય અને યોગથી થતા પ્રકૃતિ પ્રમુખ બંધમાં ઘણી તરતમતા હોય છે. મિથ્યાત્વ-સહિત કષાયપ્રત્યયિક સ્થિતિબંધ ઉત્કૃષ્ટથી ૭૦ કોડાકોડી સાગરોપમ પ્રમાણ હોય છે. જ્યારે મિથ્યાત્વરહિત કષાય પ્રત્યયિક સ્થિતિબંધ, ઉત્કૃષ્ટથી પણ અંતઃ કોડાકોડી સાગ-રોપમથી વિશેષ હોઈ શકતો નથી. વળી ઉત્કૃષ્ટ સ્થિતિ બંધમાં તેમજ અશુભપ્રકૃતિઓના ઉત્કૃષ્ટરસબંધમાં તીવ્ર સંક્લેશ જ મુખ્યત્વે કારણ કહ્યો છે. અને એ ઉત્કૃષ્ટ સ્થિતિ અને રસબંધક તીવ્રસંક્લેશીમિથ્યાદૃષ્ટિ જ સંભવી શકે છે.

**મિથ્યાત્વઃ—**

મિથ્યાત્વ, અવિરતિ, કષાય તથા યોગ એ ચારે

કર્મબંધના હેતુઓ હોવા છતાં કર્મની મુખ્ય જડ તો મિથ્યાત્વ જ છે. શેષ ત્રણ હેતુઓ તો ડાળાં રૂપે છે. કારણ કે મિથ્યાત્વનો નાશ થયેથી શેષ ત્રણ હેતુઓ તો વ્હેલા મોડા પણ નાશ પામવાના જ છે.. મિથ્યાત્વનો નાશ એટલે શેષ ત્રણ હેતુઓને નાશ પામવાની નોટિસ છે.

સત્ તત્ત્વોમાં યથાર્થતાનો વિશ્વાસ નહિં કરવાવાળી યા તો વિપરિત માન્યતાએ ચાલતી આત્મદશાને મિથ્યાત્વદશા કહેવાય છે.

આત્મા, પુનર્જન્મ, પાપ, પુન્ય, બંધ, મોક્ષ ઈત્યાદિને માનનાર તે આસ્તિક કહેવાય છે, અને નહિં માનનાર તે નાસ્તિક કહેવાય છે. આ રીતની વ્યાખ્યાનુસાર નાસ્તિકતામાં તો મિથ્યાત્વ છે જ. પરંતુ ઉપરોક્ત તત્ત્વના અસ્તિત્વનો સ્વીકાર હોવા છતાં તે તત્ત્વોની વર્તતી વિપરીત સમજણમાં પણ આત્માની મિથ્યાત્વ દશા છે.

કહ્યું છે કે—

विरया सावज्जाओ, कपायहीणा महव्वयधरावि;
सम्मदिट्ठी विहोणा, कयावि मुक्खं न पावंति.

સર્વ સાવદ્યથી વિરમ્યો હોય, ક્રોધાદિ કષાય હોય, પંચ મહાવ્રત રૂપ બાહ્ય ચારિત્રે કરી સહિત હોય. તોપણ સમ્યગ્દૃષ્ટિ રહિત (મિથ્યાત્વી) થકો કોઈ કાળે પણ મોક્ષ પામે નહિં.

નિષ્ણાત્ વૈદ્યની આજ્ઞાથી વિપરીત રીતે અને સ્વેચ્છાએ લીધેલું ઉંચામાં ઉંચુ રસાયણ પણ બીમારી હટા-

વવામાં યા આરોગ્યવૃદ્ધિમાં લાભદાયક થતું નથી. તેવી રીતે અઢાર દૂષણ રહિત અરિહંત પરમાત્મારૂપી ભાવવૈદ્યે ફરમાવેલ આજ્ઞાથી વિપરીત રીતે વર્તતી પાપપ્રવૃત્તિનો ત્યાગ, કષાય રહિત દશા અને બાહ્ય ચારિત્રવાળી આત્મદશા તે મિથ્યાત્વદશા હોવાથી તેનાવડે અઢાર દૂષણરૂપ ભાવબિમારીનો આત્મામાંથી આત્યંતિક નાશ થઈ શકતો નથી.

જીવાદિ તત્ત્વોને બાહ્ય નેત્રોથી યા અન્ય ઇન્દ્રિયોથી યા મનદ્વારા સાક્ષાત્ દેખી શકાતાં નથી. કારણકે તે ઈન્દ્રિયોના બળની બહાર છે.

તે તત્ત્વોને સાક્ષાત્ તો તેજ દેખી શકે કે જેઓ પૂર્ણતયા રાગદ્વેષથી દૂર છે, અને જેઓમાં પોતાનો અનંત જ્ઞાનરૂપ સ્વભાવ તે પૂરેપૂરો પ્રગટ થઈ ચૂક્યો છે. એવા સર્વજ્ઞ વીતરાગ મહાપુરૂષોના વચનાનુસાર ઉપરોક્ત તત્ત્વના સ્વરૂપમાં લેશ માત્ર પણ અશ્રદ્ધા યા વિપરીત પ્રરૂપણાને મિથ્યાત્વ કહેવાય છે.

જીવ અનાદિ સંસારદશામાં જગતના સઘળા બનાવો–ભાવો અને પ્રવૃત્તિઓનો નિર્ણય કર્યા કરતો છતો પણ, માત્ર પોતાના વાસ્તવ્ય સ્વરૂપ સંબંધી અનિર્ણય અર્થાત્ વિપરીત શ્રદ્ધાન વડે જ દુઃખી થઈ રહ્યો છે. અને એજ અનંત સંસાર દશાનું બીજ છે, સર્વ દુઃખોનું મૂળ છે. જેને મિથ્યાદર્શન કહેવામાં આવે છે.

ગમે તેવા મંદકષાયી આત્માને પણ મિથ્યાત્વદશામાં

અવિરતિ, કષાય અને યોગરૂપ બંધહેતુની વાસ્તવિક સુઝ પડતી નહિં હોવાથી આધ્યાત્મિક દષ્ટિએ હેય-જ્ઞેય અને ઉપાદેયની સંપૂર્ણ સમજના અભાવે, હેયમાં નિવૃત્તિ અને ઉપાદેયમાં પ્રવૃત્તિ થઈ શકતી નથી. માટે જ મિથ્યાત્વરૂપ વિપરિત સમજવાળી દશામાં આત્માને કર્મબંધનનો માર્ગ વિશેષપણે ખુલ્લો રહે છે.

મિથ્યાત્વદશા અનેક રીતે વર્ત્તતી હોવા છતાં મુખ્ય ત્વે પાંચ વૃત્તિયોમાં મિથ્યાત્વની સર્વદશાઓનો સમાવેશ થઈ જાય છે તે પાંચ વૃત્તિયોનાં નામ (૧) અભિગ્રહિક (૨) અનાભિગ્રહિત (૩) આભિનિવેશિક (૪) સાંશયિક અને (૫) અનાભોગિક.

(૧) જે મનુષ્ય, અવિવેકી અથવા પાખડી હોય છે, તે પોતાના પક્ષમાં દુરાગ્રહી હોવાથી તેનું મિથ્યાત્વ "અભિગ્રહિક" કહેવાય છે.

અહીં સમજવું જરૂરી છે કે ધર્મ-અધર્મનો પરીક્ષા પૂર્વક વિવેક કરીને તત્વરૂપે સ્વીકારેલા સત્યપદાર્થોમાં શ્રદ્ધા-વાળા મનુષ્યો, અસર્વજ્ઞોએ પ્રરૂપિત દર્શનોનો પ્રતિકાર કરે, તો પણ તેઓને "અભિગ્રહિક મિથ્યાત્વી', કહી શકાતા નથી. કારણકે તેઓના વિવેકમાં કેવલ, અમુકદર્શનનું જ મમત્વ નથી. પણ તત્ત્વનો પક્ષ અને અતત્ત્વનો ક્ષેપ છે. વળી સ્વયંમાં વિવેક કરવાની શક્તિના અભાવે તત્ત્વાતત્ત્વની પરીક્ષા કરી શકે નહિં તોપણ ગીતાર્થની નિશ્રાએ રહી,

ગુણવંતપુરૂષના વચનને પ્રમાણ કરનારાઓમાં પણ મિથ્યાત્વ ગણાતું નથી.

આત્મા નથી જ, છે તો ક્ષણિક છે, આત્મા કર્તા નથી, ભોક્તા નથી, મોક્ષ એ કલ્પના માત્ર છે, સત્ય નથી, અને મોક્ષ માટે કોઈ ઉપાયજ નથી, એમ છ પ્રકારનું આ અભિગ્રહિક મિથ્યાત્વ છે.

(૨) જેઓ સત્યપદાર્થોને તત્ત્વરૂપે સ્વીકારવામાં મંદબુધ્ધિના કારણે એમ માને છે કે સર્વદેવો દેવ છે, કોઈને મિથ્યા નહિં કહેવા, સર્વસાધુ ગુરૂ છે, અને અસર્વજ્ઞોએ પ્રરૂપિત ધર્મ પણ સાચો છે. આવું માનનારાઓમાં પોતાના દર્શનનો આગ્રહ નથી, અન્ય દર્શનો પ્રત્યે દ્વેષ નથી, તો પણ વસ્તુતઃ ઉજળું એટલું દુધ માનનારની માફક સત્યાસત્યનો અવિવેક હોવાથી આવા મનુષ્યો "અનાભિગ્રહિક મિથ્યાત્વી" કહેવાય છે. ભિન્નભિન્ન પદાર્થની અપેક્ષાએ તે અનેક ભેદે છે.

(૩) સર્વજ્ઞ વચનાનુસાર તત્ત્વાતત્ત્વને યથાસ્થિત જાણવા છતાં પણ ગોષ્ઠામાહિલની માફક દુરાગ્રહથી વિપરીતબુદ્ધિવાલા બની અસત્યનો પક્ષ કરનારા "આભિનિવેશિક મિથ્યાત્વી" કહેવાય છે. તે અનેક રીતે હોઈ શકે છે.

(૪) અતિસૂક્ષ્મ આદિતત્ત્વોને સમજી નહિં શકવાથી સર્વજ્ઞવચનની સત્યતામાં લેશમાત્ર પણ સંશયવાળા બની

રહેનારા મનુષ્ય "સાંશયિક મિથ્યાત્વી" કહેવાય છે. તે અનેક પ્રકારનું છે.

સર્વજ્ઞદેવોએ કથિત તત્ત્વોમાંથી અતિસૂક્ષ્મ હકિકતને સમજવામાં સંશય થાય, પરંતુ ન સમજાય ત્યાં પોતાની બુદ્ધિની મંદતા સમજી, "શ્રીજિનેશ્વરોએ કહેલું સત્ય છે, શંકા રહિત છે," એવી દઢ પ્રતીતિ પૂર્વક વસ્તુતત્ત્વને સમજવાની દષ્ટિથી પ્રશ્ન ઉપસ્થિત કરે, વિચારણા કરે તેમાં "સાંશયિક" વૃત્તિરૂપ મિથ્યાત્વ કહી શકાતું નથી.

(૫) વિચાર શુન્યતાને લીધે અસંજ્ઞિજીવોનું તથા વિશિષ્ઠ જ્ઞાની ન હોય તેવા સંજ્ઞિજીવોનું મિથ્યાત્વ તે "અનાભોગિક મિથ્યાત્વ" છે. તે કોઈપણ એક પદાર્થના અજ્ઞાનરૂપ કે પદાર્થના એકાદિ અંશના અજ્ઞાનરૂપ કે સર્વ પદાર્થના અજ્ઞાનરૂપ એમ અનેક પ્રકારનું હોઈ શકે છે.

આ પાંચ રીતે વર્ત્તતી મિથ્યાત્વવૃત્તિમાં બીજી, ચોથી અને પાંચમી વૃત્તિમાં વર્ત્તતું મિથ્યાત્વ, વિપરિત આગ્રહ-રૂપ નથી. કારણકે તે મિથ્યાત્વ તો સ્વયંની અજ્ઞાનતાને કારણે કે મિથ્યાત્વીગુરૂઓની નિશ્રાના કારણે વર્ત્તતાં હોવાથી સત્ય સમજાવનાર સદ્ગુરૂઓના યોગે ટળી શકે તેવાં છે. તે ઘણાં આકરાં નહિં હોવાથી તેનાથી અતિઅનર્થકારક પ્રવૃતિઓ થતી નથી. જ્યારે પહેલી અને ત્રીજી વૃત્તિરૂપે વર્ત્તતું મિથ્યાત્વ અસદ્દ્દુરાગ્રહી હોઈ તેનાથી અતિઅન-ર્થકારક પ્રવૃત્તિઓ થવાથી અનેક ભવોના દુઃખની પરંપરામાં મૂળભૂત છે.

આ પ્રમાણે દુરાગ્રહ, સંશય કે જડતાના કારણેવર્ત્તતી અસત્ માન્યતારૂપ સર્વ પ્રકારની મિથ્યાત્વ દશા તે આત્માને સત્પ્રવૃત્તિથી પણ વંચિત રાખે છે. સત્માન્યતાવાળો જ સત્પ્રવૃતિ કરી શકે છે. સત્ માન્યતામાં જેટલી ખામી તેટલી સત્પ્રવૃત્તિમાં પણ ખામી. સત્માન્યતાનો સ્વીકાર કર્યા બાદ કદાચ સત્પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થવામાં વિલંબ થાય, પરંતુ સત્ માન્યતાવાલા બન્યા વિના તો સંસારમાં કોઈ જીવ સત્પ્રવૃત્તિમાં પ્રવૃત બન્યો નથી અને બનવાનો પણ નથી. અને સત્પ્રવૃત્તિ વિના મોક્ષ પ્રાપ્તિ પણ નહિં હોવાથી સત્ પ્રવૃત્તિની રોધક અને અસત્ પ્રવૃત્તિની પોષક એવી અસત્ માન્યતારૂપ મિથ્યાત્વવાળો જીવ દુઃખની પરંપરાને વધારનાર અનેક કર્મોથી લિપ્ત થાય છે, અને દુઃખ ભોગવે છે. જીવને નરક અને તિર્યંચગતિમાં રખડાવનાર તો મિથ્યાત્વજ છે. કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચન્દ્રસૂરીજી મહારાજ મિથ્યાત્વની ભયાનકતાનું વર્ણન કરતાં એક સ્થાન કે કહે છે કેઃ—

मिथ्यात्वं परमोरोगो, मिथ्यात्वं परमं तमः
मिथ्यात्वं परमःशत्रु, मिंथ्यात्वं परमं त्रिषम् ॥१॥

जन्मन्येकत्रदुःखाय, रोगोध्वान्तरिपुत्रिषम् ।
अपिजन्मसहस्त्रेषु, मिथ्यात्वमचिकित्सितम् ॥२॥

અર્થ—અંધકાર, રોગ, વિષ અને શત્રુ, આ જગતમાં દુઃખનાં કારણો મનાય છે. પરંતુ તે સર્વથી પણ ચડી

જાય એવું દુઃખનું નિમિત્ત એક માત્ર મિથ્યાત્વ છે. રોગ, અંધકાર, શત્રુ અને વિષતો એક જ જન્મમાં દુઃખદાયક છે. જ્યારે મિથ્યાત્વનો પ્રતિકાર કરવામાં ન આવે તો તે હજારો જન્મોમાં દુઃખ દેવાવાળું બને છે.

અવિરતિઃ—

હિંસાદિ પાપદોષોથી નહિં વિરમવું તેને અવિરતિ કહેવાય છે. જેઓને હિંસાદિ સર્વ પ્રકારના પાપોની શ્રદ્ધા જ નથી, અગર હિંસાદિક સર્વપાપોથી વિરમવું જ જોઈએ, એવી જેઓની માન્યતા પણ નથી, તેવા જીવોતો ભવાભિનંદી યા ગાઢ મિથ્યાત્વીજ છે.

આવા ગાઢ મિથ્યાત્વી જીવો કદાચ બાહ્ય રીતે હિંસાદિ પાપ દોષોથી કંઈક અંશે નિવૃત્ત દેખાય તો પણ તેવાઓની પાપ નિવૃત્તિ તે અવિરતિ દશાવાળી જ કહેવાય છે. તત્ત્વપ્રતીતિ અને તત્ત્વપ્રીતિ વિનાની એ રીતની નિવૃત્તિ, મિથ્યાત્વી જીવ અનંતીવાર પામીને તે નિવૃત્તિદ્વારા આત્મિકગુણના વિકાસરૂપી અનાજને પ્રાપ્ત નહિં કરતાં પૌદ્ગલિક સુખરૂપ ઘાસનેજ પ્રાપ્ત કરે છે, માટે તત્ત્વપ્રતીતિ અને તત્ત્વપ્રીતિ પૂર્વકજ હિંસાદિક પાપદોષોથી નિવૃત્ત જીવ, અવિરતિથી વિરામ પામ્યો ગણાય છે. અને એવો જીવ જ અવિરતિપણા અંગે થતા કર્માશ્રવને રોકી શકે છે.

ભૂખ્યા રહેવાથી બીજા દિવસે મળવાના મિષ્ટ ભોજ-

જનો વધુ વપરાશ થઈ શકે એવી બુદ્ધિથી ભૂખ્યો રહેનારને તપસ્વી કહેવાય નહિં. તેવી રીતે હિંસાદિક અઢાર પાપ-સ્થાનકોને પિશાચ કરતાં પણ અત્યંત ભયંકરરૂપે ન મનાય ત્યાં સુધી બાહ્ય દેખાતી પાપનિવૃત્તિ તે અવિરતિની નિવૃત્તિ રૂપે ગણી શકાતી જ નથી.

એક ગણું દઈ સહસ્રગણું પ્રાપ્ત કરવાની બુદ્ધિવાળો દાની ન કહેવાય, વિષયભોગોનો અત્યંત લોલુપીમનુષ્ય તે વિષયભોગોમાટે શારીરિક અનુકુળતા પ્રાપ્ત કરવા પૌષ્ટિક ઔષધિઓના સેવન સમયે સ્ત્રીસંસર્ગથી દૂર રહેનારો બ્રહ્મચારી ન કહેવાય, અજીર્ણ ટાઈમે ભૂખ્યો રહેનારો તપસ્વી ન કહેવાય, અને ઉપરોક્ત ત્રણે અવસ્થામાં દાન–શીલ–અને તપની ભાવનાવાળો પણ ન ગણાય. તેવી રીતે અધ્યાત્મ દ્રષ્ટિએ અઢાર પાપસ્થાનકના ભયવિહુણો જીવ, કોઈ અશક્તિથી કે સાંસારિક ભયથી યા માનપાનાદિસ્વાર્થ-બુદ્ધિથી કે અન્યભવે ભૌતિકસામગ્રી મેળવવાની તીવ્ર લાલ-સાએ કોઈ પાપસ્થાનકની નિવૃત્તિરૂપ સંયોગોમાં રહેવા માત્રથી તેનુ અવિરતિપણું ટળી જતું નથી.

પાપસ્થાનક અઢાર છે. તે અઢારે પાપસ્થાનકો સંસા-રમાં રખડાવનાર છે, નરકતિર્યંચાદિનાં ઘોર દુઃખો પમાડનાર છે. આવી માન્યતાનો સ્વીકાર નહિં કરવા દેવાવાળું એક મિથ્યાત્વનામનું જ પાપસ્થાનક છે. પહેલાં સત્તર પાપસ્થાનકો પ્રવૃત્તિરૂપ છે, જ્યારે મિથ્યાત્વ તે વિપરીત માન્યતા રૂપ છે. એટલે સત્તર પાપસ્થાનકને યથાર્થ રીતે નહિં સમજવા

દેવાવાળું મિથ્યાત્વજ છે. મિથ્યાત્વનો નાશ થયા બાદ જ સત્તરનો આત્યંતિક વિયોગ થઈ શકે.

સર્વ પાપસ્થાનકને સંસાર વૃદ્ધિનાં કારણ માનીને તે પાપસ્થાનકથી નિવૃત્ત થવાનો અભિલાષી હોય, સ્થૂલ રીતે પાપ પ્રવૃત્તિનો ત્યાગી પણ હોય, કુટુંબ-કબીલો આદિ સંસારિક સંયોગોથી અલિપ્ત પણ હોય, મોક્ષને મેળવવાની ઈચ્છાવાળો હોય, આવો જીવ પણ જીવાદિ-તત્ત્વોના યથાર્થપણાનો, આશ્રવ અને બન્ધના સર્વથા હેયપણાનો, સંવર તથા નિર્જરાના સર્વથા ઉપાદેયપણાનો અજાણ હોય અને મોક્ષપ્રાપ્તિને યોગ્ય સદ્પ્રવૃત્તિઓનો જ્ઞાનિ પુરૂષોની નિશ્રાવિના આરાધક હોય તો તે પણ ઉપ-રોક્ત તત્ત્વથી યથાર્થ રીતે અનભિજ્ઞ હોવાથી અવિરતિથી વિરામ પામી શકતો નથી. કારણ કે અવિરતિથી વિરામ પામવાની ઈચ્છાવાળાએ પ્રથમ તો પાપસ્થાનકોની યથાર્થ રીતે સમજ પામવી જોઈએ. પાપસ્થાનકો અંગેની કેટલીક સૂક્ષ્મ હકિકત સમજમાં ન આવે તો તેવી હકિકત બતા-વવાવાળા સર્વજ્ઞવચનમાં વિશ્વાસુ-શ્રદ્ધાળુ બનવું જોઈએ. એ સિવાય પાપસ્થાનકથી સર્વથા વિરામ પામી શકાતું નથી.

"અહિંસા પરમો ધર્મ" માનવાવાળાએ અહિંસાનું સ્વરૂપ સમજવું જોઈએ. અહિંસા પાલનની ઈચ્છાવાળાએ હિંસાથી બચવા માટે જગતની કઈ ચીજમાં જીવપણું છે, યા તો કઈ ચીજમાં કેવા સંયોગે જીવોત્પત્તિ થાય છે, કેવા સંયોગે જીવહિંસા થાય છે, કેવી રીતે જીવહિંસાથી

બચી શકાય છે, અહિંસાની વાસ્તવિક વ્યાખ્યા શું હોઈ શકે આ બધું જે સમજે, અગર તો સંપૂર્ણપણે સમજવાની સમજશક્તિનો પોતાનામાં અભાવ હોય તો જેઓ સમજી શકયા હોય તેવા સદ્ગુરૂઓની નિશ્રાએ રહી અહિંસા-પાલનને યોગ્ય પ્રવૃત્તિમાં પ્રવર્ત્તે તેઓજ પાપની અવિરતિથી બચી શકે છે. એ રીતે દરેક પાપસ્થાનક અંગે સમજવું. અને એ રીતની સમજ પામવાને માટે સર્વજ્ઞ પુરૂષો પ્રત્યે અચલ શ્રદ્ધાળુ બનવું જોઈએ. તેવી શ્રદ્ધામાં જેટલી ન્યૂનતા તેટલું મિથ્યાત્વ. મિથ્યાત્વ જ ભયંકરમાં ભયંકર પાપ-સ્થાનક છે.

મિથ્યાત્વથી સર્વથા નિવૃત્ત થયા વિના શેષ સત્તર પાપસ્થાનકથી યથાર્થ રીતે નિવૃત્ત થઈ શકાતું નથી.

પરભવ–પુન્ય–મોક્ષ વીગેરેનો સ્વીકાર કરનાર દરેક આસ્તિકોએ જીવતત્ત્વ તો માન્યું છે. પરંતુ ખાણમાં રહેલ ખનીજ પદાર્થ, પાણી, અગ્નિ, વાયુ, અને વનસ્પતિ એ પાંચ સ્થાવરમાં જીવપણું હોવાનો સ્વીકાર તો માત્ર જૈનદર્શનમાં જ છે. હાલતા ચાલતા જીવો તે ત્રસ કહેવાય. આ ત્રસ-કાયમાં જીવ હોવાનું અન્ય આસ્તિકોએ સ્વીકાર્યું, પણ ઉપરોક્ત પાંચ સ્થાવરમાં જીવ હોવાનું નહિં સ્વીકાર્યું. કદાચ સ્વીકાર્યું તો પણ તેની હિંસા કે જયણાનો માર્ગ નહિં સ્વીકાર્યો. એટલું જ નહિં પરંતુ બેઇન્દ્રિય, તેઈન્દ્રિય, ચઉરિન્દ્રિય જીવોની હિંસા કે જયણાની

પૂરી સમજણ પણ જૈનદર્શન સિવાય અન્યસાં નહીં આવી. માટે જ્યાં માન્યતા કે સમજ પણ નથી, ત્યાં તે જીવોની હિંસાથી નિવૃત્તિ કેવી રીતે થઈ શકે ?

માટે છકાય જીવની શ્રદ્ધા તેનું નામ સમ્યક્ત્વ. તે શ્રદ્ધામાં ન્યૂનતા તેટલું મિથ્યાત્વ, પંચેન્દ્રિય જીવોની હિંસાથી વિરમ્યો, પરંતુ અજ્ઞાનતાએ કરી એકેન્દ્રિયથી ચઉરિન્દ્રિય સુધીના જીવોની થતી હિંસક પ્રવૃત્તિઓ પૂરી સમજાય નહિં, ત્યાં સુધી ડગલે ને પગલે થતી હિંસાની અવિરતિથી કેવી રીતે બચી શકે ?

વ્યવહારમાં પંચેન્દ્રિયજીવોની હિંસા તો જવલ્લે જ થવા પામે છે. પરંતુ પંચેન્દ્રિય સિવાયના જીવોની હિંસાના સંયોગો બહુ આવે છે. એટલે અજ્ઞાની જીવની, અહિંસા કરતાં હિંસાની પ્રવૃત્તિ વિશેષ હોય છે. તેમાં કેટલીક હિંસક પ્રવૃત્તિઓ તજવી શકય છે. અને જે અશકય છે તેમાં જયણા પૂર્વક વર્ત્તવાથી ઘણા પાપથી બચી શકાય છે. પરંતુ જ્યાં માન્યતાજ ન હોય ત્યાં ત્યાગ કે જયણાનો સવાલ જ નથી રહેતો. માન્યતાનો જ વિરોધ, તે પ્રવૃત્તિથી પણ ભયંકર પાપ છે. એટલે મિથ્યાત્વસહિત અવિરતિ તો જીવને દુર્ગતિમાં ખેંચી જનારી છે.

હિંસા અને અહિંસાની આ રીતે પૂરી સમજવીનાના જીવોને રાગદ્વેષની પણ પૂરી સમજ હોતી નથી. તેવાઓ કદાચ વર્ત્તમાન ઘરબાર–કુટુંબ–શરીરાદિ ઉપરનો મૂરર્છાભાવ

બિલ્કુલ ઉતારીદે, ગીરિકે ગુફામાં જઈ પંચાગ્નિ તપ તપે, અને પોતાનામાં રાગદ્વેષ નથી એમ માની લે, પરંતુ સૂક્ષ્મરીતે આત્મામાં વર્ત્તતા રાગદ્વેષના સંસ્કારોની તો તેવાઓને પૂરી સમજ પણ હોતી નથી. આત્મામાં પ્રગટ રીતે વર્ત્તતો રાગદ્વેષ જેટલો છે, તેના કરતાં પણ પ્રચ્છન્ન રીતે વર્ત્તતા રાગદ્વેષના સંસ્કારો અનંતગુણા છે. તે વાત તો સર્વજ્ઞદર્શન માંજ સમજાઈ છે. મહા તપસ્વીઓમાં પણ નિમિત્ત મળતાં તે પ્રચ્છન્ન રાગદ્વેષનો અગ્નિ કેવી રીતે ભભુકી ઉઠે છે તે હકિકત જૈનદર્શનમાં કથિત કથાનુયોગથી બહુજ સુંદર રીતે જાણવા મળે છે. આ જીવે અનંતભવો કર્યા. દરેક ભવમાં અનંત ભોગ ઉપભોગની સામગ્રી વસાવી, કંઈક હિંસક હથિયારો વસાવ્યાં, કંઈક કુટુંબો કર્યાં. આ બધુ દરેક ભવની પૂર્ણતાએ રોતાં રોતાં છોડયું. એટલે તે બધાંને છોડવાં પડયાં તો પણ તેના પ્રત્યેનો રાગ ન છોડયો.

કર્મબંધનું કારણ તે વસ્તુઓ ન હતી, પરંતુ તે વસ્તુ પ્રત્યેનો રાગ હતો. તે રાગની માત્રાઓની આ રીતે પ્રત્યેકભવે વૃદ્ધિજ થતી આવી. વૃદ્ધિપામતા રાગના તે સંસ્કારો દરેક ભવમાં છૂટયા વિના આત્માની સાથે જ પ્રચ્છન્નપણે રહ્યા. જેથી પ્રચ્છન્નપણે વર્ત્તતા રાગદ્વેષથી થતો કર્મબંધ તો આત્મામાં ચાલુ જ રહ્યો. અને હજુ પણ જ્યાં સુધી ઉપરોક્ત ત્યક્ત સામગ્રીઓ પ્રત્યેનો રાગદ્વેષ નહિં વોસિરાવાય ત્યાં સુધી કર્મબંધની પરંપરા ચાલુ જ રહેવાની, આ વાત મિથ્યાત્વના યોગે જીવ ન સમજે એટલે

તેથી વિરમે પણ નહિં. પરંતુ એક વ્યવહારિક દ્રષ્ટાંતથી આ હકિકત સમજાય તેવી છે.

ઘરમાં વીજળી રાખનાર આખો માસ વીજળીનો ઉપયોગ ન કરે છતાં કનકસન ચાલુ રાખે ત્યાં સુધી મેઈન ચાર્જતો વીજળી કંપનીને ભરવો પડે છે.

ભાડુતી મકાન ખાલી કરી બીજા મકાનમાં રહેવા જવા છતાં ખાલી કરેલ મકાન ઉપરથી પોતાનો કબજો ઉઠાવી લેવા પૂર્વક મકાનમાલીકને સુપ્રત ન કરે ત્યાં સુધી વિના ભોગવ્યે પણ મકાનનું ભાડું મકાન માલીકને ભરવું જ પડે છે. આવાં તો વ્યહારીક દ્રષ્ટાંતો અનેક છે કે વિના ભોગવ્યે પણ ચીજ ઉપરનો પોતાનો હકક ન ઉઠાવે તો તે ચીજ અંગેની નુકસાની ભોગવવી જ પડે છે.

પૂર્વભવોમાં વસ્તુના સંબંધ સમયે પણ કર્માશ્રવનું કારણ તે વસ્તુ નહિં પણ વસ્તુ પ્રત્યેનો રાગ હતો. એટલે વસ્તુ છોડવી પડી પણ વસ્તુ પ્રત્યેનો રાગ નહિં છૂટયો હોવાથી કર્માશ્રવ ચાલુ રહે તેમાં કંઈ આશ્ચર્ય નથી.

આ રીતે ભવાંતરમાં મનથી નહિં વોસિરાવેલ શસ્ત્રો-આદિ સામગ્રી વડે જગતમાં થતી હિંસાના પાપથી આ જીવને કર્મનો આશ્રય તો ચાલુ જ રહે છે. વળી વર્ત્તમાન-કાળે, પાપ પ્રવૃત્તિ થાય તેવાં કેટલાંક કાર્યોથી નિવૃત્ત હોવા છતાં પણ તે કાર્યોને અનુકુળ સામગ્રી અંગે પચ્ચકખાણ(શપથ) નહિં કરનાર જીવોનું અવિરતિપણું તો ચાલુ જ છે. કારણકે

હિંસાદિ પાપ કાર્યોમાં થતી પ્રવૃતિમાં જ માત્ર અવિરતિપણું નથી. પરંતુ પચ્ચકખાણ નહિં કરવાં તેનું નામ જ અવિરતિ છે. પાપનાં પચ્ચકખાણનું નામ વિરતિ નહિં ગણીયે અને ફક્ત પાપ ન કરવું તેને જ વિરતિ કહીસુંતોતો પાપી જીવોમાં પણ અધર્મ કરતાં ધર્મ વધી જસે. કારણ કે જગતમાં અનંતા જીવો છે, તે દરેકની હિંસા કોઈ પણ પાપી કરી શકતો નથી. ગમે તેવા પાપી કહેવાતા માણસના હાથે પણ તે જેટલા જીવોની હિંસા થાય છે, તેથી અનંત ગણા જીવની અહિંસા તે માણસના જીવનમાં છે. એટલે તેના જીવનમાં હિંસા કરતાં અહિંસા વધી જશે. અને એ હિસાબે તો પંચેન્દ્રિયથી ન્યૂન ઇન્દ્રિયોવાળા જીવો વધારે અહિંસક હોવાથી તે જીવોનો સંસારથી નિસ્તાર તુરતજ થવો જોઈએ. કારણ કે હિંસામાં, અસત્યમાં, ચોરીમાં, અબ્રહ્મમાં અને પરિગ્રહમાં તે જીવોને પ્રવૃત્તિ સામાન્યપણે તો નહિવત્ જેવીજ છે. એટલે મનુષ્ય કરતાં પણ તે જીવોને વધુ ધર્મી અને પુણ્યશાલી માનવા જોઈએ. પરંતુ એમ નહિં હોવાથી હિંસાદી પ્રવૃત્તિ રહિત પણામાંજ વિરતિપણું નહિં કહેતાં હિંસાદિ પાપનાં પચ્ચકખાણ કરવામાં જ વિરતિપણું કહેવાય. અને હિંસાદિ પાપ કાર્યોમાં પ્રવૃત્ત નહિ હોવા છતાં તેવીપ્રવૃત્તિનાં પચ્ચખાણ વિનાના જીવો તે અવિરતિ કહેવાય છે.

ત્યાગના નિયમ વિના જે લૌતિક પદાર્થ કોઈ પણ વખતે ઉપયોગમાં લેવાતો ન હોય તો પણ તે પદાર્થ અંગે

કર્મનો આશ્રવ અવશ્ય થાય છે. અને તે કારણથી જ સ્વયંભૂરમણ સમુદ્રના મત્સ્યભક્ષણનો, તે સમુદ્રના જળ-પાનનો, પૂર્વે છોડેલા શરીરના પુદ્ગલથી અને શસ્ત્રોથી થતી હિંસાનો અને પૂર્વભવોમાં સંગ્રહિત પરિગ્રહના મમત્વ ભાવનો કર્મઆશ્રવ આ ભવમાં પણ જીવને થાય છે,

વર્ત્તમાન ભવમાં બીન ઉપયોગી પદાર્થોનું પ્રત્યાખ્યાન નહિં કરનારનો અને અનાદિકાળથી આ સંસારચક્રમાં અનંતીવાર કરેલ પૂર્વભવોના મરણ સમયે રાગ પૂર્વક છોડીને આવેલ સ્વશરીરો, શસ્ત્રો અને પરિગ્રહના મમત્વ-ભાવને હજુ પણ નહિ વોસિરાવનાર જીવોને અવિરતિ થી થતો કર્માશ્રવ ચાલુ જ રહેવાનો. આવી અવિરતિને અવિરતિ તરીકે નહિ માનનાર જીવો મિથ્યાત્વી કહેવાય છે.

અહિં કોઈ શંકા કરે કે, પદાર્થ તે કર્માશ્રવનો હેતુ નથી, પરંતુ પદાર્થપ્રત્યેનો રાગ કે દ્વેષ જ કર્મા-શ્રવનો હેતુ છે. તો વર્ત્તમાન ભવમાં જે પદાર્થના ઉપયોગ અંગે વિચાર-વાણી કે વર્તનનો સંભવ પણ ન હોય, જે ચીજને જાણી પિછાણી પણ ન હોય, તેવા વિષયઅંગેના રાગદ્વેષવિના કર્મબંધન શી રીતે લાગે ?

અહિં જે વસ્તુ અંગે ક્યારેય પણ સંબંધ થવો અશક્ય છે, એમ નિશ્ચય હોવા છતાં પણ તે વસ્તુ અંગે-નું પ્રત્યાખ્યાન (શપથ) લેવા જીવ તૈયાર થતો નથી એજ તેનું અવિરતિ પણું છે.

જે દુષ્કાર્ય અંગે પ્રવૃત્તિ થવા સંભવ નથી, પ્રવૃત્તિ કરવી પણ નથી અને સત્કાર્યને વફાદાર જ રહેવું છે, એમ માનસિક રીતે નિશ્ચય વર્ત્તતો હોવા છતાં રાજદ્વારી આદિ વ્યવહારિક કાર્યોમાં પણ સોગંદ લીધા વિના વફાદારી માન્ય રાખી શકતી નથી. આવી વફાદારી અંગે રાષ્ટ્રપતિ, મિનિસ્ટર, મેજીસ્ટ્રેટ વીગેરેના હોદ્દાની ખુરસી સ્વીકારતાં પહેલાં સોગંદવિધિ કરવી જ પડે છે. અને સોગંદવિધિ કર્યા બાદ જ તે હોદ્દો ગણાય છે.

હાલે ભારતમાંથી ફિરંગીરાજનો અસ્તથવાથી જુના ફિરંગીરાજના કારકુનો, પોલીસો અને બીજા નીચી શ્રેણીના કર્મચારીઓ સહિત આશરે ૨૦,૦૦૦ લોકોએ ભારતના રાષ્ટ્રપતિ અને બંધારણને વફાદાર રહેવાના તા. ૨૦મી જાન્યુઆરી ૧૯૬૨ના રોજ સોગંદ લીધા હતા. તેમાં ખ્રિસ્તી લોકોએ બાઈબલની સાક્ષીએ અને હિંદુઓએ પોતાને માન્ય ધાર્મિક ગ્રંથને હાથમાં રાખીને સોગંદ વિધિ કરી હતી.

આ પ્રમાણે જ્યારે દેવ-ગુરૂની સાક્ષિએ વિરતિ-(નિવૃત્તપણું)પણાને વફાદાર રહેવાની જે જે વસ્તુ અંગે સોગંદવિધિ કરાય, ત્યારેજ તે તે વસ્તુની તે અવિરતિનો માનવજીવનમાંથી અસ્ત થયો ગણાય.

અને આ રીતે અવિરતિથી ન છૂટાય ત્યાં સુધી જીવને કર્મ બંધન થાય જ. હેય (ત્યાજ્ય) તત્ત્વઅંગે માનસિક,

વાચિક અને કાયિક પ્રવૃત્તિ રહિતપણામાં પણ પચ્ચકખાણ (શપથ-સોગંદ) વિના થતા કર્મબંધને સર્વજ્ઞ ભગવાનની આજ્ઞાનુસાર માન્ય રાખનારો તથા અકરણીય કાર્યોના ત્યાગ કરવાની ભાવનાવાળો, ત્યાગ કરનારની અનુમોદના કરનારો કુલાચારે-સંસર્ગે-સંસ્કારે કે પરાધીનતાના કારણે પોતાના ગૃહસ્થ જીવન અંગે તેવા કાર્યોને ત્યજી ન શકે તે જીવ "અવિરતિ સમ્યગ્દૃષ્ટિ" કહેવાય છે. પાપને પાપ તરીકેની માન્યતા એજ સમ્યગ્દૃષ્ટિ આત્માની ઉત્તમતાને આભારી છે.

વળી કેટલાક મનુષ્યો ગૃહસ્થ જીવનથી મુક્ત નહિં થઈ શકવાના કારણે ગૃહસ્થજીવનમાં કરવાં પડતાં આરંભ સમારંભનાં જરૂરી કામો સિવાય, બીનજરૂરી ભોગ ઉપભોગની વસ્તુઓનું કે જરૂરી ભોગ ઉપભોગની .વસ્તુઓનો સંક્ષેપ કરવારૂપ પચ્ચકખાણ કરે છે. પ્રાણાતિપાત વિરમણાદિ વ્રતોને સ્થૂલપણે ગ્રહણ કરે છે. આવા જીવો સંપૂર્ણપણે નહિં, પણ અમુક અંશે અવિરતિથી નિવર્તે છે.

તેવા જીવો દેશવિરતિ કહેવાય છે. સારી સોબતથી કે પૂર્વભવના સંસ્કારથી કેટલાક તિર્યંચો ( જાવનરો )ની પણ આ રીતે દેશવિરતિપણું પામવાની હકિકત જૈનદર્શનમાં જાણવા મળે છે.

આ અવિરતિ અને દેશવિરતિવાળા જીવો યથાર્થ રીતે હિંસાદિ પાપોને માન્ય રાખનારા અને તેવી પાપપ્રવૃત્તિમાં પ્રવર્તી કરવાની ઈચ્છાવાળા નહિં હોવા છતાં પણ પ્રવર્તી કેમ કરે છે? આ બાબત અંગે કેટલાકને-

જરૂર શંકા થાય તે સ્વભાવિક છે. એટલું જ નહિં પણ, સમજવા છતાં પ્રવર્તી કરનારને સમજવાનો ડોળ કરવામાં દંભી કહી દેવાનુંય કોઈ સાહસ કરે. પરંતુ અહિં સમજવું જોઈ એ કે જેમ દુનિયામાં શારીરિક સ્વાસ્થ્યને બગાડનાર માનસિક-વાચિકકે કાયિક પ્રવૃત્તિનો ત્યાગ કરવાનું ચોક્કસપણે જરૂરી સમજનારા કેટલાક મનુષ્યો, ત્યાગ કરવાની ઈચ્છાવાળા હોવા છતાં પણ તેવી કેટલીક પ્રવૃત્તિથી નિવૃત્ત થઈ શકતા નથી. એવી જ રીતે આધ્યાત્મિક દૃષ્ટિએ આત્મિક સ્વાસ્થ્યને નુકસાન કરનારી હેય (ત્યાજ્ય) પ્રવૃત્તિને ત્યાગ કરવાલાયક માન્ય રાખનાર, અને ત્યાગ કરવાની ભાવનાવાળા છતાં પણ કેટલાક જીવો ત્યાગ ન કરી શકે તે બનવાજોગ છે. માટે તેમાં કેવલ દંભ જ માનવો તે અણસમજ છે. જેવું મનમાં તેવું આચરણમાં સર્વને હોય જ એવો નિયમ હોત તો જૈનદર્શનકથિત ગુણસ્થાનકનો ક્રમ પણ હોઈ શકત જ નહિં. આધ્યાત્મિક વિકાસની દૃષ્ટિએ તો જેવું મનમાં તેવું જ સર્વ આચરણમાં તો મહામુનિને જ હોય, અગર ભવાભિનંદી જીવોમાં પણ હોય.

મિથ્યાદૃષ્ટિ એવો જીવ પણ મોક્ષની રૂચિવાળો હોઈ શકે છે. મોક્ષને મેળવવાના સાચા ઉપાયના સંબંધમાં પણ એ જીવ અજ્ઞાન હોય અને તેમ છતાં પણ મોક્ષને મેળવવાનો તેનો અભિલાષ એવો જબ્બર હોય કે મોક્ષના અભિલાષને પ્રતિકૂળ એવા અભિલાષો તેને નહિં કરવા જેવા જ લાગતા હોય છે.

અવિરતિસમ્યગ્દ્રષ્ટિજીવ એથી આગળ વધેલો હોય. કારણકે ભગવાન શ્રીજિનેશ્વરદેવોએ કહેલા તત્ત્વોના સ્વરૂપમાં એ રૂચિવાળો હોય. તત્ત્વસ્વરૂપની આ રૂચિને અંગે એ એવા નિર્ણયવાળો હોય કે જેમ મેળવવા યોગ્ય એક મોક્ષ જ છે, તેમ મોક્ષને મેળવવાને માટે સેવવા યોગ્ય એકમાત્ર ભગવાન શ્રીજિનેશ્વર દેવોએ ફરમાવેલો રત્નત્રયી સ્વરૂપ મોક્ષમાર્ગ જ છે. આવી રૂચિ, આવી માન્યતા તે શંકાદિ દોષોથી રહિત હોય છતાં પણ અવિરતિને આચરનારો હોવાથી તેને "અવિરતિ સમ્યગ્દષ્ટિ" કહેવાય છે. અવિરતિ સમ્યગ્દષ્ટિ જીવમાં એક અઢારમા પાપસ્થાનક સિવાયનાં સત્તર પાપસ્થાનકના સેવનનો પણ સંભવ હોઈ શકે છે. પરંતુ હોય જ એમ માનવું નહિં.

હવે દેશવિરતિધર સુશ્રાવકનો વિચાર કરીએ. તે વિરતિનીજ લાલસાવાળો હોવા છતાંય તેનામાં વિરતિ ઘણી થોડી અને અવિરતિ ઘણી મોટી હોય. ત્યાર પછી છઠ્ઠે ગુણસ્થાનકે રહેલા સુસાધુઓનો વિચાર કરો. તેમને પણ અપ્રમત્ત સંયમની ભાવના છતાં અપ્રમત્તપણું હોઈ શકતું નથી. આ ઉપરથી એમ નહિં જ કહી શકાય કે જે માણસ જે કંઈ કરે છે, તે તેને કરવું ગમે જ છે કે કરવા યોગ્યજ લાગે છે માટે જ તે કરે છે.

અણાહારીપદની સાધનાની તીવ્ર રૂચિ ધરાવનારને અને એના માટે શકય એટલો પ્રયત્ન કરનારને પણ આહાર લેવો પડે એ બને. તેમજ અપ્રમત્ત પણે જીવવાની અભિ-લાષાવાળાને તથા અપ્રમત્ત ભાવને પેદા કરવાના પ્રયત્નમાં

લાગેલાને પણ નિંદ્રા લેવી પડે એ બને; પરંતુ એ પુણ્યવાનોની મનોવૃત્તિ, આહાર લઈ નેય અનાહારીપદની સાધના સારી રીતે કરવાની તથા નિંદ્રા લઈનેય અપ્રમત્ત ભાવને પેદા કરવાનો પ્રયત્ન સારી રીતીએ કરવાની હોય.

સારા કાર્ય અંગે જેવું મનમાં તેવું આચરણમાં તો જેમ મહામુનિવરોમાં હોઈ શકે, તેમ ગાઢ મિથ્યાદૃષ્ટિ ભવાભિનંદી જીવોમાં પણ પાપ કાર્ય અંગે હોઇ શકે. ભવાભિનંદી એવા ગાઢ મિથ્યાદૃષ્ટિઓ જે જે પાપને આચરે તે તે પાપને તેઓ આચરવાલાયક માનીને જ આચરે છે. મિથ્યાત્વની મંદતા થયા પછી પાપ કાર્ય અંગે વિચારમાં અને વર્ત્તનમાં કંઈક કંઈક તફાવત ઉભો થતો જાય. અને જ્યાંસુધી મહામુનિ પણાની કક્ષાએ ન પહોંચે ત્યાં સુધીમાં પોતે જેને નહિં કરવા યોગ્ય ગણતો હોય તેને પણ કરે એવું બને.

તત્ત્વની સત્ય માન્યતા એ શ્રદ્ધાજનક છે અને હેય (ત્યાજ્ય) તત્ત્વનો ત્યાગ એ વિરતિ રૂપે છે. સર્વજ્ઞ પુરૂષોએ આત્મિક ઉત્થાનના માર્ગમાં હેય–જ્ઞેય અને ઉપાદેય તત્ત્વને હેયરૂપે–જ્ઞેયરૂપે અને ઉપાદેયરૂપે નહિં માનવા દેવામાં કારણસ્વરૂપ તે જીવનું “ દર્શનમોહનીય ” કર્મ બતાવ્યું છે. અને માન્યતા સત્ય થયા બાદ પણ જીવને હેય તત્ત્વ અંગે નિવૃત્તિ અને ઉપાદેય તત્ત્વ અંગે પ્રવૃત્તિ નહિં થવા દેવામાં કારણ તરીકે “ચારિત્ર મોહનીય” કર્મને બતાવ્યું છે. એટલે દર્શન મોહનીયકર્મ જીવને સત્ય માન્યતાનો

સ્વીકાર કરવા દેતું નથી, અને દર્શનમોહનીય કર્મના ક્ષયોપશમે કે ક્ષયે માન્યતા શુદ્ધ થાય તોપણ ચારિત્ર મોહનીય કર્મનો ઉદય જીવને આત્મિક ઉત્થાનના માર્ગમાં પ્રવૃત્તિ કરવા દેતું નથી. તોપણ દર્શનમોહનીય કર્મને હટાવવાનો પહેલો પ્રયત્ન કરનારને જ આત્મિક ઉત્થાનનો માર્ગ સુલભ બનતો હોઈ જૈન દર્શનાનુસાર દર્શનમોહનીય કર્મને હટાવવાદ્વારા શુદ્ધ માન્યતાનો સ્વીકાર કરવાની પહેલી જરૂર બતાવી છે.

અવિરતિના બાર ભેદ જૈનદર્શનકારોએ બતાવ્યા છે. પાંચ ઇંદ્રિય અને છઠું મન એ છ પોતપોતાના વિષયે પ્રવર્ત્તે તેનો અસંયમ અને પૃથ્વીકાયાદિ છ જીવનિકાયનો વધ (હણવું) એ બારભેદ અવિરતિના છે. અહિં ઇંદ્રિયોને વર્ણાદિનું જ્ઞાન થાય છે. એટલે કે સ્પર્શેન્દ્રિયથી વસ્તુના સ્પર્શનુ, રસનેંદ્રિયથી વસ્તુના સ્વાદનું, ઘ્રાણેન્દ્રિયથી વસ્તુના ગંધનું, ચક્ષુરિંદ્રિયથી વસ્તુના રૂપનું, અને શ્રોત્રેન્દ્રિયથી શબ્દનુ જ્ઞાન થાય છે. આ રીતે ઇંદ્રિયોને વર્ણાદિનું જ્ઞાન થાય છે, તેથી વર્ણાદિનું જ્ઞાન તે અવિરતિ પણું નથી. પરંતુ વર્ણાદિ વિષયોમાં ઇષ્ટપણું અને અનિષ્ટપણું થવાથી ઇષ્ટ વિષયમાં રાગ અને અનિષ્ટ વિષયમાં દ્વેષરૂપ મોહનો પરિણામ થાય છે તે અવિરતિ છે. ચારિત્ર મોહનીય કર્મના ઉદયથી નહિં રમણ કરવા યોગ્ય પરભાવમાં રમણ કરવું તે અસંયમ છે. તાત્પર્ય એ છે કે, જે દ્વારા વર્ણાદિનું જ્ઞાન થાય છે, તે અસંયમ નથી. પરંતુ તેથી ઇષ્ટપણું કે અનિષ્ટપણું

થાય તે અસંયમ છે. અનાદિકાળની અશુદ્ધ અસંયમની તે પ્રવૃત્તિજ કર્મબંધના હેતુરૂપ છે. જ્ઞાન એ આત્માનું પોતાનું લક્ષણ હોવાથી સ્વપરવસ્તુના બોધથવારૂપ છે. પરંતુ તેમાં ઈષ્ટપણા અને અનિષ્ટપણારૂપ વિભાવજ પર વસ્તુના સંગથી થયેલ અનાદિપરંપરાજન્ય અશુદ્ધ પરિણામ છે. તેજ સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે. એટલે ઈંદ્રિયોની પ્રવૃત્તિનો સંકોચ કરવારૂપ ઈંદ્રિયનો દ્રવ્યજય છે, અને આત્માની ચેતના અને વીર્ય ગુણોના સ્વરૂપને અનુકુળ પ્રવૃત્તિ કરવા રૂપ ઈન્દ્રિયોનો ભાવજય છે.

પાંચે ઈંદ્રિયોની માફક ચંચલ મન પણ કર્મબંધનો હેતુ છે. અનેક વિધ સંકલ્પ–વિકલ્પોમાં અથડાતું, શેખચલ્લી જેવા તરંગો કરતું મન, તે વિણખાધે–વિણ ભોગવ્યેં પણ સંકલ્પ માત્રથી અનેકવિધ અશુભકર્મ બાંધે છે. અતિ પ્રિયવસ્તુનાવિયોગમાં અને અપ્રિય વસ્તુના સંયોગમાં, શરીરે ઉપસ્થીત થયેલ રોગના સંબંધમાં, ધર્મ કરીને સંસારિકનું સુખ મેળવવાના મનોરથમાં તીવ્ર ચિંતાપણે વર્ત્તે છે. વળી હિંસાના કાર્યમાં પ્રવર્ત્તવા, અસત્ય બોલી કોઈને છેતરવા, લોભના વશે બીજાનું દ્રવ્ય લઈ લેવાના પ્રપંચોમાં અને જંગમ તથા સ્થાવર મિલ્કત તથા સ્ત્રી–પુત્ર પરિવારમાં રચ્યામચ્યા રહેવારૂપ દુષ્ટચિંતવનમાં અથડાતું ચંચલમન કર્મબંધનું નિમિત્ત બને છે.

અહિં પંચેન્દ્રિયના વિષય ગ્રહણમાં પણ કર્મબંધનું કારણ તો રાગદ્વેષરૂપે પરિણમતું મનજ છે. છતાં પંચેન્દ્રિય

અને મન એ બન્નેને કર્મબંધના કારણ તરીકે જુદું ગણાવવાનું કારણ એ છે કે સ્પર્શ–રૂપ–રસ–ગંધ અને શબ્દના વિષયમાં ઇંદ્રિયની પ્રવૃત્તિવિના વિકલ્પ માત્રથી પણ જીવ કર્મબંધ કરે છે. શાસ્ત્રમાં તંદુલીઆ માત્સ્યની હકિકત આવે છે કે તે મત્સ્ય વગર ખાધે સાતમી નરકે જાય છે. મોટા મત્સ્યોની પાંપણમાં તંદુલીઓ મત્સ્ય રહે છે. પેલા મોટા મત્સ્યના મોંમાં પાણી સાથે આવેલાં નાનાં માછલાંઓમાંથી કેટલાંકને પાછાં નીકળી જતાં જોઈ તાંદુલીઓ વિચારે છે કે અરે! આ કેવો મૂર્ખો કે જે મોંમાં આવેલાં આ બધાં માછલાંને જવા દે છે. તેની જગાએ જો હું હોઉ તો એકને પણ જીવતું પાછું જાવા દઉં નહિં. બધાંજ ખાઈ જાઉં. પણ મારી તેવી તાકાત નથી એટલે શું થાય? જુઓ! વિના પ્રવૃત્તિએ પણ આવા આત્માઓ કેવું પાપ બાંધે છે? આ ઠેકાણે તંદુલીઓ એકપણ ઇંદ્રિયની પ્રવૃત્તિવાળો નથી. માત્ર મનવડે જ ખરાબ વિચાર કરવાથી સાતમી નરકનું આયુષ્ય બાંધે છે. પરિણામે મરીને સાતમી નારકીમાંજ જાય છે.

હવે સાવદ્યકાર્યમાં ઇંદ્રિયોની તથા મનની પ્રવૃત્તિ હોવા છતાં "બંધનું કારણ માત્ર એક મન જ છે." એ વાક્યને બરાબર સમજ્યા વિના, વિષય કષાયને પોષવાને માટે શાસ્ત્રના નામે કેટલાક મનુષ્યો પ્રપંચ સેવે છે. ઇંદ્રિયો વડે સાવદ્ય પ્રવૃત્તિમાં પ્રવર્ત્તવા છતાં અમારૂં મન ચોકખું છે, એટલે "પરિણામે બંધ હોય" એ વાકયાનુસાર ઈંદ્રિય

પ્રવૃત્તિ સાવદ્યમય હોવા છતાં અમને કર્મબંધ થતો નથી. આવી માન્યતા તે મિથ્યા આડંબર છે. એવાઓને પૂછાય કે મનમાં સ્ફુર્યા વિના વચન કે કાયાથી સાવદ્ય પ્રવૃત્તિ થઈ શાથી ? અને મનથી જે કાર્યને તેં સાવદ્યકારી માન્યું તે કાર્યનો ત્યાગ શકય હોવા છતા તેમાં તારી ઇંદ્રિયો કેમ પ્રવર્ત્તાવી ? જે સાવદ્ય પ્રવૃત્તિમાં નહિ પ્રવર્ત્તવા પોતે શક્તિમાન છે, તેવી પ્રવર્ત્તીમાં પ્રવર્ત્તવા છતાંય અમારૂં મન ચોકખું છે, એમ કહેનાર ધૂર્ત્ત છે. એટલે એવે સમયે તો ઇંદ્રિય અને મન બન્ને બંધનું કારણ છે. ઇંદ્રિયોની પ્રવૃતિ તે વચન અને કાયાની પ્રવૃતિ કહેવાય છે.

કોઈ વખત કાયાથી સાવદ્ય પ્રવૃતિ થઈ જવા છતાંય મનની નિર્મલતા હોઈ શકે છે. પરંતુ આવું કયારે બને કે જ્યારે સાવદ્યકાર્યોમાં પ્રવર્ત્તાઈ ન જવાય એવી ખાસ સાવચેતીપૂર્વકના ધ્યેયપૂર્વક નિરવદ્ય કાર્યમાં પ્રવૃત્તિ કરતાં આકસ્મિક સંયોગે અને વિનાવિચારણાએ સાવદ્યપ્રવૃત્તિ થઈ જાય ત્યારે. અહિં કાયાની તેવી પ્રવૃત્તિ હોવા છતાં મન શુદ્ધ હોવાથી તે સમયે કર્મબંધ થતો નથી. જેમકે છદ્મસ્થ સાધુ, ઈર્યા સમિતિ (ઉપયોગપૂર્વક ચાલવા વડે) પૂર્વક જ્ઞાનાદિ કાર્યના અંગે જવાની ધારણાથી પગ ઉપાડે અને પછી કદાચ કોઈ જીવ તે સાધુને પગ મુકવાની જગ્યા પર ઓચિંતો આવી પડે. સમિતિ ગુપ્તિવાળો તે સાધુ તે સમયે પોતાના કાયયોગને નિવર્ત્તાવી ન શકે, અને તેનાથી પગ-મુકાઈ જવાથી પગ નીચે આવેલા તે

પ્રાણિને પીડા થાય કે મરી જાય, તો પણ આ સમયે ઉપયોગવાળા સાધુને સૂક્ષ્મપણે હિંસા લાગતી નથી. કારણકે તેનાં પરિણામ હિંસાનાં નહિં હોવા છતાં આકસ્મિક સંયોગેજ હિંસા થવા પામી છે.

આવા સમયે જ મનને વિશુદ્ધ કહેવું વ્યાજબી ગણાય છે. છતાં તેવી રીતે આકસ્મિક સંયોગે થતી હિંસાના કાર્ય માટે પશ્ચાતાપ હોય અને પુનઃપુનઃ ગુરૂપાસે તેની આલોચના કરે. પણ મેં ક્યાં પરિણામથી હિંસા કરી છે? એમ ઉપેક્ષાવૃત્તિ ન સેવે. આ ઉપરથી ખાસ લક્ષમાં લેવાનું છે કે વિચાર સુધારવા અને વર્ત્તન ગમે તેવું રાખવું એવી બુદ્ધિ નહિ સેવતાં વર્તન અને વિચાર બન્ને સુધારવા પ્રયત્ન કરવો. વર્તન શુદ્ધ હશે તો વિચારો સારા રહેવા પામશે. વર્તન અને મન બન્નેને અન્યોન્ય સંબંધ છે, એ લક્ષમાં રાખવું જરૂરી છે. વિષય ગ્રહણમાં પ્રવર્ત્તતી ઇંદ્રિયોની પ્રવૃત્તિ પ્રત્યે ઉપેક્ષા કરનાર આત્માને એટલે કે ઈંદ્રિયોની અવિરતિને નહિં રોકનારને કોઈ વખત ઈંદ્રિયોને પ્રવર્ત્તાવવા યોગ્ય સંયોગોની અપ્રાપ્તિથી મનમાં વિકલ્પો ઉપસ્થીત થવાથી તંદુલીઆ મત્સ્યની માફક મન વડે પણ કર્મ બંધ થાય છે. કારણકે મનને જવાનું બીજે સ્થાન નથી. ઈંદ્રિયોના વિષયો સિવાય એને કંઈ વિકલ્પો કરવાના નથી. માટે મનની સાવદ્ય પ્રવૃત્તિમાં પણ પંચેન્દ્રિયના વિષયો અંગેની અવિરતિના જ કારણે કેવલ મનની જ અવિરતિ કર્મબંધનું કારણ ન હોઈ, ઇંદ્રિય અને મન એ

બન્નેની અવિરતિ કર્મબંધનું કારણ છે. જો બંધનું કારણ માત્ર એક મનની જ અવિરતિ હોત તો જૈનધર્માનુયાયીના નિયમગ્રહણમાં "વાયાએ કાએણ" કહેવાની જરૂર ન હોત. શાસ્ત્રકારે તો ત્રિવિધ ત્રિવિધ પચ્ચકખાણ કરવાનાં ન બને તો માત્ર કાયાએ પણ પાપ નહિં કરવાનું પચ્ચકખાણ રાખ્યું છે. એટલે "મનને જ" બંધ અને મોક્ષનું કારણ-માની, વચન અને કાયાની પ્રવૃત્તિનાં દ્વાર ખુલ્લાં રાખવાથી કર્મબંધ ન થતો હોત તો પચ્ચકખાણના ૪૯ ભાંગા શાસ્ત્રમાં બતાવત નહિં. અને એકવિધ–દ્વિવિધ વીગેરે મન વિનાના ભાંગાથી ત્યાગ કરવાનો રહેત જ નહિં. વચન અને કાય પ્રવૃત્તિનાં દ્વાર ખુલ્લાં છે, તેજ ઇંદ્રિયની અવિરતિ છે. અમુક ચીજનાં અમુક ટાઇમ સુધીમાં પચ્ચકખાણ હસે તો તે ચીજનો ઉપયોગ કરવાના વિચારો તેટલા ટાઈમ અંગે નહિં થાય. પરંતુ કદાચ તે પચ્ચકખાણની મુદત પછીના ટાઈમ અંગે તે વસ્તુનો ઉપયોગ કરવાના વિચારોનું મંથન પચ્ચકખાણના ચાલુ સમયમાં પણ થશે. અહીં પચ્ચકખાણના સમયમાં પણ તે વસ્તુના વિચારોને ઉત્પન્ન કરાવનાર પચ્ચ-કખાણનો ટાઈમ પૂર્ણ થયા બાદ વર્ત્તતી ઈંદ્રિયોની અવિરતિ છે. જે વસ્તુઅંગેનું જીંદગી પર્યંત પચ્ચકખાણ છે, તે વસ્તુનો ઇંદ્રિયો દ્વારા ઉપયોગ કરવાના વિચારો વર્ત્તી શકતા નથી. રોજ નિયમિત દસ વાગે જમનારને સાડા-નવ વાગતાં જ જમવાના વિચારો ચાલુ થાય છે, પણ ઉપવાસના દિવસે તો ટાઈમ વ્યતીત થતાં પણ ભોજનમાં ઇંદ્રિયો પ્રવર્તાવવાની ઇચ્છા થતી જ નથી. ઉપવાસના

દિવસે તે વિચાર નહિં ઉત્પન્ન થવામાં તે દિવસ અંગેની આહારની અવિરતિનો ત્યાગ છે, અને ઉપવાસ સિવાયના દિવસોએ આહારમાં ઇંદ્રિયોના પ્રવર્ત્તનનું અનિયંત્રણ છે. માટે ઇન્દ્રિયોના પ્રવર્ત્તનનું અનિયંત્રણજ મનના અનિયંત્રણને ઉપસ્થિત કરે છે. જેથી મનની અવિરતિનો ત્યાગ કરવા ઇચ્છનારે ઇંદ્રિયોની અવિરતિનો પહેલો ત્યાગ કરવો જોઇએ. એટલે સાવદ્ય પ્રવૃતિમાં ઈન્દ્રિયોને નહિં પ્રવર્ત્તાવવાનાં પચ્ચક્ખાણ પહેલાં કરવાં જોઈએ.

અવિરતિના બારભેદમાં જૈનશાસ્ત્રકારોએ પાંચઇંદ્રિય અને મન, એ છના અનિયંત્રણનાં પચ્ચક્ખાણ નહિં કરવામાં અવિરતિ ગણાવી. પરંતુ કેવા કાર્ય અંગે પ્રવર્ત્તતા તે છએના અનિયત્રણને અવિરતિ કહેવાય તે ન સમજાય તો પણ અનર્થ થઈ જાય. અહિંતો કેવલ હિંસાના કાર્ય અંગેજ પ્રવર્ત્તતા તે છએના અનિયંત્રણનાં પચ્ચકખાણ નહિં કરવામાં જ અવિરતિ ગણાય છે. હિંસા પણ માત્ર પંચેન્દ્રિય જીવોની જ નહિં, પરંતુ એકેન્દ્રિયથી પંચેન્દ્રિય સુધીના તમામ જીવોની હિંસા ટાળવાની છે. મનુષ્ય કે ઢોરોનું રક્ષણ થવું જોઈએ અને બીજાનું ચાહે તે થાય તેવી રાજ્યનીતિ જિનેશ્વરના શાસનમાં નથી. પૃથ્વી. પાણી, તેઉ, વાયુ અને વનસ્પતિકાયનો જે મોટો જથ્થો આ જગતમાં છે, તેમાં પણ જીવ છે તે તો આજે વૈજ્ઞાનિક દ્રષ્ટિએ પણ સિદ્ધ થઈ ચૂક્યું છે. તેમ છતાં કીડી–મકોડી–પશુ –પક્ષી–મનુષ્ય વીગેરે ત્રસ (હાલતા ચાલતા) જીવોનું રક્ષણ

કરવું અને ઉપરોક્ત પૃથ્વીઆદિ જીવોની હિંસામાં પાપ નહિં માનવું એ તો કેવલ પૂંજીપતિઓનું જ રક્ષણ કરનાર રાજ્યના અન્યાય જેવું ગણાય. પરંતુ જૈનદર્શનમાં એવું નથી. અહિં તો કહે છે કે સર્વ જીવોની રક્ષા માટે ઇંદ્રિયોની પ્રવૃત્તિનાં પચ્ચકખાણ કરે ત્યારે જ પૂરેપૂરી અવિરતિ ટાળી ગણાય. અને તેથી જ જીનેશ્વર ભગવંતે પૃથ્વીકાય–અપકાય –તેઉકાય વાઉકાય–વનસ્પતિકાય અને ત્રસકાય એ છએકાયની હિંસામાં થતી ઇંદ્રિયોની પ્રવૃત્તિના જ અનિયંત્રણને અવિરતિ કહી છે. તે અવિરતિના બાર ભેદમાં પાંચઇંદ્રિય અને મન એ છએનું અનિયંત્રણ અને પૃથ્વીકાય વિગેરે છ કાયની હિંસા બતાવી. એ બારે પ્રકારની અવિરતિથી સંપૂર્ણપણે વિરામ પામનાર તે મહાવ્રતધારી કહેવાય છે. મહાવ્રત પાંચ છે. (૧) પ્રાણાતિપાત વિરમણ (૨) મૃષાવાદવિરમણ (૩) અદત્તાદાન વિરમણ (૪) મૈથુનવિરમણ અને (૫) પરિગ્રહ વિરમણ. આમાં પહેલું મહાવ્રત હિંસાથી સંપૂર્ણ વિરમવા રૂપ છે. પરંતુ હિંસાની વિશાળ વ્યાખ્યામાં અસત્ય, ચોરી, અબ્રહ્મ, અને પરિગ્રહ એ બધા દોષો સમાઈ જતા હોવાથી એ પાંચેનાં પચ્ચકખાણ તે ખરી રીતે તો હિંસાનાંજ પચ્ચકખાણ છે. તો પણ અસત્યાદિ ચાર પ્રવૃત્તિ હિંસાને ઉત્પન્ન કરનાર હોવાથી તે પ્રવૃત્તિ દ્વારા ઉત્પન્ન થતી હિંસા વડે દોષિત થઈ ન જવાય તે માટે હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મ અને પરિગ્રહ એ પાંચે પ્રવૃત્તિનાં પચ્ચકખાણ કરવાં જરૂરી હોઈ મહાવ્રતતો પાંચ ઉચ્ચરાય છે.

અહિં સંપૂર્ણ હિંસાથી વિરામ પામવા રૂપ મહા-વ્રતોને ગ્રહણ કરવાથી જગતની જે કોઈ ચીજના વપરાસ દ્વારા હિંસા થતી હોય તે તમામ ચીજના વપરાસનું પચ્ચકખાણ આવી જાય છે. અને સાથે સાથે ભૂતકાળમાં તેવી જે કોઈ ચીજો પુર્વભવમાં જીવ છોડીને આવ્યો હોય, તેનું પણ પચ્ચક્ખાણ થઈ જાય છે. એટલે મહાવ્રતોને ઉચ્ચરનાર મનુષ્યને પૂર્વભવો અંગે કે વર્ત્તમાન ભવ અંગે કોઈચીજની અવિરતિ રહેતી નહિં હોવાથી અવિરતિથી થતા કર્માશ્રવથી તે બિલકુલ બચી જાય છે. આ પ્રમાણે સંપૂર્ણ અવિરતિના ત્યાગવાળું જીવન તો સંસારિક સંબંધોનો ત્યાગ કરી મુનિપણું અંગીકાર કરેલ મહાત્માઓજ વ્યતીત કરી શકે છે. જે મનુષ્ય ગૃહસ્થજીવનમાંથી મુક્ત થઈ શકતો નથી, તેનાથી તો આ બારે પ્રકારની અવિરતિનાં પચ્ચકખાણ થઈ શકે જ નહિ. કારણ કે ગૃહસ્થપણાની જીવનચર્યામાં પૃથ્વીકાયાદિ પાંચસ્થાવર જીવોની હિંસાનો સર્વથા ત્યાગ તો અશક્ય જ છે. જેથી પાંચસ્થાવર જીવોની હિંસાની અવિરતિથી થતા કર્માશ્રવથી તે બચી શકે જ નહિં. વળી ત્રસજીવોની હિંસાની અવિરતિથી પણ તે ગૃહસ્થ, સર્વથા વિરામ પામી શકે નહિ. પુણ્યશાલી ગૃહસ્થ ઈરાદાપૂર્વક કોઈ ત્રસજીવોનો સંહાર કરવા ભલે ન પ્રેરાય, પરંતું ઘર મકાન–ખેતી–રસોઈ–કુવા–તલાવ તથા વાવ વીગેરે સંબંધી આરંભોનાં કાર્યો જયણાપૂર્વક કરતાં છતાં પણ કીડી–મકોડી વીગેરે ત્રસજીવોની હિંસાનો તો તેમાં સંભવ ખરોજ.

વળી જાણી જોઈને ઈરાદાપૂર્વક મારવાની બુદ્ધિથી કોઈ ત્રસ જીવની હિંસા નહિં કરવાની ઈચ્છાવાળાને પણ કોઈ વિકટ સંયોગોમાં વિરોધીનો વધ કરવાનો સમય આવી જાય છે. એટલે ગૃહસ્થ જો હિંસાનાં પચ્ચકખાણ લેવા ધારે તો "નિરપરાધી ત્રસજીવોની સંકલ્પથી હિંસા નહિં કરવી," એટલા પૂરતીજ અવિરતિથી વિરામ પામી શકે છે. હવે ઉપર જણાવ્યા મુજબ જે કાર્યમાં હિંસા થઈ જવા સંભવ છે, તે કાર્યોના હિસાબે પ્રતિજ્ઞા ન લઈ શકે તો પણ સમ્યકત્વી ગૃહસ્થતો દુઃખાતા દીલે થતા તે કાર્યોમાં બની શકે તેટલી જયણા (જીવ રક્ષાની સાવચેતી) રાખવામાં તો કદાપિ ઉપેક્ષા સેવે નહિ. આપણે આવાં કાર્યોની કયાં પ્રતિજ્ઞા છે, એવું માની જયણાની ઉપેક્ષા કરનારને સમ્યકત્વી કહી શકાતો નથી. પોતે અવિરતિથી બચી શકતો નથી, તેનું હૈયે દુઃખ ધરવાવાળો તો જે ચીજોના વપરાસમાં કે કાર્યોમાં હિંસા થાય છે, તેવી ચીજો કે કાર્યો પૈકી બીનજરૂરી અગર જેના વપરાસનો સંભવ પણ નથી તેવી ચીજો કે કાર્યોનો તો તે પચ્ચકખાણી બની જાય છે. .અને જરૂરી ચીજોના વપરાસનો પણ સંક્ષેપ કરી સંપૂર્ણ અવિરતિથી વ્હેલામાં વ્હેલી તકે બચવાના મનોરથવાળો થાય છે. આવો ગૃહસ્થ અમુક અંશે પણ અવિરતિથી વિરામ પામેલ હોઈ, તે "દેશવિરતિ" કહેવાય છે. આ દેશવિરતિધર ગૃહસ્થ તે અસત્ય–ચોરી–મૈથુન અને પરિગ્રહનો પણ સ્થૂલપણે પચ્ચ-કખાણી બની શકતો હોઈ તેના એ રીતના વ્રતોને "અણુવ્રત" કહેવાય છે.

અને કેટલાક સમ્યકત્વી જીવો અંશે પણ અવિરતિથી છૂટી નહિ શકવાથી તેઓ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ કહેવાય છે. અવિરતિથી થતા કર્મબંધમાં મિથ્યાત્વી અને સમ્યકત્વી જીવો અંગે ઘણી તારતમ્યતા છે. અને તેથી જ કહ્યું છે કેઃ–

सम्मद्दिट्ठी जीवो, जइविहुपावंसमायरे किंचि;
अप्पोसि होइ बंधो, जेण न निद्धंधसंकुणइ.

સમ્યગ્દૃષ્ટિ જીવ જો કે થોડું પાપ કરે, તેને કર્મબંધ અલ્પ હોય છે. કારણકે તે નિર્દયપણે કરતો નથી.

હિંસા અંગે એટલું સમજવું જરૂરી છે કે હિંસાનાં પચ્ચકખાણ કરનારને પણ હાલતાં, ચાલતાં, ઉઠતાં, બેસતાં ઈત્યાદિ દરેક ક્રિયા કરતાં હિંસા થાય છે. પરંતુ તે જીવોને પ્રમાદથી એટલે પોતાની સ્વાર્થવૃત્તિ માટે મારવાની બુદ્ધિપૂર્વક હણવામાં આવ્યા હોય તો જરૂર જીવહિંસા કરી કહેવાય. બાકી આત્મામાં દયાપરિણામ વર્ત્તતો હોય અને તે દયાપરિણામથી જયણાદિક અનેક ઉપાયે જીવહિંસા ટાળવાનો ઉદ્યમ થતો હોય તેમ છતાં પણ મોક્ષાભિમુખી ક્રિયાઓમાં જે પ્રાસંગિક જીવહિંસા થાય છે, તે જીવહિંસાથી અવિરતિના ત્યાગનો ભંગ થયો ગણાતો નથી.

હવે એક બાબત પણ સમજવી જરૂરી છે કે શાસ્ત્રમાં પાપસ્થાનકો તો પ્રાણાતિપાત વીગેરે અઢાર ગણાવ્યાં હોવા છતાં પ્રતિજ્ઞા તો પહેલા પાંચનીજ બતાવી છે. કારણ

કે પહેલાં પાંચ તે બાહ્યપ્રવૃત્તિમય હોવાથી તેની પ્રતિજ્ઞાનું પાલન શક્ય છે. જ્યારે છેલ્લાં તેરતો અભ્યંતર અને વચન તથા વિચાર સ્વરૂપ હોવાથી તેની પ્રતિજ્ઞા અશક્ય નહિં તો દુઃશક્ય તો જરૂર છે. માટે પહેલાં પાંચની પ્રતિજ્ઞા પૂર્વક છેલ્લાં તેરમાં વિવેક રાખનારો અવિરતિથી મુક્ત જ ગણાય છે. અને એ રીતે અવિરતિથી મુક્ત થનાર મનુષ્યનું મન, શેષ તેર પાપસ્થાનકના વિચારમાં કદાચ ભટકે તો પણ કોઈ કાર્યને નિપજાવવા તે સમર્થ થતું નથી. કારણકે તે તેર વડે થતો અનર્થ તો પહેલા પાંચમાં પ્રવર્ત્તવા વડે જ થાય છે. જેથી પાંચનાં પચ્ચકખાણીજીવોના, તેરના ઉત્પાતને તો દૂધના ઉભરાની માફક બેસી જતાં વાર લાગતી નથી. પાંચનાં પચ્ચકખાણ એ તેરની કિલ્લેબંધી છે. જેમ પાણી નાખવાથી ઉભરાતું દૂધ બહાર નીકળી શકતું નથી. અને અંદરને અંદરજ સમાઈ જાય છે, તેવી રીતે તેર પાપસ્થાનકરૂપ દૂધના ઉભરામાં પહેલા પાંચનાં પચ્ચકખાણરૂપ પાણી નાખવાથી તે ઉભરો જલ્દી બેસી જાય છે.

માટે જ જ્ઞાનિઓએ કહ્યું છે કે અઢારે પાપસ્થાનકોને જીવનમાંથી હટાવવા માટે પહેલાં પાંચની પ્રતિજ્ઞા કરી લેવાનું અત્યંત જરૂરી છે.

દુશ્મનોને નિઃશસ્ત્ર બનાવવાથી દુશ્મનો કાયર બની છેવટે ભાગી જ જાય છે. તેવી રીતે પહેલાં પાંચ પાપસ્થાનક તે શેષ પાપરૂપી દુશ્મનોનાં શસ્ત્રો છે. તે શસ્ત્ર પડાવી લેવાથી

પાપરૂપી દુશ્મનની ટોળકી હતાશ બની જાય છે. અને આત્મ સ્વરાજ્યમાં નુકશાન કરવા અશક્ત બને છે.

આ પ્રાણાતિપાતાદિ પાંચનું કર્મબન્ધમાં કારણ થવા પણું તો રાગદ્વેષ ઉપરજ અવલંબિત છે. તેથી જ પ્રતિક્રમણ સમયે **रागेण वा दोषेण वा** દરેક વ્રતોને અંગે બોલાય છે. કર્મબન્ધ જો રાગદ્વેષ ઉપરજ અવલંબિત ન હોત તો સાધુને નદી ઉતરવામાં, મૃગલાં વીગેરે જાનવરો અંગે પુછનાર શિકારીને ઉલ્ટો માર્ગ બતાવવામાં, અને સાધુને ઓઘો મુહપત્તિ વીગેરે ચારિત્રનાં ઉપકરણો રાખવામાં હિંસા –અસત્ય અને પરિગ્રહનું પાપ લાગત.

પરંતુ એ રીતે વર્તવામાં કોઈ પણ સમજુ માણસ અધર્મ કહી શકે જ નહિં. એટલે હિંસાદિ પાંચ કાર્યોદ્વારા થતો કર્મબંધ મુખ્યત્વે તો રાગદ્વેષને જ અવલંબીને છે. આ પાંચ કાર્યોમાં મૈથુન સિવાય ચારમાં અપવાદ છે. કેવલ મૈથુન અપવાદીક નથી. કેમકે મૈથુનનું કાર્ય તો રાગદ્વેષ વિના સંભવી શકતું જ નથી.

**કષાય અને યોગ :—**

કષાયનું સ્વરૂપ, પ્રકરણ છઠ્ઠામાં ચારિત્ર મોહનીય કર્મના વિવરણમાં તથા તે કષાયદ્વારા કર્મબન્ધ કેવી રીતે થાય છે, તે સ્થિતિબંધના સ્વરૂપમાં, અને યોગ દ્વારા થતા પુદ્ગલના ગ્રહણ અને પરિણમનની સમજ, પ્રકરણ પાંચમામાં વિચારાઈ ગઈ છે.

ચારેકષાયો તે રાગ-દ્વેષ છે. તે ચારેમાં કયા કષાયો તે રાગસ્વરૂપે અને કયા કષાયો તે દ્વેષસ્વરૂપે કહેવાય છે, તે ભિન્નભિન્ન દ્રષ્ટિકોણથી નીચે મુજબ છે.

कोहं माणं चापीइ, जाइतो बेही संग्रहो दोपं ।
मायःए लोभेण य, स पीइ सामण्णतोरागं ॥

ક્રોધ અને માન તે અપ્રીતિની જાતિ હોવાથી સંગ્રહનય તેને દ્વેષ કહે છે. અને માયા તથા લોભની સાથે પ્રીતિ જાતિનું સમાનપણું હોવાથી તેને રાગ કહે છે.

અહિં ક્રોધ તો અપ્રીતિરૂપ પ્રસિદ્ધ જ છે. અને માન તે બીજાના ગુણને નહિં સહન કરવા રૂપ હોવાના હિસાબે તેને પણ અપ્રીતિરૂપ ગણ્યો છે.

અહિં લોભ તે આસક્તિરૂપ હોવાથી પ્રીતિરૂપ પ્રસિદ્ધ જ છે. અને બીજાને છેતરવારૂપ માયામાં પણ કોઈ વસ્તુની અભિલાષા કારણરૂપ હોઈ માયા કરવામાં વર્ત્તતો આંતરિક અભિલાષ પ્રીતિસ્વભાવવાળો હોવાના હિસાબે માયાને પણ પ્રીતિરૂપે ગણી છે.

હવે બીજી રીતે ક્રોધ, માન, અને માયા એ ત્રણને દ્વેષરૂપ ગણી ફક્ત લોભને જ રાગરૂપે ગણ્યો છે.

मायंपिदीसमिच्छइ, ववहारोजं परोवधायाय।
नायोन्नायाणोच्चिय, मुच्छालोभेतितोरागो ॥

વ્યવહારનય માયાને પણ દ્વેષ માને છે. કારણ કે માયા તે બીજાને ઉપઘાત કરવા માટે છે. અને ન્યાયપૂર્વક

ઉપાર્જન કરેલા અર્થમાં મૂર્ચ્છા તે લોભ છે. અને તેથી જ તે રાગરૂપ છે.

અહિં ઉપઘાત કરવો તે દ્વેષરૂપ હોઈ બીજાનો ઉપઘાત કરવામાં વર્ત્તતા માયાના ઉપયોગને દ્વેષ ગણ્યો છે.

હવે ત્રીજી માન્યતા મુજબ ક્રોધને તો દ્વેષમાંજગણી, માન–માયા અને લોભ એ ત્રણેને રાગસ્વરૂપે પણ ગણ્યા છે, અને દ્વેષસ્વરૂપે પણ ગણ્યા છે.

उज्जु सुयमयंकोहो, दोसोसेसाणमय मणेगंतो ।
रागोतिय परिणाम, वसेण उ त्रिसेसो ॥
माणोरागोतिमओ, साहंकारो वओगकालंभि ।
सोचेवहोइदोसो, परगुणदोसोवयोगम्मि ॥
मायालोभा चेवं, परोवघाओवओगतोदोसो ।
मुच्छोवओगकाले, रागोऽभिस्संगलिंगोत्ति ॥

ऋजुसूत्र नयनो मत એ છે કે ક્રોધ દ્વેષરૂપ છે, અને બાકીના કષાયો માટે અનેકાન્ત છે. પરિણામના વશથી રાગરૂપ અને દ્વેષરૂપ એ વિશેષ છે.

સ્વાભિમાનના ઉપયોગ કાલે માન તે રાગરૂપ છે, અને પરગુણના દ્વેષના ઉપયોગ સમયે તે માન દ્વેષરૂપ છે. માયા અને લોભ તે બીજાને ઉપઘાત કરવાનો ઉપયોગ કાળે દ્વેષરૂપ છે, અને મૂર્ચ્છાના ઉપયોગ સમયે આસક્તિના ચિન્હવાળો હોવાથી રાગરૂપ છે.

શબ્દાદિ નયના મતે કષાયોમાં રાગદ્વેષપણું નીચે મુજબ છે.

सद्दाइमयंमाणो, मायाए य सगुणों वरागाय ।
उपओगोलोहोश्विय, जतो स तत्थेव्र उवरद्धो ॥
सेसंसाकोहोच्चिय, सपरो वधाइयमइयोतितोदोसो ।
तल्लक्खणोयलोभो, अहमुच्छाकेवलोरागो ॥

શબ્દાદિ નયોનો અભિપ્રાય એ છે કે માન અને માયામાં સ્વગુણના રાગથી જે ઉપયોગ પ્રવર્ત્તે છે તે લોભ-રૂપ જ છે. કારણ કે તે તેમાં જ રંગાએલો છે. બાકીના અંશો સ્વપરની ઉપઘાતની બુદ્ધિથી થયેલા હોવાથી ક્રોધ-રૂપ જ છે. વળી ઉપઘાત સ્વભાવવાળો લોભ તે દ્વેષરૂપ અને મૂર્ચ્છાત્મક લોભ કેવળ રાગરૂપ છે,

આ હિસાબે માન અને માયાનો જુદી જુદી દ્રષ્ટિએ ક્રોધ અને લોભમાં સમાવેશ કરી દઈ કષાયોના ક્રોધ અને લોભ એમ બેજ પ્રકાર પણ ગણાવ્યા છે. વળી અન્યના દ્રવ્યનું હરણકરવાની બુદ્ધિરૂપ લોભ તે અન્યના ઉપઘાત કરવારૂપ અધ્યવસાયમાં વર્ત્તતો હોય ત્યારે તે દ્વેષમાં ગણાય છે. અને ન્યાયથી ઉપાર્જિત દ્રવ્યમાં મૂર્ચ્છાત્મક લોભને રાગમાં ગણાય છે. આ પ્રમાણે કષાયો તે રાગ અને દ્વેષરૂપ સમજવા.

કર્મબંધમાં મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ એ ચાર હેતુઓ સાથે પ્રમાદને મુકતાં બંધહેતુઓ પાંચ પણ ગણાય છે. પ્રમાદ એટલે આત્માનું વિસ્મરણ, અર્થાત્ કર્ત્તવ્યની સ્મૃતિમાં સાવધાનતા રૂપ હોવાથી એ પણ એક

જાતનો અસંયમ છે. માટે તેને કષાયમાં જ અન્તર્ગત ગણી બન્ધહેતુઓ ચાર ગણાવ્યા છે.

આત્માની મિથ્યાત્વ અને અવિરતિ દશા વર્ત્તવામાં મુખ્ય કારણ તો મોહનીય કર્મનો જ ઉદય છે. એટલે જ આગળ મોહનીયકર્મના વિવરણમાં વિચારાયું છે કે આત્માને મિથ્યાત્વ દશામાંથી મુક્ત થવા નહિં દેનાર અનંતાનુબંધિ કષાય છે. અને આત્માને અવિરતિ દશામાં રાખનાર તે અપ્રત્યાખ્યાની અને પ્રત્યાખ્યાની કષાય છે.

જેથી મિથ્યાત્વ અને અવિરતિ એ કષાયના જ ઉદય-વાળી જીવનીઅમુક દશાહોઈ તે બન્ને હેતુ, કષાયના સ્વરૂપથી જુદા પડતા નથી. માટે બન્ધહેતુઓ કષાય અને યોગ બેજ પણ ગણી શકાય છે.

એ રીતે બન્ધહેતુઓ મુખ્ય પણે કષાય અને યોગ એમ બે છે. પરંતુ આધ્યત્મિક વિકાસની ઉતરતી-ચડતી ભૂમિકા-રૂપ ગુણસ્થાનકોમાં બંધાતી કર્મપ્રકૃત્તિઓની તારતમ ભાવના કારણમાં મોહનીય કર્મના ઉદયથી વર્ત્તતી કઈ દશા કઈ કર્મપ્રકૃતિઓના બન્ધમાં કારણભૂત છે તે સાદી સમજના લોકોને સ્હેલાઈથી સમજાવવા માટે જ્ઞાનિપુરૂષોએ મિથ્યાત્વ અને અવિરતિને કર્મબંધના હેતુમાં જુદાં જુદાં ગણાવ્યાં છે. કષાયના ઉત્તર ભેદ પચવીસ તથા યોગના મૂળભેદ ત્રણ અને ઉત્તર ભેદ પંદર છે. એ રીતે કર્મબંધના મૂળ હેતુ તે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ એમ ચાર

તથા ઉત્તરહેતુ પાંચ મિથ્યાત્વ, બાર અવિરતિ, પચવીસ-કષાય અને પંદર યોગ એમ સત્તાવન છે.

વળી કર્મઆવવાના માર્ગરૂપ આશ્રવતત્ત્વના પાંચ ઈંદ્રિય, ચાર કષાય, પાંચઅવ્રત, ત્રણ જોગ અને પચવીસક્રિયા એમ ૪૨ ભેદ શાસ્ત્રમાં કહ્યા છે. બન્ધહેતુ કહો કે આશ્રવ કહો પણ વસ્તુતાએ તો તે બંન્ને એક જ છે.

તેમાં બન્ધહેતુના ચાર ભેદ, પાંચ ભેદ કે બે ભેદ, અગર આશ્રવના ૪૨ ભેદ એ રીતે સંખ્યાનો અને તેને લીધે નામનો ભેદ હોવા છતાં તાત્ત્વિક દૃષ્ટિએ એમાં કશો ભેદ છે જ નહિં.

કર્મની ખરી જડતો કષાયજ છે. ત્રણે પ્રકારના યોગો સમાન પણે વર્ત્તતા હોવા છતાં કષાયમુક્ત આત્માને બંધાતુ કર્મ નથી. તો વિપાકજનક થતું કે નથી બે સમયથી અધિક સ્થિતિ પ્રાપ્ત કરતું. માટે જ કર્મબંધમાં કષાયની જ પ્રધાનતા સૂચવવા માટે તત્ત્વાર્થ સૂત્રના અધ્યાય આઠમાના સૂત્ર બીજામાં કહ્યું છે કે કષાયના સંબંધથી જ જીવ, કર્મને યોગ્ય પુદ્‌ગલો ગ્રહણ કરે છે. અને વ્યવહારમાં પણ આપણે બોલીએ છીએ કે રાગદ્વેષથીજ કર્મબંધાય છે.પરંતુ કર્મના આશ્રવને રોકવાના જિજ્ઞાસુઓને રાગ અને દ્વેષની વિવિધ રીતે વર્ત્તતી અવસ્થાનો ખાસ ખ્યાલ હોવો જોઈએ.

**કર્મબંધના વિશેષ હેતુઓ:—**

મિથ્યાત્વ–અવિરતિ–કષાય અને યોગ એ ચારહેતુ કર્મબંધના વિચાર્યાબાદ હવે કેટલાક વિશેષ હેતુ વિચારીયે.

જો કે તે વિશેષ હેતુઓનો સમાવેશ ચાર મુખ્ય હેતુમાંજ થઈ જાય છે, પરંતુ વિશેષ સમજણરૂપ થવાના ઇરાદે તે વિશેષ હેતુઓ કહ્યા છે.

(૧) શંકા સમાધાન પછી પણ શાસ્ત્રને વિષે અશ્રદ્ધા રાખવાથી, જ્ઞાનનું ગોપન કરવાથી, હિંસા–દ્વેષ–ઈર્ષ્યાને લીધે જ્ઞાન આપવામાં સંકોચ રાખવાથી, જ્ઞાનોન્નતિના માર્ગમાં વિઘ્ન નાખવાથી, સત્યમાર્ગનો અપલાપ કરવાથી, સત્યને સત્યરૂપે જાણવા છતાં અસત્યરૂપે સ્થાપવાથી, જ્ઞાનીનો અવર્ણવાદ બોલવાથી, વિનયહીન અને અકાલે ભણવાથી. જીવ જ્ઞાનાવરણીય કર્મ બાંધે છે.

(૨) દર્શનીના દોષ ગ્રહણ કરવાથી, નાક–કાન વીગેરે કાપવાથી અને હિંસાદિ પાપસ્થાનક આચરવાથી જીવ, દર્શનાવરણીય કર્મ બાંધે છે.

(૩) સર્વ પ્રાણી પ્રત્યે કરૂણા રાખવાથી, વ્રતધારીઓની ભક્તિ કરવાથી, સંયમ પાલનથી, કષાયનો વિજય કરવાથી, અવિચલિતપણે કર્મનાં ફળો ભોગવવાથી, અપરાધીને પણ ક્ષમા આપવાથી, ચિત્તની વૃત્તિનો નિરોધ કરવાથી અને દાનદેવાથી જીવ શાતાવેદનીયકર્મ બાંધે છે.

ઉપરોક્ત કાર્યોથી વિપરીત વર્ત્તન કરવાથી તથા દુઃખ શોક–આક્રંદ–વધ–તાપ અને પરને વેદના કરવાથી જીવ અશાતા વેદનીય કર્મ બાંધે છે.

(૪) ઉત્સૂત્ર પ્રરૂપણા કરવાથી, પાપ માર્ગનો ઉપદેશ

કરવાથી, દેવદ્રવ્યનું હરણ કરવાથી યા વીણસાડવાથી અને સર્વજ્ઞ ભગવાન–વિશુદ્ધ આગમ અને સત્ય ધર્મ તથા સંઘની નીંદા કરવાથી જીવ દર્શનમોહનીય કર્મ બાંધે છે. તથા કષાય અને નોકષાયના ઉદયથી જીવમાં જે તીવ્ર વિભાવ ઉત્પન્ન થાય છે. તેને લીધે જીવ ચારિત્રમોહનીય કર્મ બાંધે છે.

(૫) સંસારિક વ્યાપારોમાં અતીરાચ્યામાચ્યા રહેવા રૂપ જે આરંભ તથા વિષય તૃષ્ણાના અંગે વિષયોના ભોગ રૂપ જે પરિગ્રહ, તેમાં તલ્લીન થનાર અને અહિંસાદિને વીસારી દેનાર તે નરકાયુ બાંધે છે. અત્યંત કપટી, શઠ, હૃદયમાં ત્રણશલ્યવાળો તે તિર્યંચનું આયુ બાંધે છે. અલ્પ આરંભી, અલ્પપરિગ્રહી, મૃદુતાયુકત, અલ્પકષાયી, અને મધ્યસ્થ ગુણવાળોજીવ, મનુષ્યાયુ બાંધે છે. અવિરતિ સમ્યગ્દષ્ટિ, દેશવિરતિ, સરાગ સંયમી, અજ્ઞાન તપસ્વી, અને અકામ નિર્જરાવાળો દેવાયુ બાંધે છે.

(૬) મન–વચન–કાયાનો કુટિલ વ્યવહાર, વિતંડા તથા અશ્રદ્ધા–ઈર્ષ્યા–નિંદા–આત્મપ્રશંસા–અસૂયા વીગેરેથી જીવ અશુભ નામ કર્મ બાંધે છે. અને મન–વચન–કાયાનો સરલ વ્યવહાર, કલહનો ત્યાગ, સમ્યગ્દર્શન, વિનય, અને ગુણાનુવાદ વીગેરે વડે જીવ, શુભ નામ કર્મ બાંધે છે.

(૭) અન્યની પ્રશંસા, પોતાની નિંદા, અન્યના સદ્-ગુણ બોલવા, પોતાના ગુણ ગોપવવા, ગુરૂજનોનો વિનય, પોતાનાં સારાં કામો સંબંધે પણ ગર્વરહિતપણું એ

ગુણોથી ઉચ્ચગોત્ર બંધાય છે. અને પરની નિંદા, આત્મ પ્રશંસા, સદ્ગુણાચ્છાદાન અને અસદ્ગુણોદ્ભાવનથી જીવ, નીચ ગોત્ર બાંધે છે.

(૮) કોઈ દાન કરતું હોય, કોઈને કંઈ લાભ થતો હોય, કોઈને અન્નાદિ ભોગ સામગ્રીની અને ઉપભોગ્ય સામગ્રીની અનુકુળતા હોય, કોઈ પોતાની શકિત શુભ કાર્યમાં ફોરવતુ હોય, આ બધામાં વિઘ્ન કરવાથી, જિન પૂજાનો નિષેધ કરવાથી અને હિંસાદિમાં તત્પર રહેવાથી અંતરાય કર્મ બંધાય છે.

આ પ્રમાણે આ આઠે કર્મબંધનના બાહ્યહેતુઓ છે. શાસ્ત્ર નિયમ તો એવો છે કે સામાન્ય રીતે આયુષ્યને છોડી સાતે કર્મ પ્રકૃતિઓનો બંધ તો જીવને પ્રતિસમય થાય છે. એટલે જીવે પ્રતિ સમય ગ્રહિત કાર્મણ વર્ગણાનાં પુદ્ગલો તેજ સમયે સાતે કર્મ રૂપે વ્હેંચાઈ જાય છે. તે હકિકત પ્રદેશ બંધના સ્વરૂપમાં વિચારાઈ ગઈ છે.

તેમ છતાં પ્રકૃતિવાર કર્મબંધના જે બાહ્યહેતુ શાસ્ત્રમાં કહેલા છે, તે, તે તે પ્રકૃતિના અનુભાગ અર્થાત્ રસબંધને ઉદ્દેશીને સમજવા. કોઈ પણ એક કર્મના આ બાહ્યહેતુના સેવન વખતે તે કર્મ ઉપરાંત બીજાં પણ કર્મો બંધાય તો છેજ. પરંતુ તે નિયમ પ્રદેશબંધ અંગેનો જ છે. વળી આ અનુભાગબંધ પણ મુખ્યપણાની અપેક્ષાએ સમજવો. અર્થાત જ્ઞાનપ્રદોસ આદિ હેતુના

સેવન સમયે જ્ઞાનાવરણીયના અનુભાગનો બંધ મુખ્યપણે થાય છે. અને તે સમયે બંધાતી બીજી કર્મપ્રકૃતિઓનો અનુભાગ બંધ ગૌણપણે એટલે સામાન્યપણે બિલ્કુલ મામુલી અંશે થાય છે. પણ તે સમયે બંધાતાં અન્યકર્મોમાં અનુભાગ બંધ બિલકુલ થતો જ નથી એમ નહિં સમજવું. કેમકે પ્રતિસમય બંધાતી સર્વકર્મપ્રકૃતિઓમાં પ્રકૃત્યાદિ ચારે પ્રકારનો બંધ થાય છે.

## પ્રકરણુ ૧૦ મું

## સંવર—નિર્જરા અને મોક્ષ.

કર્મના સંબંધવાળી આત્મદશા તે સંસાર, અને કર્મ-રહિત આત્મદશા તે મોક્ષ છે. સંસારીદશા તે વિભાવદશા અને મુક્તદશા તે સ્વભાવદશા છે. વિભાવદશા જ જીવને કષ્ટકારી છે. જ્યારે સ્વભાવદશા તે શાશ્વત સુખવાળી દશા છે. કર્મની સાથે જીવને સંબંધિત બનાવી, વિભાવ દશામાં રાખી, સંસારમાં ભટકાવી, અનેકવિધ કષ્ટોના સંયોગોમાં મુકનાર તે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ (માન-સિક–વાચિક અને કાયિક વ્યાપાર) જ છે. કારણુ કે વિવિધ પ્રકારે બંધાતા કર્મના મુખ્ય હેતુઓ યાતો કર્મને આવવાના માર્ગ રૂપ આશ્રવો તો આ ચાર જ છે. તે ચારેય રાગ અને દ્વેષમાં અંતર્ગત કરી લઈએ તો મુખ્ય બેજ આશ્રવો યા કર્મ બંધના હેતુઓ થાય છે. સારીયે સંસારી અવસ્થા આ રાગ અને દ્વેષને જ-અવલંબીને છે.

એટલે રાગદ્વેષ એજ સંસાર, તથા રાગ અને દ્વેષનો સર્વથા અભાવ તેજ મોક્ષ છે. એટલા જ માટે મહોપા-ધ્યાય શ્રીયશોવિજયજી મહારાજે શ્રીવાસુપૂજ્ય સ્વામીના સ્તવનમાં ગાયું છે કેઃ—

ક્લેશે વાસિત મનસંસાર, ક્લેશ રહિત મન તે ભવપાર;
જો વિશુદ્ધ મન ઘર તુમે આવ્યા, તો અમે નવનિધિ ઋદ્ધિપાયા.

સાહેબા વાસુપૂજ્ય જિણંદા.

માટે સંસાર વૃદ્ધિને રોકવા માટે આત્મામાંથી રાગ દ્વેષ હટાવવાનો પ્રયત્ન કરવો એજ મનુષ્ય જીવનનું કર્તવ્ય અને પરમ ધર્મ છે. સંસારી અવસ્થામાંથી મુક્ત બનવાને માટે કર્મને આવવાના ઉપરોક્ત હેતુઓને રોકવાનો જે પ્રયત્ન જે વર્ત્તનદ્વારા કરાય તેવા જીવના વર્ત્તનને "સંવર" કહેવાય છે. કર્મ બંધના હેતુરૂપ આશ્રવનો નિરોધ કરવાની ઈચ્છાવાળાએ સમ્યગ્દર્શનથી મિથ્યાત્વને, વિરતિથી અવિરતિને, ક્ષમા–નમ્રતા–સરલતા અને સંતોષથી અનુક્રમે ક્રોધ માન–માયા અને લોભને જીવનમાંથી ખસેડવાના પ્રયત્નશીલ બનવું જોઈએ.

તથા સંયમસંસ્કારથી મન–વચન–કાયાના વ્યાપારરૂપ યોગોને શુભ અને નિર્મળ બનાવવાની કોશિષ ચાલુ રાખવાથી ધીમે ધીમે તેમનો પણ નિરોધ થઈ જાય .છે. આ રીતે આશ્રવ અર્થાત્ કર્મબંધવ્યાપારને અટકાવનાર આત્માના શુદ્ધભાવ પરિણામને સંવર કહેવાય છે. અહિં આશ્રવ તે અધર્મ, અને સંવર તથા નિર્જરા તે ધર્મ કહેવાય છે.

શાસ્ત્રમાં અહિંસા, સંયમ અને તપને જ ધર્મ કહ્યો છે. તેમાં અહિંસા અને સંયમ તે સંવરરૂપ અને તપ તે નિર્જરારૂપ છે. એકલી અહિંસા એટલે હિંસાનાં પચ્ચકખાણ

કરવા માત્રથી વિરતિની સાર્થકતા નથી. વિરતિની સાર્થકતા તો સંયમથી જ. છે. સંયમ વિના તો હિંસાનાં પ્ચ્ચકખાણ રૂપ અહિંસાની નિષ્ફલતા છે. એટલે હિંસાથી થતા પાપને રોકવા માટે અહિંસા અને સંયમ બન્ને હોવાં જોઈએ. હિંસાનાં પચ્ચકખાણ તે અહિંસા, તથા હિંસા થઈ જવા પામે નહિ અને જીવો બચી જાય તે રીતે થતા પ્રયત્નને સંયમ કહેવાય છે હિંસાનો પચ્ચકખાણી પણ જયણાએ જ ચાલવાથી, ખાવાથી પીવાથી, સુવાથી. બેસવાથી પાપકર્મ ન બાંધે. જયણા કરવા છતાંય જીવ નહિ જ મરે એ નક્કી નથી, પરંતુ બચાવવાની બુદ્ધિથી પ્રયત્ન કરવા છતાંય જીવ મરે તો પણ પાપકર્મ નથી. જયણાપૂર્વક પગ મુકવા વડે ચાલવાથી વિરાધના થઈ જાય છતાં પાપકર્મ બંધાય નહિ. હવે અજયણાએ ચાલવાવાળાથી પણ સર્વ સ્થળે કંઈ હિંસા થઈ જતી નથી. છતાં તેને જીવોની હિંસા કરનારો કહેવાય. અજયણાએ હિંસા ન થઈ જવા છતાં પણ પાપ કર્મ બંધાય છે. જેમકે કાયદાનુસાર જે જગ્યાએ હોર્ન વગાડવું જરૂરી હોય ત્યાં કોઈ એકસીડેન્ટ ન થવા છતાં પણ મોટર ડ્રાઈવર હોર્ન ન વગાડે તો ગુન્હેગાર ગણાય છે. ઝેરી દવા જાણ્યે અજાણ્યે પી જનાર માણસનું મૃત્યુ થવાના સંયોગમાં દવા આપનાર ડોકટરે દવાની બાટલી ઉપર “ ઝેરી દવા છે ” એવી કાપલી ચોટાડીને બાટલી આપી હોય તો તે ડોકટર ગુન્હેગાર ગણાતો નથી. કાપલી ચોટાડવી ભૂલાઈ ગઈ હોય તો ડૉકટર ગુન્હેગાર છે. આ રીતે અહિંસાના પાલનમાં જયણા અંગે પણ સમજવું.

અજયણાએ ચાલવાથી કંઈ સર્વ સ્થળે જીવ હિંસા થઈ જતી નથી. છતાં અજયણાએ ચાલનારો હિંસક કહેવાય. માટે અજયણાથી ચાલવાથી હિંસા ન થઈ જવા છતાં પણ હિંસાનું પાપ બંધાય છે.

જ્યાં જયણા છે, ત્યાં વિરતિ છે. ત્યાં જ પાપ સ્થાનકોની નિવૃત્તિ છે, ધર્મ છે. જ્યાં જયણા નથી, ત્યાં નથી વિરતિ કે નથી પાપસ્થાનકની નિવૃત્તિ, કે નથી ધર્મ. એ જયણાપૂર્વક વર્ત્તતી પ્રવૃત્તિ અને નિવૃત્તિની રીત, જ્ઞાનિઓએ આઠ પ્રકારે બતાવી છે. જે જૈનશાસનમાં "અષ્ટ પ્રવચન માતા" તરીકે ઓળખાય છે. જયણાપૂર્વક જેમાં પ્રવૃત્તિ છે, તે સમિતિ, અને જયણાપૂર્વક જેમાં પ્રવૃત્તિ અને નિવૃત્તિ બન્ને છે તેને ગુપ્તિ કહેવાય છે. સમિતિ પાંચ છે અને ગુપ્તિ ત્રણ છે. તેનાં નામ આ પ્રમાણે છે. (૧) ઈર્યા સમિતિ, (૨) ભાષા સમિતિ, (૩) એષણા સમિતિ, (૪( આદાન ભંડમત્ત નિક્ષેપણા સમિતિ, (૫) પારિષ્ઠાપનિકા સમિતિ. એ પાંચ સમિતિ છે. (૧) મનોગુપ્તિ, (૨) વચનગુપ્તિ, (૩) કાયગુપ્તિ. એ ત્રણ ગુપ્તિ છે. આ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિને જ અષ્ટપ્રવચન માતા કહેવાય છે.

ઉપયોગ પૂર્વક ચાલવું તે **ઇર્યા સમિતિ**, ઉપયોગ પૂર્વક (જયણાપૂર્વક) નિર્દોષ ભાષા બોલવી તે **ભાષા સમિતિ**, શુદ્ધ અને નિર્દોષ આહાર ગ્રહણ કરવો તે **એષણા સમિતિ**, સૂક્ષ્મ જીવની પણ હિંસા ન થઈ જાય તેવી સાવ-

ચેતી પૂર્વક વસ્ત્ર-પાત્રાદિ કોઈપણ ચીજ લેવી મૂકવી તે **આદાન સમિતિ** અને ઝાડો, પેશાબ, અશુદ્ધ કે વધેલો આહાર, અગર કોઈપણ ચીજને જયણા પૂર્વક એટલે ફેંકવાના સ્થાન પર કોઈપણ જીવની વિરાધના ન થઈ જાય, અગર જેના વધુ ટાઈમ પડી રહેવાથી તે ચીજ સર્વજ્ઞ વચનાનુસાર હિંસાનું નિમિત્ત ન થાય તે રીતે તે વસ્તુને પરઠવવી (ત્યાગવી) તેને **पारिष्ठा पनिका समिति** કહેવાય છે.

દુષ્ટ ચિંતવનમાંથી મનને રોકી શુભ અને શુદ્ધ વિચારમાં પ્રવર્ત્તાવવું તે **मनोगुप्ति**, સાવદ્ય વચન નહિં બોલતાં નિરવદ્ય વચન બોલવું અને તે પણ જરૂરી સમયે જ મુખે મુખવસ્ત્ર રાખવા પૂર્વક બોલવું તે **वचनगुप्ति**, કાયાને સાવદ્ય માર્ગમાંથી રોકી નિરવદ્ય ક્રિયામાં પણ સિદ્ધાન્તમાં કહેલી વિધિપૂર્વક ગમન આગમન આદિ કરવું તે **कायगुप्ति** છે. આમાં ભાષા સમિતિ અને વચનગુપ્તિમાં તફાવત એ છે કે ભાષા સમિતિ તે નિરવદ્ય વચન બોલવા રૂપ છે. અને તે નિરવદ્ય વચન પણ બોલવા ટાઈમે મુખવસ્ત્રિકાના ઉપયોગ પૂર્વક બોલવાને અગર જરૂર વિના શિરઃકંપન વિગેરેના પણ ત્યાગ પૂર્વક રખાતું મૌનપણું તે વચનગુપ્તિ કહેવાય છે. સંવરધર્મની ઉત્પત્તિ અને પાલન આ " અષ્ટ પ્રવચન માતા " થી જ થાય છે.

આ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિના બરાબર પાલનમાં આત્માને જાગૃત રાખનાર તો પરિષહજય-યતિધર્મ,

વસ્તુ સ્થિતિનું કલ્યાણપ્રેરક ચિંતવન અને સમભાવરૂપ પરિણુતિ છે.

ક્ષુધા–તૃષા–ઠંડી–ગરમી–માન–અપમાન–રોગ-તકલીફ વિગેરે શાન્ત ભાવથી સહન કરવાં અને પ્રલોભનની સામે લલચાવું નહિં, બુદ્ધિમતા કે વિદ્વતાનો અહંકાર ન કરવો અને બુદ્ધિમન્દતાદિ કારણે ઉદ્વિગ્ન ન થવું એ વિગેરે શાસ્ત્રમાં કહેલ બાવીસ પ્રકારના પરિષહમાં આત્મધર્મ ન ચૂકવો તે પરિષહજય કહેવાય છે.

ક્ષમા–મૃદુતા–ઋજુતા – નિર્લોભતા–તપ–સંયમ (૫ મહાવ્રત, ૫ ઇંદ્રિય નિગ્રહ, ૪ કષાયનો જય, અને મન–વચન–કાયના અશુભ વ્યાપાર રૂપ ત્રણ દંડની નિવૃત્તિ એમ સત્તર પ્રકારનો સંયમ) સત્ય–શૌચ–અપરિગ્રહ (અમ-મત્વ) અને બ્રહ્મચર્ય એ દશયતિધર્મ છે.

વસ્તુસ્થિતિના કલ્યાણપ્રેરક ચિંતવનને ભાવના કહેવાય છે. મોહ–મમત્વ ને નબળા પાડી ફેંકી દેવામાં ભાવનાનું બળ જ સારૂં કામ આપે છે. જૈનગ્રંથોમાં એ માટે નીચે મુજબ બાર ભાવનાઓ ઉપદેશવામાં આવી છે.

(૧) અનાસક્તિ ભાવ પેદા કરવા માટે દુન્યવી ચીજોની ક્ષણભંગુરતાના ચિંતવનને " અનિત્ય ભાવના " કહેવાય છે.

(૨) ભૌતિક અનુકુળતાની પ્રાપ્ત સામગ્રીમાં વર્ત્તતા મિથ્યાભિમાનને રોકવા માટે " અશરણ ભાવના " છે.

(૩) દુનિયાના ક્ષુદ્ર પ્રલોભનના ફસામણથી થતા કર્ત્તવ્યચ્યુતથી બચી જવા માટે "સંસાર ભાવના" છે. આ ભાવનામાં સંસારની વિચિત્રતાનો ખ્યાલ કરી ભવનિર્વેદ (સંસાર પ્રત્યે ઉદ્વેગભાવ) પણું કેળવવાનું છે.

(૪) પૂર્વકૃત પાપના ફળરૂપે ભોગવાતું વર્તમાન દુઃખ તે સ્વયં પોતાને એકલાને જ ભોગવવાનું છે. કોઈથી તે લઈ શકાય કે ટાળી શકાય તેવું નથી. આ ભવમાં પણ સ્વજન કુટુંબાદિને કારણે કરાતાં અનીતિ આદિ પાપકૃત્યોનું ફળ પણ પરભવમાં પોતાને એકલાને જ ભોગવવું પડશે. "ખાનારા સૌ ખાઈ જસે, માથે પડશે તુજ." એ રીતે થતું જે ચિંતવન તે "એકત્વ ભાવના" છે.

(૫) જગતમાં પોતાના આત્માથી અન્ય સર્વ દ્રવ્યોની ભિન્નતા વિચારવી તે "અન્યત્વ ભાવના" છે.

(૬) વિષયાસકિતને અને શરીર ઉપરના અત્યંત મમત્વ ભાવને ટાળવા માટે શરીરના અભ્યંતર ભાગની દુર્ગંધતાનો ખ્યાલ કરવો તે "અશુચિત્વ ભાવના" છે.

(૭) કર્માશ્રવથી બચી જવા માટે કર્મબંધના હેતુભૂત આશ્રવમાર્ગનું સ્વરૂપ વિચારવું તે "આશ્રવ ભાવના" છે.

(૮) આવતાં કર્મને રોકવા માટે રોકવાના ઉપાયોરૂપ સંવરનુસ્વરૂપ ચિંતવવું તે "સંવર ભાવના" છે.

(૯) પૂર્વબદ્ધ કર્મોનો આત્મામાંથી છૂટકારો કરવા માટે શાસ્ત્રોમાં કહેલ બાર પ્રકારના તપનું સ્વરૂપ વિચારવું તે "નિર્જરા ભાવના" છે.

(૧૦) ચૌદરાજ પ્રમાણ લોકાકાશમાં રહેલ છએ દ્રવ્યના પ્રતિસમય વર્તતા ઉત્પત્તિ, નાશ અને ધ્રૌવ્યરૂપ ધર્મનું ચિંતવવું, અથવા છએ દ્રવ્યોના પરસ્પર સંબંધથી અનેક જાતની વિચિત્ર ઉથલપાથલોથી ભરપૂર એવા આ જગતનું અદ્ભૂત અને અકલિત સ્વરૂપ વિચારવું તે લોકસ્વભાવ ભાવના છે.

(૧૧) સમ્યક્ત્વ પ્રાપ્તિની દુર્લભતાનો ખ્યાલ કરવો તે "બોધિદુર્લભ ભાવના" છે.

(૧૨) સમ્યક્ત્વની દ્રઢતા માટે અરિહંત પરમાત્મા આદિની પ્રાપ્તિની પણ દુર્લભતા વિચારવી તે "ધર્મસાધક અર્હંતાદિ દુર્લભ" ભાવના છે.

તાત્વિક અને ઉંડા ચિન્તનરૂપ આ બારે ભાવનાઓ દ્વારા રાગદ્વેષાદિ વૃત્તિઓ થતી અટકી જાય છે. માટે જ આવા ચિન્તનને "સંવર (કર્મબન્ધ નિરોધ)" ના ઉપાય તરીકે જણાવેલ છે.

અનાદિકાળની પરદ્રવ્યમાં રમણતારૂપ વિષમ સ્થિતિમાંથી સ્વસ્વરૂપ રમણતારૂપ સમસ્થિતિમાં આત્માને લાવનાર સાધનને "ચારિત્ર" કહેવાય છે.

આત્માને પરભવમાં લયલીન બનાવી સ્વસ્વરૂપ રમણતાથી ચૂકાવી દેનારૂં તે મોહનીય કર્મજ છે. ચારિત્રદ્વારા મોહનીય કર્મને હટાવતાં હટાવતાં આત્મા જ્યારે બિલ્કુલ મોહાવરણરહિત શુદ્ધ કુન્દન જેવો બને છે, તે સમય સુધિમાં ક્રમે ક્રમે શુદ્ધપામતી આત્મદશા જુદી જુદી સંજ્ઞાયુક્ત પાંચચારિત્રવાળી દશા તરીકે ઓળખાય છે.

અહિંસા-સત્ય-અસ્તેય-બ્રહ્મચર્ય અને પરિગ્રહ એ પાંચ મહાવ્રતો તે યમ અને પાંચમહાવ્રતોના પોષક તથા રક્ષણ જે વિશેષ નિયમો- અભિગ્રહોને નિયમ કહેવાય છે. આ યમ અને નિયમને વ્રત-પ્રત્યાખ્યાન યા વિરતિ પણ કહેવાય છે. તે સર્વવિરતિપણું તેજ સામાયિક ચારિત્ર છે. સંસારના કાંચન-કામિન્યાદિ સર્વભોગો છોડી, સમગ્ર-ગૃહ-કુટુમ્બ-પરિવાર સાથેના સંબંધથી વિમુક્ત થઈ ઉચ્ચ કલ્યાણ ભૂમિ ઉપર આરૂઢ થવાની પરમ પવિત્ર આકાંક્ષાએ જે અસંગવ્રત ગ્રહણ કરાય છે, તેજ સર્વવિરતિ સામાયિક ચારિત્ર છે. રાગદ્વેષની વૃત્તિઓને દબાવવી-જીતવી એજ સર્વવિરતિ વ્યાપારનો મુખ્ય વિષય છે. આ સર્વવિરતિ ચારિત્રદ્વારાજ ખાસ કરીને રાગદ્વેષ જીતાતો હોઈ રાગદ્વેષની મંદતા થતાંથતાં આત્મામાંથી સમૂળગો રાગદ્વેષનો વિનાશ થાય, ત્યાં સુધીમાં આ સર્વવિરતિચારિત્ર તે અનુક્રમે સામાયિક-છેદોપસ્થાપન-પરિહાર વિશુદ્ધિ-સૂક્ષ્મસંપરાય અને યથાખ્યાત નામે ઓળખાય છે. પ્રથમની ત્રણ ચારિત્રાવસ્થા તે આત્મામાંથી રાગદ્વેષની મંદતા કરવા માટે

અનુક્રમે વિશેષ વિશેષરૂપે સાધન રૂપ છે. ચોથું ચારિત્ર તે રાગદ્વેષથી અલ્પ સમયમાં જ મુક્ત થવાવાળી આત્મ દશા છે. અને પાંચમું ચારિત્ર તે રાગદ્વેષના સંપૂર્ણ વિજય-વાળી આત્મદશા છે.

આ પાંચે ચારિત્ર છે તો સામાયિક સ્વરૂપેજ, પરંતુ અવસ્થાભેદે તે જુદી જુદી સંજ્ઞાથી ઓળખાય છે. અહિં પાંચ મહાવ્રત ગ્રહણ રૂપ સર્વવિરતિ તે "સામાયિક ચારિત્ર" છે. પહેલા તથા છેલ્લા તીર્થંકરના શાસનમાં લઘુ દીક્ષા (સર્વવિરતિપણું) આપી છજજીવનિકાય અધ્યયન ભણ્યા બાદ વડી દીક્ષા અપાય છે, તેને તથા મધ્યના બાવીશ તીર્થંકરોના શાસનમાં કોઈ મહાવ્રતોનો ઘાત કરવા ટાઈમે જ સાધુને પૂર્વપર્યાયનો છેદ કરી નવા પર્યાયનું ઉપસ્થાપન કરાવે એટલે કે ફરી મહાવ્રત ઉચ્ચરાવે તેને "છેદો-પસ્થાપનીય સામાયિક ચારિત્ર" કહેવાય છે.

ગુરૂની આજ્ઞા પૂર્વક નવ સાધુઓ અમુક ટાઈમ સુધી ગચ્છ બહાર નીકળી "પરિહાર કલ્પ" અંગે શાસ્ત્રમાં કહેલ વિધિ અનુસાર તપશ્ચર્યા કરી ચારિત્રની જે વિશુદ્ધિ કરે છે, તેને "પરિહાર વિશુદ્ધિ સામાયિક ચારિત્ર" કહેવાય છે.

સૂક્ષ્મ જ કષાયના ઉદયવાળી અવસ્થા તે "સૂક્ષ્મ-સંપરાય સામાયિક ચારિત્ર" કહેવાય છે.

મોહનીય કર્મનો સર્વથા ઉપશમ થવાથી કે સર્વથા આત્મામાંથી ક્ષય થવાથી વર્તતી જે આત્મદશા તેને "યથાખ્યાત સામાયિક ચારિત્ર" કહેવાય છે.

સ્થૂલપણે પળાતાં અહિંસાદિવ્રતોને અણુવ્રત કહેવાય છે. તેવાં અણુવ્રતનું પાલન તે "દેશવિરતિ ચારિત્ર" છે. દેશવિરતિ ગૃહસ્થોને અનેક આરંભ સમારંભ હોવાથી તથા ધર્મધ્યાનની ગૌણતા હોવાથી અલ્પ સંવરવાળા તે દેશવિરતિ ચારિત્રમાં સંવરધર્મની મુખ્યતા નથી. એટલે સર્વવિરતિ સામાયિકથી યથાખ્યાત સુધીના પાંચજ ભેદ ચારિત્રમાં ગણાવ્યા છે. તો પણ સર્વવિરતિના લક્ષ્ય પૂર્વક થતું દેશવિરતિનું પાલન તે રાગદ્વેષ જીતવામાં ઉપયોગી તો છે જ.

આ પ્રમાણે ૫ સમિતિ, ૩ ગુપ્તિ, ૨૨ પરિષહજય, ૧૨ ભાવના, અને પાંચ ચારિત્ર મળી કુલ્લ સત્તાવન ભેદ સંવરના છે. આ સત્તાવન પ્રકારજ આવતાં કર્મને રોકવામાં સામર્થ્યવાળા હોવાથી તેને સંવર કહેવાય છે.

આવતાં કર્મને રોકનાર તો મુખ્યત્વે ચારિત્ર જ છે. માટે ચારિત્રસંવરનો વિષય છે. પરંતુ ચારિત્રની રક્ષક તો સમિતિ –ગુપ્તિરૂપ અષ્ટ પ્રવચન માતાજ છે. માટે અષ્ટ પ્રવચન માતાના અસ્તિત્વમાંજ ચારિત્રનું અસ્તિત્વ હોઈ શાસ્ત્રમાં પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનેજ ચારિત્રાચાર કહ્યો છે. પરિષહજય, યતિધર્મ, અને ભાવના એ જીવનયાત્રાને શાન્ત તથા આનન્દિત રાખનાર હોઈ ચારિત્રાચારની પોષક છે.

કર્મ તે પૂર્વબદ્ધ–બધ્યમાન અને બંધનીય એમ ત્રણ કાળના ભેદવડે ત્રણ પ્રકારે છે. એમાં સંવરના સત્તાવન ભેદનો વિષય મુખ્યત્વે તો બધ્યમાન કર્મને રોકવાનો

છે. જ્યારે પૂર્વબદ્ધ કર્મની નિર્જરા (ક્રમે ક્રમે નાશ) કરનાર તો તપ જ છે. પૂજ્ય શ્રી ઉમાસ્વાતિ વાચકવરે તત્ત્વાર્થ સૂત્રમાં પણ કહ્યું છે કે **तपसा निर्ज्जरा च**. તપસ્યાથી નિર્જરા થાય છે. એ તપ છ બાહ્ય અને છ અભ્યંતર એમ બાર પ્રકારનો છે.

(૧) સિદ્ધાંત વિધિએ આહારનો ત્યાગ કરવો તે અનશન.

(૨) ક્ષુધા કરતાં ન્યૂન આહાર કરવો તે ઊનોદરિકાતપ.

(૩) દ્રવ્ય–ક્ષેત્ર–કાળ અને ભાવથી ભિક્ષા વિગેરેના અભિગ્રહ કરવા તે વૃત્તિસંક્ષેપ.

(૪) દુધ–દહિં–ઘી–તેલ–ગોળ અને તળેલી વસ્તુ એ છ વિગયનો યથાશકિત ત્યાગ અને મદિરા–માંસ–માંખણ અને મધ એ ચાર મહાવિગયનો સર્વથા ત્યાગ કરવો તે રસત્યાગ છે.

(૫) વીરાસન આદિ આસનોથી બેસવું, કાયોત્સર્ગ કરવો અને કેશનો લોચ કરવો ઈત્યાદિને કાયકલેશ તપ કહેવાય છે.

(૬) અશુભ માર્ગે પ્રવર્ત્તતી ઈન્દ્રિયોને પાછી હટાવવી કષાયો રોકવા, અશુભયોગથી નિવર્ત્તવું અને સ્ત્રી, પશુ, નપુંસકના સંસર્ગવાળા સ્થાનનો ત્યાગ કરી સારા સ્થાનમાં રહેવું એ રીતે ચાર પ્રકારનો તપ તે સંલીનતા તપ છે.

એમ છ પ્રકાર બાહ્ય તપના છે, હવે અભ્યંતર તપના પ્રકાર:—

(૧) થયેલા અપરાધની શુદ્ધિ કરવી તે પ્રાયશ્ચિત્તતપ.

(૨) જ્ઞાની, સમ્યકત્વી અને ચારિત્રવંત પુરુષોનો મન–વચન–કાયાથી વિવિધ રીતે વિનય કરવો, એટલે કે સન્માન કરવું, આદર કરવો તે વિનયતપ કહેવાય છે.

(૩) આચાર્ય–ઉંપાધ્યાય–તપસ્વી–સ્થવીર–સંઘ–સાધર્મિક વીગેરેની આહાર–વસ્ત્ર–ઔષધ–ઈત્યાદિથી ભકિત–બહુમાન કરવું તે વૈયાવૃત્ય તપ કહેવાય છે.

(૪) ભણવું ભણાવવું, સંદેહ પૂછવો, ભણેલ અર્થને સંભાળવો, ધારેલ અર્થનું સ્વરૂપ વિચારવું, ધર્મોપદેશ આપવો યા ધાર્મિક વાતચીત કરવી એમ પાંચ પ્રકારનો સ્વાધ્યાય તપ છે.

(૫) ધર્મધ્યાન અને શુકલધ્યાન ધ્યાવવાં તે ધ્યાન તપ છે.

(૬) કાયા વિગેરેના વ્યાપારનો ત્યાગ કરવો તે કાયોત્સર્ગ તપ છે.

આ પ્રમાણે બાર પ્રકારનો તપ જ પૂર્વબદ્ધ કર્મની નિર્જરાનું પરમ સાધન છે. જો કે સંસારી આત્મા પોતાના પૂર્વબદ્ધ કર્મના વિપાકોદયને ભોગવવા વડે સમયે સમયે નિર્જરા કરી જ રહ્યો છે. અને એ રીતે થતી નિર્જરા તો એકેન્દ્રિયજીવોમાં પણ ચાલુ જ હોય છે. કારણકે કર્મનો

અને આત્માનો સંબંધ નિત્ય નથી પણ અનિત્ય છે. સ્વભાવિક નથી પણ વિભાવિક છે.

એટલે મુદત પુરી થતાં પોતાની મેળે પોતાનું ફળ બતાવી ખરી પડવું એતો કર્મનો સ્વભાવ છે. પરંતુ એ રીતે તે ભોગવટા દ્વારા થતી નિર્જરામાં અશાન્તિ, દુર્ધ્યાન અને કષાયિક આવેશ કરી, એનાથી ફરી કર્મ બાંધી તે કર્મની પરંપરા અનાદિકાળથી જીવે ચાલુ રાખી છે. માટે તેવી નિર્જરા તો જીવને સંસાર પરંપરાનું કારણ બની છે.

જે આત્માઓ પરમાત્મા બન્યા છે, તેઓ ઉપર મુજબની નિર્જરાથી નહિં, પરંતુ ઉચ્ચ આશયથી કરાતા પોતાના તપ સાધનાના બળથી નવાં કર્માશ્રવોનો રોધકરી પૂર્વબદ્ધ કર્મોને આત્મામાંથી ધીમે ધીમે ખેરવવા રૂપ નિર્જરાથી. માટે તપવડે કરાતી કર્મનિર્જરાજ આત્માને છેવટે કર્મરહિત બનાવી પરમાત્મપદ આપી શકે છે.

હવે કેવી રીતે કરાતો તપ કર્મક્ષયનું કારણ બને છે, તે બતાવતાં મહાપુરૂષોએ કહ્યું છે કે—

निरणुद्दाणमयमोहरहियं, सुद्धतत्तसंजुत्तं ।
अज्झत्थभावणाए, तं तवं कम्मखयहेउं ॥

ગતાનુગતિથી સૂત્રની અપેક્ષા સિવાય ઓઘથી કે લોકસંજ્ઞાને અનુસરી જે કરવામાં આવે તેથી ભિન્ન, મદ અને મોહરહિત, શુદ્ધ તત્ત્વ સહિત, અધ્યાત્મ ભાવનાવડે જે તપ કરાય તે કર્મક્ષયનું કારણ છે. માટે પ્રથમતો

ઇન્દ્રિયોના વિષયોની અભિલાષા દૂર કરી શાન્ત પરિણતિથી સિદ્ધાંન્તમાં કહેલ વિધિ પ્રમાણે લૈકિકફળની ઇચ્છા સિવાય જે તપ થાય તે વિશુદ્ધતપ છે. નિઃસંગ અને મોહરહિત આત્મતત્ત્વમાં એકતારૂપ, બાધક પરભાવરૂપ આહારાદિના ગ્રહણને નિવારણ કરનાર જે તપ તેજ શ્રેષ્ઠ છે.

કેટલાક અજ્ઞાની મનુષ્યો બાહ્યતપનો અનાદર કરે છે. તેવાઓ તો બાહ્યતપને બરાબર સમજ્યા જ નથી હોતા. જ્ઞાનીઓએ તો કહ્યું છે કેઃ—

પ્રાયશ્ચિત્તાદિ ભાવતપ (અભ્યંતરતપ) નો પરિણામ તે સ્વરૂપમાં તન્મયતા છે. અને તે તપથી સકલકર્મનો ક્ષય થાય છે. તો પણ અંતરંગતપની વૃદ્ધિનું કારણ અનશનાદિ બાહ્યતપ પણ ઇષ્ટ છે. કારણ કે દ્રવ્ય (બાહ્ય) તપ તે ભાવ (અભ્યંતર) તપનું કારણ છે.

જેઓ જાણે છે કે આ ભવમાં જ અમારો મોક્ષ થવાનો છે, એવા અરિહંત પરમાત્મા પણ છદ્મસ્થ અવસ્થામાં ઘોર તપશ્ચર્યાઓ આદરી નિર્જરાધર્મ પ્રગટ કરી સર્વજ્ઞપણું પ્રાપ્ત કરે છે.

બાહ્યતપ અને અભ્યંતર તપ બન્ને પરસ્પરોત્પાદક છે. એટલે બાહ્યતપથી અભ્યન્તર તપ પ્રગટ થાય છે, અને અભ્યન્તર તપથી તો બાહ્યતપ અવશ્ય પ્રગટ થાય જ છે. છતાં કેવો બાહ્યતપ ઈષ્ટ છે, તે બતાવતાં મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજે સ્વરચિત તપઅષ્ટક ના પહેલા શ્લોકમાં જ કહ્યું છે કે—

ज्ञानमेवबुधाः प्राहुः, कर्मणां तापनात् तपः।
तदाभ्यन्तरमेवेष्टं, बाह्यं तदुपबृंहकम् ॥

કર્મને તપાવનાર હોવાથી તપ તે જ્ઞાન જ છે, એમ પંડિતો કહે છે. તે અંતરંગજ તપ ઈષ્ટ છે. અને અનશનાદિ તપ તે પ્રાયશ્ચિતાદિ ભેદવાળા જ્ઞાન વિશેષરૂપ અંતરંગ તપને વધારનાર હોય તો જ ઈષ્ટ છે.

હવે બાહ્યતપ પણ કેવી રીતે કરવો જોઈએ, તે બતાવતાં શ્રી ઉપાધ્યાયજી મહારાજે તેજ અષ્ટકના સાતમા શ્લોકમાં જણાવ્યું છે કે—

तदेव हि तपः कार्यं, दुर्ध्यानंयत्रनोभवेत्।
येन योगा न हीयन्ते, क्षीयन्तेनेन्द्रियाणि च ॥

નિશ્ચય તેજ તપ કરવું જોઈએ કે જ્યાં ઈષ્ટ પુદ્ગલોની આશંસારૂપ કે અનિષ્ટ પુદ્ગલોના વિયોગરૂપ દુર્ધ્યાન ન થાય. જે તપથી મન, વચન અને કાયરૂપ યોગો તત્ત્વના અનુભવથી સ્વરૂપની રમણતાનો ત્યાગ ન કરે, અને જ્યાં ઇંદ્રિયો ક્ષીણ ન થાય એટલે કે ધર્મસાધકસ્વાધ્યાય કે અહિંસાદિમાં તેના કાર્યની પ્રવૃત્તિ નાશ ન પામે. બાહ્યતપથી શરીરની નિર્બલતારૂપ કષ્ટતા પ્રાપ્ત થવાથી કેટલાક અજ્ઞાનીઓ તેને અશાતા વેદનીય કર્મનો ઉદય માની અશુભ કહે છે. પરંતુ સમજવું જોઈએ કે તપ તે કર્મના ઉદયરૂપ નથી, પણ ચારિત્ર મોહનીયના ક્ષયોપશમથી થયેલ પરિણતિરૂપ છે.

બાહ્ય દેખાતું કષ્ટ અભ્યંતર રીતે અરતિ ઉત્પન્ન

કરનારૂં હોય તો તે કષ્ટને ઉત્પન્ન કરનારાવાળી પ્રવૃત્તિ ત્યાજ્ય છે. પરંતુ ઈચ્છિત કાર્યની પ્રાપ્તિ માટે હર્ષપૂર્વક જે કષ્ટ ઉઠાવવામાં આવે તેવું કષ્ટ તો હર્ષને જ ઉત્પન્ન કરનારૂં હોવાથી કષ્ટરૂપે ગણાતું નથી.

ધન પ્રાપ્તિની અનુકુળતાવાળો દેવાદાર તે લેણદારને ધન આપતાં દેવાથી મુક્ત થતો જાણી હર્ષ અનુભવે છે. દુકાને બેઠેલો વેપારી ઘરે જમવા જવાના ટાઈમે પણ ઘરાકોની ભીડને જમવા જવામાં વિઘ્નભૂત નહિં માનતાં આનંદભૂત માને છે. એવી રીતે તપસ્વીને પણ તપસ્યાથી થતી શરીરની ક્ષીણતામાંય મોક્ષરૂપ સાધ્યની મીઠાસથી હંમેશાં આનંદનીજ વૃદ્ધિ હોય છે. બાકી પૌદ્ગલિક સુખની તૃષ્ણાથી દીન બનેલા પુરૂષો જે કષ્ટ સહન કરે છે, અથવા જે લોક-સંજ્ઞાથી ડરીને પરાધીનપણે દીનવૃત્તિથી આહારના ત્યાગરૂપ તપ કરે છે તે તપ નથી. કારણકે તેતો કષાયના ઉદયથી થતું હોવાને લીધે અને કર્મબન્ધનું કારણ હોવાથી આશ્રવરૂપ છે. જેથી તેવું તપ પૂર્વના અન્તરાય કર્મના ફળરૂપ છે.

અને તપાષ્ટકના સાતમા શ્લોકમાં કહ્યા મુજબનુંજ તપ તે ભૂતકાળમાં સંચિત કર્મોરૂપી કાષ્ટ સમૂહોને બાળી ભસ્મીભૂત કરનાર છે.

સંવર અને નિર્જરાનો પરસ્પર ગાઢ સંબંધ હોવાથી સંવર ધર્મીને ગૌણપણે સકામ 'નર્જરા પણ અવશ્ય હોય

છે. અને નિર્જરા પ્રાપ્ત થતાં સંવર તો અવશ્ય પ્રાપ્ત થાય જ છે.

સંવરની ક્રમેક્રમે થતી વૃદ્ધિના પ્રમાણમાં કર્મપ્રકૃતિઓનો બંધ ઓછો થતો જાય છે. અને છેવટે સંવરની સંપૂર્ણતા થતાં ૧૪ મા ગુણ સ્થાનકમાં કર્મબંધનનો તદ્દન અભાવ થાય છે. એવી રીતે કર્મની નિર્જરા પણ ક્રમેક્રમે વૃદ્ધિ પામતાં કર્મબંધના તદ્દન અભાવ પછી અલ્પ સમયમાં જ તે નિર્જરાની પૂર્ણતા થાય છે. અને સંવર તથા નિર્જરા પૂર્ણ ઉત્કર્ષ પર આવતાં મોક્ષ પ્રાપ્ત થાય છે.

ચાર ઘાતી કર્મોનો ક્ષય કરી કેવલજ્ઞાન પ્રાપ્ત કરનાર સર્વજ્ઞ પરમાત્મા પોતાના તે આયુષ્ય પૂર્ણ થવાના સમય ઉપર અવશિષ્ટ ચાર કર્મો, જે "અઘાતી" અથવા "ભવોપગ્રાહી" કહેવાય છે, તેને ક્ષીણ કરે છે, અને તત્ક્ષણાત્ સીધું ઉર્ધ્વગમન કરતો ક્ષણ માત્રમાં લોકના અગ્ર ભાગ ઉપર અવસ્થિત થાય છે. આ રીતે બન્ધ હેતુઓના બિલ્કુલ અભાવથી અને નિર્જરાથી કર્મનો આત્યન્તિકક્ષય થવાથી પ્રાપ્ત અવસ્થાને મોક્ષ કહેવાય છે.

